


પુસ્તક : ૧ લું. સપટેમબર ૧૯૧૩. અંક : ૧ લો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિરદોષ નવિન એ કરશે બે વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પર જાત.



**The Spirit of Truth shall guide us unto all Truth.**

આ માસિક દર મહિનાની શરૂઆતમાંજ નિયમિત પ્રકટ થાય છે. અને ક્રાઉન ઑકટેવો સાઇઝમાં ખીચો ખીચ છાપેલો બીજા બીજા વિષયોથી ભરપુર સચિત્ર અંક બહાર પાડવામાં આવે છે: પોસ્ટેજ સુધાં વારસીક લવાજમ માત્ર રૂ. ૩-૮-૦, હિંદુસ્તાનની બાહેરનાઓ માટે રૂ. ૪-૮-૦, છુટક નકલના આના ૭, પોસ્ટેજ સાથે આના સાત.

"પ્રભાત"—ઑફીસ
C/o. ટ્યુતોરીયલ પ્રેસ,
નં. ૩, ચર્નીરોડ-ગીરગામ મુંબઈ.

Printed by V. P. Pendherkar and published by Burjorji K. Khasimai for Messers N. Burjor & Co., at the Tutorial Press, 3, Charni Road, Girgaum, Bombay.

# પ્રભાત



સપટેમ્બર

## અનુક્રમણિકા.

૧૯૧૩.



### "આર્ટ પેપર" ઉપર છપાએલાં ચીત્રો.



---

### નિવેદન.

---:o:---

નમતા પુર્વક નિવેદન કરવાનું કે આ પ્રથમનો અંક હોવાથી વેળાસર મુદ્રાંકીત કરાવવાર્થે થએલી અસાધારણ ઉતાવળને અંગે નજર ચુકથી રહી ગએલી ભુલો માટે વાંચક વર્ગ ક્ષમા કરશે. જે માટે ભવિષ્યમાં પૂર્ણ કાળજી લેવાશે.

"પ્રભાત"ના માલેકો.




પૂન્યમાં પમરતી પનોતી **પ્રભાત**
ફરી આઠ પહોરે ફરેલી **પ્રભાત**
પધારી સુફેદ સાજ સજીને **પ્રભાત**
સીહા રાતનું લીધુ છે ભારી જકાત
દીધાં ગુલ ઝાકલે ઝણકાવ કરી
વીઝી વાએ ડાળીને ગણકાવ કરી
ઉડ્યા પાને પંખીણી સનસાર કરી
**પ્રભાત** તુંજ સવારી ઉગમમાં ધરી

હલાવી મચાવી કીધો શોર બકોર
ખુલ્યા છે સન માન થઇ ઘરને બાર
કમરતંગ કસી મંડ્યા સણગાર પર
ફરી તુંજ સવારી જોકે પળવાર ભર
જનમ હો મરણ હો યા કાંઇક ઘર લગન
અગર હો ગમી યા ભલે હો સગન
વધાઇ હોય લડાઇ હોય કંઇક ઘર પાસ
**પ્રભાત** તાહારી આવવાની સઉ રાહા જોશે ખાસ.
( **"હરમીસ"** )

---

# પ્રભાતના દર્શને પ્રભાતને દુઆ.

**લખનાર: કવિ દા. એ. તારાપોરવાલા.**

—:o:—

બુલબુલ! ઓ કુદરતનાં પંખી પ્યારાં!
ખોલ તારી આજે તું રસિક જબાન!
આપ મને પ્રભાતમાં દર્શન તારાં!
ને ધર હકૂત-અકલિમનાં માલેકનું ધ્યાન!
બુલબુલ! ઓ બામદાદનાં પંખી મધુર!
ગા તારી કુદરતનાં ગુલશનનું ગીત!
થા તારી સંગિતની લેહમાં ચકચુર!
ને દેખાડ આ પ્રકાશિત પ્રભાત પર પ્રીત!
કોકિલ! તું કર તારૂં રસિક કલોલ!
આજની આ બામદાદને વ્હાલથી વધાવ!
ને આશિષનાં રસભર્યા બોલો તું બોલ!
છે જુદોજ કે આજની પ્રભાતનો પ્રભાવ!
સજની! તું લાવ જરા સગનની થાલ
માલણ! તું લાવ તારા મોગરાંની માલ!
ગવૈયા! તું ગજલ એક લલકાર ખુશાલ!
તબલચી! તું લે તારા તબલાની તાલ!
થશે આજે બખ્તાવર રોશન આફતાબ,
સાહિત્ય સિતારાની બલિહારી કાજ!
ચંબેલી, સેવતી ને નરગીસ, ગુલાબ,
ગુલશનને ફિરદોશમાં ફેરવશે આજ!

મુબારક હું ઇચ્છું છું આજનું આ સાલ—
કુલ સારી કોમને શું દિવસ કે રાત!
શું હમ કોમ કે પર કોમથી રહેજો ખુશાલ!
ને જય તને ઇચ્છુંછ ઓ માસિક **પ્રભાત!**
જયકારી થાય તારો આજનો જનમ!
ને ગ્રાહકોની સંખ્યામાં રહેજે તું પૂર!
મુબારક હો ધરતી પર તારૂં કદમ!
ને રબ તારી મુશ્કિલને કરે કુલ દુર!
છતજે, ઓ **પ્રભાત!** તું પ્રજાનો પ્યાર!
ને માનીતું માસિક એક બનજે પ્યારૂં!
ને સચ્ચાઇનો હમેશા કરજે સણગાર!
ને દર માસે આપજે તું દર્શન તારૂં!
કીર્તિવંત કારકીર્દિ રાખજે, **પ્રભાત!**
કદરદાની ગ્રાહકોની ચાખજે, **પ્રભાત!**
હમેશા ભજુંન તું ભાખજે, **પ્રભાત!**
દિલદારી દિલની તું દાખજે, **પ્રભાત!**
લાંબા બહુ આયુષ હું ઇચ્છુંછ તને!
દુઆ ચાહેછ **દાદીનું** નિર્મળ જીગર;
ગાજતું ને વાજતું તું રહેજે, અને—
રહેજો તુજ સરપર તે રબનું છતર!

# પ્રભાતનો પ્રકાશ



"સૃષ્ટિના નિર્માણ (જગતના જન્મ) સમયે પ્રથમ ઉત્પન્ન થએલા મનુષ્યના મન ઉપર જગતની વિવિધ રચનાઓ જોઇ કેવી વિચિત્ર, અનિર્વર્ણ્ય (ન વર્ણવી શકાય એવી) અસર થઈ હશે! સતત ભ્રમણ (હર પળે હાલ્યાજ) કરનાર તેજોમય સૂર્ય, ચંદ્ર, તારા અને તેમની ગહન ગતીઓ; અત્યંત ગંભીર દેખાવ દેનારા નાનાં પ્રકારનાં જલચરોથી ભરપુર વિશાળ સમુદ્ર, પત્ર, પુષ્પ, ફલ વિગેરે ભારથી લચી જતાં તથા અકલ ગતિના પવનથી કંપતાં અનંત વૃક્ષોથી છવાઇ ગયેલા—દુરથી મેઘમાલા (વરસાદના કાળાં વાદળાં) જેવા દિસતાં—ઉંચા ઉંચા પર્વતો, અને તેમના ખડકોમાંથી ખળખળ વહેતાં વાંકા ચૂકાં ઝરણો; શ્રોત્રહારી મધુર શબ્દ સહિત, આકાશમાં નિરાધાર અવસ્થાન કરતાં, નાનાં મ્હોટાં સુશોભીત પક્ષિઓ;—વિગેરેના પ્રથમ દર્શનથી તેને કેવું અનુપમ સાનંદાશ્ચર્ય થયું હશે!" (જુઓ અમારૂં પુંઠું).

જગતકર્તાએ નિર્માણ કીધેલા રોજ નવિન ઉગતા દિવસોનો પ્રથમ ભાગ પ્રાતઃકાળ, પરોઢીયું, પ્રભાત મનુષ્ય માત્રને ઓર જાતનોજ આનંદ આપે છે. પ્રભાતનું વર્ણન વિસ્તારી શકાય એમ નથીજ. ભરતખંડમાં અંગ્રેજી સામ્રાજ્યની થએલી સ્થાપના પછી વિદ્વતા તરફ લોકોની દ્દષ્ટિ દિન પ્રતિ દિન વધુ આકર્પાતી જાય છે. પરંતુ ભરત ખંડની માતાસમાન પ્રથમ વાણી સંસ્કૃતની એક પુત્રી ગુજરાતી હજુ પ્રાતઃકાળમાંજ છે અને તે પુત્રીને પુષ્ટ ખોરાક આપી મહોટી બનાવવાનો પ્રયાસ થોડા સમયથી ગુર્જર સાક્ષરો કરી રહ્યા છે, તેમાં બની શકતો લેશ માત્ર પણ ભોગ આપવાના પ્રયાસાર્થેજ આ પ્રભાતનો પ્રકાશ આજે થયો છે. આ 'પ્રભાત' પારસી, હિંદુ અને મુસલમાન બેડીયા સાહસથી આ સર્વ કોમમાં એખલાસ વધારી ગુજરાતી ભાષાનો પુર્ણ પ્રભાતમય પ્રકાશ પાડી મિત્રતા અને ભ્રાતૃભાવ વધારવા માટેજ જન્મ લેવા પામ્યું છે. દરેક ચીજ સારી કે નરસી તેના ગ્રાહકને લઇનેજ ગણવામાં આવે છે, પરંતુ જેમ બને એમ સહેલી પણ શુધ્ધ ગુજરાતી ભાષામાં મનરંજન લખાણોની પ્રસિદ્ધિ જાણીતા સાક્ષરોના લખાણો પ્રકટ કરી વધુ પ્રમાણમાં ફેલાવવી એજ 'પ્રભાત'નો મુખ્ય આશય (હેતુ) છે.

"આ જગતની રચનામાં અનેક જાતના જોડાંઓ દેખાવ દેય છે. રાત્રિ દિવસનું જોડું; સ્ત્રીપુરૂષનું જોડું; બે પગનું જોડું; બે આંખનું જોડું; પક્ષિઓમાં બે પાંખનું જોડું; તેમ અસ્ત અને ઉદયનું જોડું અથવા દુઃખ અને સુખનું જોડું હોય છે. 'પ્રભાત'નો પ્રકાશ થયો તે પહેલાં સ્વભાવિક સંધ્યાકાળજ હતી અને રાત્રીના વહેવા બાદ પ્રાતઃકાળમાં પ્રકાશેલા સુર્યના પ્રકિટ કિરણોએ 'પ્રભાત'નો ઉદય કીધો અને તેના પ્રકાશમાં;—અસ્ત ઉદયની ઘટમાલ એ ઇશ્વરની લીલાના મહિમાંમાનો એક પ્રબોધક મહિમા—જોનારના હસ્તોમાં રમણ કરતો આ મણી તેઓના અંતઃકરણને યાચના કરતો એટલુંજ વિનવે છે કે તેનું જીવવું અથવા મરવું તે તેના આશ્રિતોની ખરી મદદ ઉપરજ છે; જોકે તેનો હેતુ પાર પાડનાર તો તે શકિત કોઈ જૂદીજ છે.

"ઉગ્ર કાળ વિકરાલની (બે) પાંખ ઉદય ને અસ્ત;
નિશ્ચય ત્હેની છાયમાં, આવે વસ્તુ સમસ્ત" (ત્રીપાઠી).

ભરતખંડના ખરા પૂત્ર તરીકે માતૃભાષાના ઉપાસક રૂપે જો વાંચનાર તહારી લાગણી એમ કહેતી હોય કે આ બાળકને ઉછેરવામાં તહારી ફરજ છે તો તહારી યથા શકિત અનુસાર ત્હેને ઉછેરવામાં તહારી મદદ આપ. J. B.



## નવરોજ મુબારક.

લખનાર: હરમીસ.



ઉગમમા જુવો સુર્ય રંગીલો આજે ખુશીના દમામી કીરણ
સાજ સાથે,
ગગન પાસ વેરી વીખેરી રહયો છે ચમનમાં ચલકતો
ખુશનુદ બીરાજે.
ભલાઇ દમ ભરૂં હું હમાજોર સાથે દુવા નમ કરૂં છું હું નવા
સાલ કાજે,
ખતમ સાલ થયું છે જુનુ કાલ સહાંજે
બરકતનુ બેકુ નવું સાલ આજે
આકકલમાં ઇજતમાં વધુ વૃદ્ધી આપે માટે કરીલે હમાજોર
આજે,
બારણે છે તોરણ ઉબર ચોક ચંદન અબોઇમા પમરતા
ઘરબાર ગાજે.
ચોક અને મોહોલ્લે સરોદ આજ વાગે માટે કરી લે હમા-
જોર આજે,
કોઇ ઘર આવે કોઇ ઘરથી જાયે પારકાંને જોતાંબી મનમલકાયે,
તરહેવાર પોશાક દીલપર સજીને આનંદ નવા સાલનો
છળકાયે.
ખેરખાહ ને સાથીઓ વાટે મલે માટે કરી લે હમાજોર આજે,
પારસી મહોત્સવ નો નાદ વાગે પર રંક ખુશીમાં બક્ષીસ માગે.
કોઇ આપે આની કોઇ પાઇ દેશે કોઇને પણ ખાલી જવા
નહી દેશે,
આદરીઆન ને આતસ બેહરામમાં જઇને નમીને કરે છે
હમાજોર હાથે.
ગણતરીની નાની આ પારસી કોમ હજી જેવું તેવું ચલકતું
છે જોમ
પરજાતને પૈસો અપાવી મગન રહે બીજાને વરતી પોતે
સગન લે
પતેતીના દીનનો છે મહીમાર ઓર માટે કરીલે હમાજોર આજે.

# દુરબીનમાંથી બાહર

અથવા

## દર્શને દુનિયા



**બાદશાહિ લગન.**

નામદાર કૈસરની પૂરી એક બેટીના લગ્ન હાઉસ ઓફ હેનોવરના વારસ જોડે બર્લીન ખાતે પસાર થયાં તેથી ઉભય રાજ્યો વચ્ચે ચાલતી મિત્રાચારીમાં ઘાડો સંબંધ થવા પામ્યો છે તે ખુશ થવા જેવું છે. લગ્ન પ્રસંગે રશિઆના ઝાર અને આપણા નામદાર બખ્તાવર રાજા અને રાણી પણ હાજર હતાં, જે સમયે તેઓને અનુપમ માન આપવામાં આવ્યું હતું. મ્હોટાં રાજ્યો વચ્ચે આવો ભાઇ ચારો પ્રજા વર્ગને ખુશી કરવા જોગ દુનિઆના સલહા સંપમાં ઉમેરો કરવા લાયક છે.

✕ ✕ ✕ ✕

**સલાહ સાચવનાર બાદશાહનો બેટો.**

રાજા જ્યૉર્જે મળેલા માનપત્રના જવાબમાં અંગ્રેજ પ્રજાને નામદાર રાજાએ જર્મની ખાતે કહ્યું છે કે આ તમારા ધારણ કરી લીધેલા સ્વદેશના લોકો અને તમારી વચ્ચે ભાઇ ચારો રાખશો તો તમે દુનિઆની સલાહ સંપની આબાદી કરનારા થશો કે જે જાગવવામાંજ મ્હારા પિતાની જીંદગીનો મુદ્દા લેખ હતો સર્વ કોઈ ઇચ્છશે કે જર્મની અને ઈંગલંડ જેવાં રાજ્યોની આબાદી તેઓના સલાહ સંપમાં થાય.

✕ ✕ ✕ ✕

**મી. રાણેની સમાધી**

યોગ વિધ્યાને ચાહનારા સાંભળીને ખુશી થશે કે એક અમલદારે પ્રત્યક્ષ જોએલો દાખલો આપતાં સમાધી માટે સારો અભિપ્રાય દર્શાવતાં કહે છે કે નવેમ્બરની ૨૯ મી તારીખે મી. આર. આર. રાણેએ રવિવારે સમાધી ધારણ કરી જે વખતે થાણાના સેશન્સ જડ્જ મી. ટીપનીસ પણ હાજર હતા ત્યારબાદ ત્રીજા, પાંચમાં અને આઠમે દિવસે અમો તેમને બંધ કીધેલા 'સમાધી ગૃહ'માં જોઈ આવ્યા અને અગીઆરમે દિવસે તેમનું શરિર બહાર કાઢયું જે મરણ પામેલાં મનુષ્યના શબ જેવું દેખાતું. પ્રથમથી મળેલી સુચનાઓ મુજબ સમાધી લેનાર મી. રાણેના પુત્રએ તેમના મોઢામાં આંગળી નાંખી જીભની અણીને લગાડી જે બાદ પા કલાક શરીરમા ગરમી આવી અને અર્ધ કલાકે મી. રાણે હુશિયાર થઇ અમારી જોડે વાત કરવા લાગ્યા.

✕ ✕ ✕ ✕

**ત્રીપા રાજ્ય.**

મીસ ડંકન નામની ઉમ્મરે પૂગેલી સ્રીને લન્ડન ખાતે જે. પી. બનાવવામાં આવી છે. અને સ્રી 'જસ્ટીસીઝ ઓફ ધી પીસ'માં આ સ્રી પ્રથમજ છે. તેમજ મેરી બાર્ટલ્મ નામની સ્રીને હમણાજ અમેરિકા ખાતે યુનાઇટેડ સ્ટેટસમાં ન્યાયાધીશની જગ્યા આપવામાં આવી છે.

✕ ✕ ✕ ✕

**ડાક્ટરોની ગણત્રી.**

'લૅન્સેટ' પત્રની નોંધ મુજબ દર દશ હજાર મનુષ્યની વસ્તી ઉપર ઇટાલીમાં ડાક્ટરોનું પ્રમાણ ૫.૬; ફ્રાન્સમાં ૫.૧; જર્મની ૫.૬; બલ્ગેરીઆ ૦.૪૭ અને ઇંગ્લાંડમાં ૭.૮ ટકાનું આવે છે. હિંદુસ્તાનની ગણત્રી કોઇએ કાઢી નથી, પણ નરી આંખે એટલું તો ખુલ્લું જણાય છે કે મુંબઇ શહેરમાં પણ આજ કાલ તેઓની ધમચકરી વધતી જાય છે.

✕ ✕ ✕ ✕

**બહમન અમેસાસ્પંદની ખુશાલીમાં અન્ન ફળ શાખનું જશન.**

મુખ્ય શબ્દ સંસ્કૃત 'યજ્ઞ' (યજનન્) ઉપરથી પ્રાકૃત બની યોજાએલો શબ્દ 'જશન' છે. અને બહમન અમેસાસ્પંદનો દિવસ ઉજવવાને માંસ મદિરા રહીત અન ફળશાખના ખોરાકનો એક જાહેર મેળાવડો સ્રી અને પુરૂષ વર્ગનો એકત્ર ગયા જુલાઇ મહિનાની તા. ૨૦ મી એ કરવામાં આવ્યો હતો. અનફળ શાખના એવા મેળાવડાઓ અલબત્તાં સ્તુતીને પાત્ર હોવા ઉપરાંત કુદરતી ખોરાકની શ્રેષ્ઠતા પુરવાર કરી આપવા માટે ઉત્તેજનને પાત્ર છે પરંતુ જણાવવાને ખેદ ઉપજે છે કે 'જશન'નો જે મલાજો સાચવવો જોઇએ તે સચવાતો નથી. પ્રથમમાં તો જમ્યા બાદ લોકોને 'જીંજર' (એરેટેડ વૉટર) પીવાની અત્યંત ભલામણ કરવામાં આવે છે કારણ કે કર્તા કારવતા ઓને દહેશત લાગે છે કે રખેને આ ખોરાકથી ખાનારાઓને અપચો થાય. યથાર્થ કે તેઓને ખોરાક પકાવતાં આવડતો નથી. એની પુરવારી સાબીત કરી આપે છે. બીજું કેટલીક બાળકીઓને ભેગી કરી તેઓ પાસે ભરડાવેલો વાદવિવાદ રજુ કરવામાં આવે છે. અને ફીલસુફી ભરેલાં ભાષણો તેઓ પાસે કરાવવામાં આવે છે. અટલેથી ન અટકતાં કેટલીક વયોવૃધ્ધ સ્રીઓ કને નાટય તખ્તાનુસાર ગીતો ગવડાવવામાં આવે છે. 'જશન' (યજ્ઞ) જેવા પવિત્ર દિવસે આવું કૃત્ય કરવામાં આવે તે શું શોભા ભરેલું લાગે છે? કાક સગતી સુન્દરીઓનો ભરડાવેલો 'અન ફળ શાખ' ઉપરના ખોરાકનો વાદવિવાદ અને સ્રીઓનાં ગાણાંઓ કેટલાકને અસ્થાને અને કંઈકને અણગમતાં થઇ પડે છે, જેનું ખરૂં સ્વરૂપ ત્યાં હાજર રહેનારાઓની ટીકા ઉપરથી આદર્શ રૂપે દેખાઇ આવે છે. જેને from sublime

to the ridiculous સુંજ ભરેલું અદ્વિત્ય performance વખતપર કહી શકાય !

✕ ✕ ✕ ✕

**ડૉ. જે. એમ. પીબલ્સ એકાણુ વરપનો જવાન.**

ધી 'હોત ગેઝેટ' નામનું પત્ર ડૉ૦ જેમ્સ એમ પીબલ્સ એમ. એ., એમ. ડી., પીએચ. ડી. નું નહાનું પણ રસિલું બ્યાન આપતાં જણાવે છે કે ડૉ. પીબલ્સની ઉમ્મર ૯૧ વર્ષની જુવાન છે. સહાક વર્ષ થયાં ડૉ. પેબલ્સે કોઇ પણ જાતનો માંસહારી ખોરાક, માછલી કે મુરબ્બા અથવા અથાણાં, ગરમ મસાલો, વાસી પનીર અથવા ગરમ કેકસ પણ ખાદાં નથી. તેમજ તેઓ કોફી, દારૂ, તંબાકુ કે બીડી કશાનો ઉપયોગ કરતા નથી. આનો જ્બાબ દેતાં તેઓ જે કહે છે તે એટલુંજ કે "આ સર્વસ્વ ચીજો મોંઘી છે તેમજ નકામી અને નુકશાન કર્તા છે. હું અનાજ, દાણો, ઘંઉ, ચોખા મલાઈ, માખણ, અને મેવા ઉપર આનંદથી દહાડા નિર્ગમન કરૂં છું. આ સર્વસ્વ ચીજો પરમેશ્વરે બક્ષેલાં સુર્યના કુદરતી તાપ નીચે પેદા થાય છે, અને તેથી તે ખોરાક વધુ અનુકુળ કર્તા તેમજ કુદરતી માલુમ પડે છે. જ્યાંસુધી કુદરતને માન અપાય ત્યાંસુધી માન આપવાની પરમેશ્વરપ્રત્યે હું મારી ફરજ ધારૂં છું. અને તેથી હું શુધ્ધ વિચારોને અમલમાં મુકી ઘણું અચ્છું લખી શકું છું. આવી નિયમીત ટેવને લીધે અટલી વૃધ્ધ વયે હું પુર તનદુરસ્તી સાથે જુવાન છું ઘરડા થવું એ દહાપણ ભરેલું તો નહિજ લેખાય!"

કહે છે કે ૯૧ વરસનો આ ઘરડો જવાન ડૉ. પીબલ્સ મહેનતુ, ખડતલ, દ્રઢ મનનો અને ચાલાક બુધ્ધિનો એક વિદ્વાન વૈદ અને રસીલો ગ્રંથકર્તા છે. છેલ્લા ૭૫ વરસ થયાં તે જાહેર તખતાઓ ઉપરથી શુભાંકિત ભાષણો આપે છે અને જાહેર છાપાદ્વારે લખાણો કરવાં ઉપરાંત ૪૦ પુસ્તકોનો તે રચનાર છે; અને પાંચ વખત તે આખી દુનિઆની મુસાફરી કરી ચુકયો છે;

મહારા આર્યબંધુઓ! તમો તમારા ધર્મથી વેગળા જઇ માંસહારી થવામાં ફાયદો સમજો છો ને તે તાકાદ આપે છે એમ તમારૂં જો માનવું હોય તો પૂર્ણ માન સાથે ઉપલું તમને અર્પણ કરૂં છું.

✕ ✕ ✕ ✕

**સીનેમેરોમાફની દુનિઆ.**

ઇ. સ. ૧૮૯૬ માં સીનેમેરોઆફ સંપૂર્ણ રીતે ઇંગ્લાંન્ડમાં દેખાડવામાં આવ્યો અને તે બાદ તેની સંસ્થાઓ કુદકે અને ભુસકે વધવા માંડી. ઇગ્લાંડ અને સ્કૉટલંડ મળી હાલમાં લગભગ ૬૦૦૦ સીનેમેરોગ્રાફની થીએટરો છે જેમાં ૪૦૦૦ તો 'શેરહોલ્ડરોની લીમીટેડ' સંસ્થાઓ છે, અને ૬૦૦૦ પાછલ ૨૫ લાખ પાઉંડ ખર્ચવામાં આવ્યા છે, જ્યારે તેમાં સવાલાખ માણસોને રોજી મળે છે. જેઓ વચ્ચે ૨ા લાખ પાઉંડનો પગાર વહેંચાય છે એટલે સરેરાસે દરેકને ૨ પાઉંડ મળે છે. હિંદુસ્થાનમાં પણ આ ચેટક વધતુંજ ચાલ્યું છે. દિલ્લી, કાનપુર, લકનો રંગુન, કલકતા, કરાંચી, મુંબઇ વિગેરે સ્થળોએ સીનેમેટોગ્રાફ છે એટલુંજ નહિ પણ કાઠીઆવાડમાં પણ રાજકોટ વિગેરે સ્થળોએ તેની સ્થાપનાઓ થતી જાય છે. ખૂદ મુંબઇમાંજ 'અમેરિકા ઇનડીઆથી' માંડીને 'અલહમબ્રા' સુધી અર્ધા ડઝન ઉપર સીનેમેટોગ્રાફો સેન્ડહર્સ્ટ રોડ ઉપરજ છે. આ રસ્તાનું નામ આપતી વેળાએ 'સીટી ઇમપુવમેન્ટ ટ્રસ્ટ' ને આ વિષયની ખબર નહિ હોય નહિતો આ રસ્તાનું નામ "સીનેમા બઝાર રોડ'જ આપત!

✕ ✕ ✕ ✕

**કાઉંટ ટોલ્સ્ટોએની આગાહી.**

પ્રખ્યાત તત્વજ્ઞાની કાઉન્ટ ટોલ્સ્ટોયે નીચે મુજબનો ભવિષ્યનો વરતારો પોતાના મરણ અગાઉ થોડા વખત ઉપર નામદાર ઝારને મોકલ્યો હતો. અને નામદાર ઝારે જરમનીના તથા ઇગ્લંડના નામદાર શહેનશાહોને તેની એક એક નકલ મોકલી છે:—

"જે બનાવો આંહિં હું આપું છઉં તે તમામને અસર કરે તેવા છે અને થોડા વખતમાં થશે. મનુષ્ય જાતિની ભવિષ્યની સ્થિતિરૂપ સમુદ્ર ઉપર એક સ્ત્રીને જોઉં છઉં. જુદી જુદી પ્રજાઓ ગાંડાની જેમ તેની પાછળ જાય છે પણ તે દરેકને પોતાના રમકડાની જેમ લેખે છે. તેનું નામ "Commercialism" (વ્યાપારી દોડધામ) છે તે સર્વને મોહ પમાડતી જણાય છે પરંતુ તેની પાછળ જનારાઓની બુરી સ્થિતિ થાય છે અને દુઃખમાં આવી પડે છે. સર્વત્ર જોવામાં આવતી અનીતિની ત્રણ મશાલો તેના ઉંચા કરેલા હાથમાં છે. એક લડાઇ સૂચક છે. બીજી ધર્માંધતા અને ઢોંગ બતાવે છે અને ત્રીજી પ્રમાણ રહિત સંપ્રદાયોના પાયારૂપ ન્યાય આપવા માટે બાંધેલા શાસનો છે. આશરે સને ૧૯૧૨ માં એક મોટો હોળી યુરોપના અગ્નિ કોણ તરફના ભાગમાં સળગશે. સને ૧૯૧૩ માં તેનું નાશકારક જોર વધશે. પરંતુ સને ૧૯૧૫ ની સાલ લગભગ એક અદ્દભૂત પુરૂષ આ પ્રમાણેની દુનીયાની લોહીલોહાણ નાટયશાળામાં બહાર આવશે. તે યુદ્ધકળામાં સારી રીતે કેળવાયેલો નથી પરંતુ લેખક છે; તો પણ સને ૧૯૨૫ સુધી યુરોપના ઘણા ભાગને (પોતાના લેખથી) દોરશે. તે અત્યારે દુનીયામાં આવેલો છે. અને એક વ્યવહારી પુરૂષ તરીકે રહે છે. કોઈ મહાન્ શક્તિ તરફથી તેને અમુક કાર્ય કરવાનું સોંપવામાં આવ્યું છે. સને ૧૯૨૫ પછી ધર્મ સંબંધી વિચારોમાં પણ ફેરફાર હું જોઉં છઉં હાલની સંસ્થાઓ અને નૈતિક વિચારોનું બલ ઓછું થશે. અને યોગ્ય સુધારા દાખલ થશે. તેમાં વિશ્વદેવતાવાદ સ્વીકારશે."

(તંત્રી).

## In the Garden.



Specially taken for "Prabhat."

બહાર બગીચામાં.

Going out for his daily evening drive.



# આર્યાવર્તના વિર રત્નો.

૧ સ્વદેશ ભક્ત વત્સલ

## મહર્ષિ દાદાભાઇ નવરોજી.

(લખનાર: જે. એલ. ડી. બારભાયા).

Lives of great men all remind us
We can make our lives sublime
And departing, leave behind us,
Foot prints on the sand of time.

LONGFELLOW.

એટલે:—
નર રત્નતણા જીવનો સઘને,
વદતાં પૂરૂષોતમ આપ થશો;
વળી વખ્ત સમુદ્રની રેતી પરે,
પદ્ ચિન્હ તમે પણ મૂકી જશો.
(જેકીસન).

આ સ્વદેશ હિતેચ્છુ મહાત્મા પુરૂષનો જન્મ નવસારી નેવાસી પારસી નવરોજજી અને તેમનાં સ્ત્રી માણેકબાઈ ઉભય દંપતિને પેટે મુંબઇ મધ્યે ઇ.સ. ૧૮૨૫ ના સપટેમ્બરની ૪ થી તારીખે, રવિવાર સંવત ૧૮૮૧ ના શ્રાવણ વદિ ૭; એ થયોહતો. દાદાભાઈ જ્યારે ચાર વર્ષના છોકરા હતા ત્યારે તેઓએ પિતાનું છત્ર ગુમાવ્યું હતું, અને માતાજીના લાડમાં સ્વભાષાની કેળવણી શરૂ કરી ૧૯ વર્ષની તરૂણ વયે એલફીનસટન ઇનસ્ટીટ્યુશનના કાલેજના વિભાગની કેળવણી અર્થશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન અને ગણીતશાસ્ત્રમાં ખાસ પ્રસંશા મેળવી પુર્ણ કીધી. મુંબઇની સદર અદાલતના જડજ અને બોર્ડ ઓફ. એડ્યુકેશનના પ્રમુખ સર અર્સકિન પેરિ મી. દાદાભાઇને બેરીસ્ટર થવા વિલાયત મોકલવાની તજવીજ કરતા હતા, પણ તે વખત વિલાયત જનાર ખ્રિસ્તી થઇ જાય છે એવી બહીકને મારે તેઓ ત્યાં ન ગયા અને ઈ. સ. ૧૮૫૨ માં ગણીત શાસ્ત્રના ગુરૂ રૂપે કૉલેજમાં રહ્યા. જો કે જાહેર પ્રજાની સેવામાં તેઓ ઇ.સ. ૧૮૪૫ થી પડ્યા હતા અને અનેક સંસ્થાઓ જેવી કે સ્ટુડંટ લીટરરી, સાયનટીફીક સોસાયટી, હીત પ્રસારક મંડળી, બૉમ્બે એસોસીએશન, અને કન્યાશાળા વિગેરે સર્વસ્વ એનીજ આગેવાની નિચે સ્થાપાયાં હતાં તેમજ 'સોક્રેટીસ અને ડાયોજીનીસ' ના મથાળા નિચે તેઓ 'સમાચાર દર્પણ'માં લેખો લખતા. ઇ. સ. ૧૮૫૧ માં 'રાસ્ત ગોફતાર'પત્ર તેમણેજ કાઢ્યું હતું.

ઇ. સ. ૧૮૫૫ માં મેસર્સ કામાની કું. એ પોતાની શાખા ઈંગ્લંડમાં ઉઘાડી જે સમયે મી. દાદાભાઇ ભાગીદાર થઇને તે શાળાના ઉપરી તરીકે ગયા હતા અને ત્યાંજ હિંદના હિતેચ્છુઓ મેસર્સ બ્રાઇટ, ફાસેટ, ગ્લાડસ્ટન વિગેરેનો તેમને સમાગમ થયો હતો. અને ત્યાં અનેક વેળા એ ભાષણો આપી હિંદના સવાલોની ચર્ચા અંગ્રેજ પ્રજામાં તેઓએ પ્રથમ ચલાવી. વિલાયતમાં તેઓ 'લંડન ઇનડીઅન સેસાઇટી'ના પ્રમુખ; 'ઇસ્ટ ઇનડીઆ એસોસીએશન'ના સેક્રેટરી, 'લંડન યુનિવર્સિટી કૉલેજ'ના ગુજરાતિ ભાષાના પ્રોફેસર અને સેનેટના સભાસદ થવા પામ્યા હતા. ત્યારબાદ ઇ. સ. ૧૮૫૮ માં મુંબઈ આવી પાછા વિલાયત જઇ અનેક રીતે હિંદસંબંધી લડતો ચલાવી રહ્યા હતા. (તે તેઓની લાંબી જીંદગી વાંચવાથી જણાશે). ઇ. સ. ૧૮૭૩ માં હિંદુસ્થાનની હાલત વિશે તપાસ કરવા નેમાએલી "પાર્લામેન્ટરી સિલેક્ટ કમીટી" હજુર સાક્ષી આપવા તેઓ પાછા વિલાયત ગયા હતા. ઈ. સ. ૧૮૭૪ માં માજી ગાયકવાડ મહારાજા મલ્હારાવે તેમને વડોદરાનું મુખ્ય દિવાનપદ આપ્યું હતું, અને તે છોડ્યા બાદ મુંબઇ આવી કારપોરેશનની અમુલ્ય સેવા બજાવી તેની બેઠકનું રાજીનામું ઇ. સ. ૧૮૭૬ માં આપી ઇંગ્લંડ ગયા હતા. જ્યાંથી ઇ. સ. ૧૮૮૨ માં પાછા ફર્યા હતા. અને સ્વર્ગવાસી બે. મે. મળબારી જોડે 'વૉઇસ ઑફ ઇનડીઆ' પત્ર કહાડવા માંડ્યું હતું. ઇ. સ. ૧૮૮૫ માં લૉર્ડ રે એ તેમને કૌનસિલમાં બેઠક આપી હતી ઇ. સ. ૧૮૮૬ માં તેઓ પાછાં વિલાયત ગયા અને ત્યાં હૉલબૉર્નની ચુંટણીમાં બહાર પડી પાર્લમેન્ટમાં બેસવા ઉમેદવારી કરી જે સમયે ૧૯૫૦ મત તેમને મળ્યા પણ નિશ્ફળ નિવડ્યા હતા.

તેઓ ત્યાર બાદ કાંગ્રસનું પ્રમુખ પદ લેવા મુંબઇ આવી પાછા કલકતાવાળા જાણીતા બાબુ લાલમોહન ઘોસ

જોઉ વિલાયત ગયા હતા અને ત્યાં 'ઇનડીયા' પત્ર તેઓએ કહાડ્યું, અને ઇ. સ. ૧૮૯૨ ના જુન માસમાં સેન્ટ્રલ ફિન્સબરી પ્રગણાની ચુંટણીમાં ઉમેદવારી કરી ફતેહમંદ પામી તેઓ ૧૮૯૨ ના જુલાઇની ૭ મી એ પાર્લામેન્ટના મેમ્બર તરીકે ચુંટી કહડાયા અને હિંદુસ્થાનના પ્રથમ દેશી રૂપે '**રાઈટ ઓનરેબલ એમ. ડી**' થવાનું મહાન પદ તેઓ ખાટી ગયા. ઇ. સ. ૧૮૯૩ માં લાહોર ખાતેની કૉંગરેસના પ્રમુખ પદે તેઓ પાછા અત્રે આવ્યા હતા. ત્યારબાદ તેઓ જ્યારે પાછા વિલાયત ભણી સિધાવ્યા ત્યારે મુંબઇની પ્રજાએ એક અલૌકીક જંગી સભા ભરી તેઓને અનુપમ માન બક્ષ્યું હતું ત્રણ વર્ષ રાઇટ ઓનરેબલ **દાદાભાઇ નવરોજી એમ. પી.** પાર્લામેન્ટના સભાસદ રૂપે બીરાજી હિંદ માટે આત્મ ભોગ આપી ઇ. સ. ૧૯૦૯ માં મુંબઇ ખાતે પાછા ફર્યા છે. હાલમાં તેઓ મુંબઇ પાસે આંવેલા બી. બી. અને સી. આઇ. રેલ્વેના અંદેરી સ્ટેશનથી થોડે દુર દરીઆ કાંઠે આવેલા વરસોવા નામના ગામમાં પોતાનો જઇફીનો સમય આનંદમાં વિતાડે છે. હમેશ તેઓ નિયમીત રહેવાની ટેવના અભિલાશી હોવાથી હાલમાં ૮૮ વર્ષની વૃદ્ધાવસ્થા પુર્ણ કરી ચાલતા માસની ૪ થી તારીખે ૮૯ માં વર્ષની ચલકાટમય '**પ્રભાત**'ના શુભ દર્શન કરવા ભાગ્યશાળી નિવડશે. જેની યાદગીરીમાં આ '**પ્રભાત**' માસિકના વ્યવસ્થાપકોએ તેમને મળી હાલની જીંદગીનો અનુભવ 'પ્રભાત'ના વાંચકોને કરાવવા પ્રયત્ન કીધો અને આ મહાન સ્વદેશી પ્રેમી ભક્તવત્સલ પુરૂષ મહર્ષી દાદાભાઇની કૃપાએ હાલની તેઓની ઘરની જીંદગીના ખાસ ચીત્રો તેઓના હસ્તાક્ષર સાથે આપવા ફળ ભુત થયા છીએ તે જોઇ તેઓ પોતાને મહા ભાગ્ય શાળી અને કૃતકૃત્ય થએલા લેખે છે. વધુ શું કહેવું ! મહાન દાદાભાઇને દિર્ઘાયુષ હોજો !

# વિચારોની વ્યાખ્યા.

**લખનાર: બરજોર ફ્રામજી ભરૂચા.**

ઓ ઉચ્ચ વિચારો, તમને શું ઉપમાં આપીયે? તમારૂં તેજ તારા સરીખું છે! તમારૂં મુખ કમળ જેવું છે! તમારો સૌરભ ગુલ જેવો છે! તમારૂં શરિર સરોવર સરીખું સીધું છે! તમારૂં સ્વરૂપ રંભા જેવું છે! તમારો વાસો પહાડોની ટોંચો ઉપર છે!

ઓ ઉચ્ચ વિચારો! તમો ધર્મોના સ્થાપકો છો! મંદિરોના દિપકો છો! મઠોના મૂખીઓ છો! જગતના તારકો છો!

સંતોની સમાધિમાં, કવિઓની કલ્પનામાં, કિમ્બીઓની કળામાં, ફિલસુફોની શાસ્ત્રોની શોધ ખોળમાં, આ ઉચ્ચ વિચારો, તમો સૂર્ય સમાન પ્રકાશ આપો છો!

માનવિને જાગૃત કરવામાં, સતમાર્ગ ઉપર ચલાવવામાં તેના કિરતાર તરફ લઇ જવામાં, આ નેક વિચારો, તમો મસાલ માફક જીંદગીને દિપાવો છો!

બિમારોની માવજત કરવામાં, દુખ્યાંની દાદ લેવામાં, અશક્તોની પરવરશી કરવામાં, ઓ પાક વિચારો, તમો દયાની દેવિ સમાન સુખ અને શાંતિ ફેલાવો છો!

પ્રાણીઓની રક્ષા કરવામાં, લડાઇના દૂતને દૂર રાખવામાં, અજ્ઞાનને જ્ઞાન આપવામાં, ભુલેલાઓનો ભાન લાવવામાં, જન સમાજનું ભલું કરવામાં અને સત ધર્મનો ફેલાવો કરવામાં, ઓ બુલંદ વિચારો, તમો ફિરિસ્તા સમાન હાસ્ય કરો છો!

ઓ ઉચ્ચ વિચારો, તમો સતના સેવકો છો! કુદરતના પુંજારી આ છો! ધર્મોના દાસો છો! માનવિના મદદગારો છો!.તો આ "**પ્રભાત**" ને તમારાં ઉચ્ચ આશ્રમ ઉપર ઉંચકી લ્યો; શીખાવો, સુધારો, ઉગારો, આમીન!

Resting on the Veranda after his drive.



ફરી આવ્યા બાદ ઓટલા ઉપર આરામ.



In his Study.



અભ્યાસ ખંડમાં.

# પ્રભાત અથવા બામદાદ

## તે બાબે અવસાતાના થોડાક વિચારો.

—:o:—

લખનાર: શમશુલઓલમા એરવદ ડૉ. જીવનજી જમશેદજી મોદી., બી. એ., પી એચ. ડી.

—:o:—

આ નવાં મહાવારીના પહેલા અંકમાટે બે બોલ લખવાની એલતેમાસ મને આ સાલના જુન માસમાં હું દાર્જીલીંગ ખાતે હતો ત્યારે મલી હતી. ઉત્તરે આવેલા હિમાલય પર્વતનાં આ સુંદર સ્થલમાં ગરમીના મહીનામાં પ્રભાત ઘણો જલદી ફાટે છે. એક દિવસે, જ્યારે હું મધરાત પછી બે વાગામાં, આ મથકથી નિકલી આસરે આઠ મૈલ ઉપર આવેલી તાયગર્સ હીલ (Tiger's Hill) નામની ટેકડી, જે દર્યાની સપાટી ઉપરથી આસરે ૮૫૦૦ ફીટની ઉંચાઇએ આવી છે, ત્યાં ઊગતાં સૂર્યને નિહાલવાને અને તેના પેહેલાં કીરણોને બરફના પહાડો ઉપર ગેલ કરતાં જોવાને ગયો હતો, ત્યારે સ્ટેન્ડર્ડ ટાઇમ ૪-૫૦ ને અમલે તો સૂર્ય ઉગયો હતો. ચાર વાગથા આગમચતો એ મુલકમાં પ્રભાત ફાટે છે. એવા પ્રસંગે અને એવી જગ્યાએ પ્રભાતની શાંતીના અને તે શાંતી સાથે ભલી ભલાઇની આશાના ભલા ખ્યાલો આવતા હતા.

તેવા ખ્યાલોને નમીને, તે ખ્યાલો માટે પ્રભાતને, બામદાદને, હોસ્બામને નમસ્કાર કરીને આ "પ્રભાત" નામ ધરાવતા માહાવારીને તેના કામમાં ફતેહ ઇચ્છું છું. ખુદા કરે ને તે ઘણા ઘરોમાં, અને ઘણાં ઘરોના ઘણાં છગરોમાં રોશની નાખે, જેમ જ્ઞાનની તેમ નીતિની રોશનીના ઘણા કિરણો ફેંકે, અને જેમ એક પહાડની શિખર ઉપરથી ફેંકાયલા કિરણો ઘણે દુર સુધી વગર અટકાવે રોશની ફેંકે છે તેમ આ મહાવારી રોશની ફેંકે.

**પ્રભાત અથવા બામદાદ અથવા હુરબામ** માટે આપણને અવસ્તામાં નીચલા શબ્દો મલે છે.

૧. બામ્ય (વંદીદાદ ફર્ગર્દ ૧૯ ફ. ૨૮) ફા. "બામ" અથવા "બામદાદ" એ શબ્દ ધાતુ બા=સં. ભા=પ્રકાશવું ઉપરથી નિકલ્યો છે.

૨. ઊષા અથવા ઊષંઘ્ન, સંસ્કૃત ઉષસ, Lat. aurora (વંદીદાદ ફર્ગર્દ ૧૩ ફ. ૧, ૨, ૫, ૬; આવાં યશ્ત, ફ. ૬૨.) એ શબ્દ ધાતુ ઊષ=ઉષ વ=પ્રકાશવું ઉપરથી નિકલ્યો છે.

૩. વ્યુસાં=સં. વ્યુષ. (યશ્ત ૨૨, હાદોખ્તનુસ્ક ફર્ગર્દ બીજી ફ. ૭. ફર્ગર્દ ત્રીજી ફ. ૭) (યશ્ત ૨૨, ફ. ૨૫); વિસ્તારુષ યશ્ત, ફ. ૫૫. આ શબ્દ ધાતુ વિ-વંઘ્રુ=વિ વસ-પ્રકાશવું ઉપરથી નિકલ્યો છે.

પ્રભાત માટેના અવસ્તાના આ ત્રણ શબ્દો જે રોશની સાથે તેનો સંબંધ દેખાડે છે, તે રોશનાનો આપણી કોમમાં, આપણાં શેહરમાં, આપણાં દેશમાં, કુલ જગતમાં વધારે ફેલાવો થાજો અને તેવા ફેલાવા સાથે "ગંજે દાદાર અહુરમજ.દ રયોમંદ ખોરહમંદ" એટલે "નુર અને ચલકાતવાળા દાદાર અહુરમજ.દના ખજાનાનો વધારો થાજો. આ દુનિયાના જ્ઞાનના ખજાના (World's stock of knowledge) માં વધારો થાજો.

આવાં યશ્ત (ફ. ૬૨)માં, બામદાદને સૂર આપનારી (સૂરયાઓ) અને લેહેકોવાળી (breezy વિવઇતીમ) કહી છે, તે બરાબર છે. શારિરીક રીતે જોતાં, બામદાદની લેહેકો, જેમ તનને રાહત આપનાર તેમ જ્ઞાનની રીતે મનને તેજસ્વી કરનાર છે. ઊશહેન ગેહમાં, બામદાદને રોશન ઘોડાવાળી (રએવત અપામ) કહી છે, સબબ કે એક ઉદ્યોગી માણસે **બરી બામદાદે કરેલા ભલા ખ્યાલો** અને ઠરાવો એક તેજ સોહામના ઘોડાની ચાલ માફક તેના કામોને ચપળ બનાવે છે. વલી એજ ગેહમાં બામદાદની રોશનીને રાહતવાળી (ખાથ્ર વઇતિ) અને ખેશ કબીલાને આબાદ કરનારી (ન્માન વઇતિ) કહી છે, તે પણ બરાબર છે, સબબ કે ગફલતીના ખાબમાંથી બરી બામદાદે બીદાર

થાઇ ઉદયોગી બનવાથી કુતંબમાં રાહત અને આબાદી આવે છે.

વંદીદાદમાં "પોરુદર્ષ" નામના મર્ઘાને બરી બામદાદે પોકાર કરી એક કુતંબને બીદાર કરતો જણાવ્યો છે. ત્યાં જણાવેલો મરઘાનો પોકાર અને તે બાબેનુ વર્ણન આપણને પેલા કેહેતી સમાન અંગ્રેજી શબ્દોની યાદ આપે છે કે,

Early to bed and early to rise.
Makes a man healthy, wealthy and wise.

આપણી હોશબામની બંદગીમાં ત્યારે પ્રભાત યા બામદાદને ત્રણ ત્રણ મરતબે નીચે પ્રમાણે જે નમાજ કરવામાં આવે છે તે એવાજ ઉમદા ખ્યાલથી છે:—

નેમસ્ચે—તે હુસ્બામી.
નેમસ્ચે—તે હુસ્બામી.
નેમસ્ચે—તે હુસ્બામી.

અર્થ:—ઓ પ્રભાત! તુંને નેમાજ.
ઓ પ્રભાત! તુંને નેમાજ.
ઓ પ્રભાત! તુંને નેમાજ.

ઉપલા શબ્દોમાં એક જરથોસ્તી પ્રભાત યાને બામદાદને નેમાજ કરે છે. **"નેમાજ"** શબ્દ જરથોસ્તી સાહિત્યમાંના કેટલાક ખાસ (technical) શબ્દોમાનો એક શબ્દ છે, જેનો બરાબર અર્થ કોઇ બીજી ભાષામાં બરાબર થઈ શકે નહિ. નેમાજ શબ્દ સાથે આપણે ધાર્મીક માન, પ્રિતિ, અને ચાહ દેખાડવા સાથે ફરજનો ખ્યાલ જોડયે છિએ. આપણ માણસ જાત તે દાદારની કુદરતના એક ભાગ છિએ, માટે કુલ કુદરતની બેહેતરીમાં આપણી બેહતરી છે. હાલના કોઇક વિદ્યાનો અને ચહડતી પંક્તિના પુખ્ત વિચાર કરનારાઓ (thinkers) આપણને શિખામણ દે છે કે, આપણા માણસ જાતે સુખી અને ખુશી રેહવાનો એક અને મુખ્ય માર્ગ આ છે કે, આપણે તે દાદારની કુલે પેદાયશ સાથે, કુલ સૃષ્ટી સાથે, કુલ જગત સાથે, હમશરીકીમાં (in tune with the Universe) રેહેવું જોઇએ. એ ઘણી બરહક શિખામણ છે અને જે પ્રમાણમાં આ શિખામણ ઉપર એક માણસ અમલ કરે, તે પ્રમાણમાં તે સુખી થાય. આપણી નેમાજ આપણા ભણતરોમાં કુલ કુદરત સાથે જાહેર કરી છે. દાખલા તરીકે આપણી "નેમો આઓંધુહામ અસ્‌ઘદાંમચ" તરીકે જણાયલી બંદગીમાં, આપણે સર્વ જગ્યાઓ, શેહરો, ખેતરો, પાણીઓ, વિગેરેને નેમાજ જાહેર કર્યે છિએ. યજશ્નેના પેહેલા હામા શરૂઆતથીજ "નિવએ ધયેમી હંકારયેમી" શબ્દોથી આપણે કુદરતના સર્વ પદાર્થોને, સર્વ તત્વોને, આમંત્રણ કરી તેઓને આરાધના (invoke) કર્યે છિએ.

વળી આપણી ધાર્મીક ભાષામાં **હમાજોર શબ્દ** પણ નેમો અથવા નેમાજ અથવા નમસ્કાર શબ્દની માફક હમશરીકીનો બોહોલો અર્થ ધરાવે છે. આપણી આફ્રીનોમાં હમાજોર કોણ કોણ સાથે કરવી, તેની લાંબી હારમાળા છે. સાધારણ રીતે આપણે હમાજોર માણસ માણસ વચ્ચે સમજીએ છિએ. પણ આફ્રીનોમાં વખત અને જગ્યા (Time and Space,) જે કુદરતને, કુદરત તરીકે, બનાવવામાં અને ઘડવામાં અગતનો અને મુખ્ય ભાગ લે છે, તેઓના સર્વ ભાગો અને વિભાગો સાથે હમાજોર કરવામાં આવે છે. દાખલા તરીકે વખતનાં સર્વ ભાગો, જેવા કે ગેહો, દિવસો, પખવાડયાંઓ, મહિનાઓ, તે સાથે, તેમજ જગ્યાના સર્વ ભાગો, નદીઓ, પહાડો, દર્યાઓ, ખંડો એ સર્વ સાથે હમાજોર કરવામાં આવે છે. આ સર્વનો બોહલો ભાવાર્થ કુદરત સાથે જાણે હલીમલી હમશરીક તરીકે રહી કુદરતની વૃદ્ધી કરવાનો છે.

આ વિચાર મુજબ, પ્રભાત થતાં, બામદાદ થતાં ભણવાની બંદગી "હુસ્બામ" માં આપણે શરૂઆતમાં બામદાદને ઉપલા ખ્યાલથી નમસ્કાર કર્યે છિએ. ઉપર જણાવેલા શબ્દોથી નમી તુરત આપણે આપણી ફરજનો એકરાર કર્યે છિએ. દિવસ શરૂ થતાં બરી બામદાદે આપણે પ્રભાતને નમીએ છિએ અને જાહેર કર્યે છિએ કે, અહુરમજ઼દને આપણું સર્વ અર્પણ કરવામાટે આપણે એમ કર્યે છિએ. વળી તે સાથે બૂરા દેવોને દુર કરવા માટે આપણે તેમ કર્યે છિએ. ટુંકમાં બરી બામદાદને નમી આપણે મક્કમ વિચાર બાંધવો જોઇએ કે આપણે તે દહાડો અહુરમજ઼દને યાદ કરી ભલા વિચારો, ભલા શબ્દો અને ભલા કામો અખત્યાર કરવામાં અને બુરા વીચારો, વચનો અને કામોથી દુર રહેવામાં ગુજારવો, અને અહુરમજ઼દની નીઆંમતોની વૃધ્ધિ કરવાનો વિચાર કરવો. એ પ્રભાતની, હોશ્બામની, બામદાદની ખરી બંદગી છે.



# રંગમાં ભંગ.

લખનાર: “હરમીસ”

## પ્રકરણ ૧.

### અકસમાત.

**પારડી** તાલુકાની આસપાસમાં આવેલા કેટલાક ગામડાઓ માહેલા એકાદ ગામડામાં આવેલા એક સાદા પણ ફુસાદે જગ્યા ઉપર તાડીના પીઠાની માલેકી પેસતનજી પારડીવાલા નામના વૃધ વયના પણ આંખે અપંગ થઇ ગયેલા એક ગરીબ પારસીના હાથમાં હતી. આ પીઠું ગામડાના નાકા ઉપર નદીના કીનારા આગલ હોવાથી લોકોને તે વધુ આવકાર દાયક થઈ પડયું હતું, તથા ત્યાંથી મળતી તાડી ચોખ્ખી તેમજ લહેજતમાં તાડીના પીનારાઓથી થીક વખણાતી હતી. વખત સમી સહાંજનો હતો. સૂર્ય પોતાની આખ્ખા દીવસની ફેરી પુરી કરી જાણે થાકેલો હોય તેમ ધીમે ધીમે લાલાશની લપટમાં લપતાઈ જમીનમાં જાણે દુર ગરક થતો હોય તેમ લાગતો હતો. આસપાસ સુરખદાર રતાશ પથરાઇ રહેલો હતો. પવનથી થંડી લહેરી પસરી રહી હતી. તાડીના પીઠાના માલેકના ગાય ઢોર બકરા મેંઢાં ધીમે ધીમે સરેસતા મુજબ ચરી આવી ઝુપડાં તરફ પાછા ફરતાં હતાં અને તેઓના સુંવાલ દેખાવ ઉપરથી લાગતું કે માલેકની જતન તેઓ ઉપર થીક રપેશથી થતી હોવી જોઇએ. નદી કીનારે નાના ભુલકાઓ નાના મછવા આગલ પાણીમાં તરબોલ થઈ છબડ છબડ કરતા હતા, કેટલાકો તો તેપર ઉપર ચઢી જઈ જાણે કુશલ ખારવાઓ માફક હલેસા આમ તેમ અમથા મારતા હતા. પીઠાના બહારના ખુલા વાડામાં જગે જગે નાની મોટી ટોલકી જમીન ઉપર અકરૂ તેમજ પલાથ માંડી મંડાઈ ગઈ હતી જેવો જમીન માતાનો નીરમલ રસનો લાહવો લેતા આસપાસના રમણીક દેખાવથી વધારે ખુશ તેમજ ગુલતાન બની રહેતા હતા. ગમે એવાળી ચાલી રહેલા ખુમરાણ ઠઠ્ઠા મસકરી છતાં સઘળું જાણે નીયમ સર અને સલાહ સંપજથી ચાલતું હોય એવો દીલપઝીર દેખાવ એક ત્રાહેત જોનારને આવીજ શકે. ખુલા વાડાના ચોકમા જગે જગે ઝાડની છટા પણ થીક સાચવવામા આવી હતી જેના સાફ સુફ કીધેલા છાયડા તળે બેઠેલા પુરૂષો એક ગાદી તકીઆ ઉપરની મોજ કરતા વધુ ખુશી અને આનંદ મેળવતા હતા. ગામડું જો કે ઘણી વસતી ન ધરાવતુ હતું તો એ જેટલા ઘર અને છાપરાં ત્યાં તથા આસપાસ આવેલા હતા, તેઓ સઘલા ગરીબ છતાં સુખી, અગવડ છતાં સંતોષી, ખરતલ છતા મયાળુ, બાહેરથી રફોડ છતા બીત્તરથી દયાળુ, દીલથી ભરપુર હતા. પીઠાની અંદરના ભાગમાં આગલથી એક લાંબો પણ પોહાલા વીસતારવાલો ઓરડો હતો જ્યાં એક બાજુ પાતીથી ભરેલા એક ઘાટના ઘોલીઆ ઉપર પેસતનજીબા પલાંઠવાલી બેઠેલા હતા અને પીપની હારની વચ્ચે એક ઉચ્ચી બેઠક ઉપર લખમણ નામનો એક દુબળા જાતનો અતી કુશલ બાંધાનો ખરતલ ચાલાક છોકરો તાડી આપવાનું કામ બહુજ ચોકસાઇથી કરતો હતો. બાળકપણથી આ છોકરો તેના માતપિતા સાથે પળાયલો હોવાથી, ત્યાંજ મોટો થઇ આજે પીઠાવાલા શેઠનો માનીતો તેમજ લોકનો જાણીતો થયેલો હતો.

કોઈને પણ તે અકરો આકરો લાગતો ન હોતો. જેટલો તે સીધ્ધા ચાલનાર સાથ સરલ હતો તેટલોજ તે કુચાલથી વરતન કરનારને થથરાવી નાંખતો હતો. ગોયા પરવરદેગારે પેસતનજીબાને તેવનના આવા દયા ઉપજાવનાર હાલતમાં એક એવા ખીદમતગારની બક્ષેસ કરી હતી. આ નીમકહલાલ નોકર દરેક રીતથી પોતાનું કામ કરી સંતોષ આપવાજ હાં જન્મ પામ્યો હતો. તેની એવી ચાલાકીથી આસપાસ બીજા ગામડાવાલાઓ જેવો લાકડાના ધંધા માટે આ ગામમાં આવતા, આ પીઠાની ભેટ લેતા તેને જોતા હતા; અને અનેક વાર વધારે પગારની લાલચ આપી પોતાના કામ ઉપર તેડી લઇ જવા સમજાવતા હતા, પણ આ વફાદાર કદીબી તેઓને લેશ ભાર પણ તે વીશે કશો જવાબ આપતો હતો નહી.

પેસતનજીબાનો જેમ ધંધામાં આ એક મોટો થાભલા સમ ટેકો હતો તેમજ પોતાની સંસારી કામકાજની ખીદમતમાં હાજેર રહેનાર એક માયાળુ ફરેસ્તો પણ હતો અને તે કોઈજ નહી પણ તેમની એક પુરી બેટી દીનબાઇ હતી, જેને સઘળા લોકો દીનુબાઇના લાડકા નામથી બોલાવતા હતા અને પીછાણતા હતા. દીનુબાઇ જો કે આ શુરૂ થતી વાર્તા વેલા ઉમ્મર વર્ષ સત્તરની હતી પણ કદાવદાર અને ઘાટ ઘતમથી ભરપુર હોવાથી ભર જુવાનીના બહારમાં અતી મોહક અને ગામડાની સાલેસીમાં પુર હોવાથી અતી સુંદર લાગતી હતી. તેણીનો લંબાયો મોંઢાનો આકાર જોનારને અજબ કરતો હતો અને મહેલમાં ન મળે તેવું જંગલમાં આ પેદા થયેલુ ભુલકું સૌને અતિશય વિચારમાં નાખતું હતું. તે પોતાની બાર વરસની ઉમરથીજ પોતાની વહાલી માતાનો આશરો ખોઇ બેઠી હતી અને માતાના મરણના બલાપાથી મનમાં દાઝી દાઝી રહેલા પોતાના વહાલા બાપે આંખ ખોઇ દીધી હતી તેના બલાપાથી વધારે મનથી બળતી હતી. નાનપણથીજ માતાના મધુર કહેનથી પલાયલી આ છોડી મરણ બાદ પોતાના બાપ તરફની અતી પ્રેમાલ જતન કરવાથી પોતાના જીવને શુખ આપી બીજાઓથી શાબાશી પામી રહી હતી અને પોતાના વૃધ્ધ બાપને અતી જતનથી રાખી રહી હતી. જોકે પેસતનજીબા પોતાની પત્ની માટે ગમ ભૂલે એવા ન હતા છતા ઘણેક દરજ્જે પોતાના પ્રાણ પ્રીય એકજ આ ભલા બચ્ચાંથી સંતોષ માની લઈ ખોદાના શુકર કરતા હતા અને આખ્ખા દીવશના કામથી ઉપજેલા પૈસા સાંજ સહવારે લખમન આ બાઇને આપતો હતો, જે આ નરમાશથી ભરેલી પુત્રીભંડારમાં મુકતી હતી. ગામડીઆની ઝેન માપા માટે કેટલી છે તે આવતા જતા જોતા હતા

પોતાની માતાનેજ માટે જાને પુન્ય કરતી હોય, તેમ કોઈ આગલું પાગલું આવતું તેઓને ગુપચુપ લખમણને હુકમ કરી રાખવાથી મુફ્ત ખાવાનું અપાતું હતું અને ઘણીક વેળા પાછલે રસ્તેથી ગરીબ ગુરબાને ઘરમાથી બનાવેલો પોતાના હાથનો રોટલો, દુધ, દહીં, અથવા છાસ, માખણ આપી રાજી રાખી તેઓની દુવાની કસીબી આશા વગર ભલાઇના કામથીજ પોતે રાજી રહેતી હતી.

સાંજનો વખત થયેલો હોવાથી લખમણને દીવા બતીના કામમાં મદદ આપી પોતે ઉંબર ચોક આદન કરી લોબાન ધુપ ફેરવી સાફાઇમાં સજ થઇ પોતાના વહાલા બાપના ખાટ ઉપર કોરપર બેઠી તેવણના પગને દબાણ કરતી આસાએસ આપતી હતી.

પેસતનજી બોલ્યા "દીકરી દીના, આપણા ગાય, ઢોર, બકરા સૌ આર્યા કે?" દીનુએ જવાબ દીધો "હા બાવાજી ઘણો વાર થયાના સઉ વાડામાં જોતરાઈ ગયા છે, ઘાસ દાણો ભીખીએ નાખ્યો."

આટલું બોલતા બહારથી કાંઈ અસાધારણ દોડધામ ચાલતી હોય તેમ બાપબેટીના કાન ઉપર અવાજ આવ્યો.

પેસતનજીઆ દીકરીને તે અવાજ શાનો છે તે તપાસ કરવા કહેવા જાય તેટલાં બારણામાં બે ચાર જણા કોઈને ઉચકી લાવતા હોય તેમ જણાયા. આ જોતાજ પોતાના બાવાજીના પગ દાબવાનું છોડી દઈ દીનુ વેહેલી દોડી અને પાસેના ઓરડામાં પોતાના સુવાના બીછાના ઉપર આ કોઇ પારસી જેવા લાગતા અરધી અંગ્રેજી ધબના જવાનને લઈ જવા તેઓને હુકમ કીધો. બીછાના ઉપર નાખતા માલમ પડયું કે માથા ઉપર પાટો બાંધવામાં આવ્યો હતો. દીનુબાઇને કારણ પુછતાં આવનાર માહેલા એકથી જણાવવામાં આવ્યું કે પાસેના લાકડાના જંગલમાંથી આવતા અંધારામાં એક ખાડામાં પડતાં માથા ઉપર સજ્જડ લાગવાથી લોહી ઘણું વહેતું ગયું હોય અને એમ થોડીવાર ગઇ હશે; સારા નસીબે ત્યાંથી આ ખેડુતોના દીહામાં આવ્યાથી કોઈ ચાહેત પુરશને બેફામ પડેલો જોતા તેઓને તપાસ કરતાં માલમ પડયું. અને તુરત જે ઉપાય લેવાય તે લઇ લોહી બંધ કરી પાટો બાંધી આ પીહામાં લાવ્યા હતા.

ઓરડામાં બતી લાવવામાં આવી અને તુરતજ આ ભોલી છોકરીએ ઉપાય લેવા બીજાઓને મદદે બોલાવ્યા. માથા ઉપર જબરો થોક લાગવાથી મુર્છા વધારે થઇ હતી અને લોહી કેટલું વહી ગયું હશે તે ખ્યાલ શકવામાં આવ્યું નહી. પડોશમાં હકીમાતમાં સાદુ જ્ઞાન ધરાવતા એક બીજા ગામડીયા પારસી ફ્રમુ શેઠ નામે હતા, તેઓને બોલાવવામાં આવ્યા અને તેઓના આવવા પછી પાછો ઘા ખુલ્લો કરી નવેસરથી મલમ પટો સાફ કરી અતી માયાથી અને સાવચેતથી ખરાબ લોહી લુછી નાખી નવો પાટો સફાઇથી બાંધ્યો. અને થોડી વધુ વાર વિતી કે હલવેથી તે જુવાન મદરથે પોતાની આંખ જરા ખોલ્લી કીધી. હલવે હલવે ભાન આવતાં પોતે કયાં છે અને શું થયું છે તે કારણ પુછયું અને તેનો શાન્તિથી જવાબ મલતાં પાછો નિંદમાં પડયો હોય એમ લાગ્યો. હકીમ સાહેબે હાથની નાડી તપાસી તેમજ તેમને સુવા દેવા સીવાય બીજું કશું સુચવ્યુ નહી.

આ ભલી ગુણવંત છોકરીએ પોતાની સઘલી કાલજીથી જે માગી તે મદદ કાંઈબી આનાકાની યા અચક ઉચક કર્યા વગર આપી અને નાહકની પીડા ફોકટ ઘરમાં આવી એવી જરાબી લાગણી પ્રગટ કીધી નહી તથા જરાબી આનાકાની વગર પોતાનો ઓરડો આ દુઃખી માટે સ્વાધીન કર્યો અને પોતે ગમે તેમ રાત ગુજારી લેશે.

પેલા ઘાયલ થયેલા સખસને ઓરડામાં સુવાડી આગલા ઓરડામાં આવી સઘલા પરસપર પુછવા લાગ્યા. એ કોણ હશે? કેમ વાગ્યુ હશે? કોઇએ કાંઈ લુટવાની મતલબથી એમ કર્યું હશે! પણ એ સવાલના જવાબ આપનાર હાલમાં તેવો ખુલાશો કરે તેવી હાલતમાં નહતો.

પણ એક ઘરડો ખેડુત અટકલી શકયો કે આસપાસના ગામમાં એવાજ એક શેઠને અવાર નવાર લાકડાની ખરીદી કરતા તે જાણતો હતો. આવી સઘલી અટકલો ચાલતી હતી તેજ વેળા ઉંબર ઉપર એક બીજો પારસી સાદા કપડામાં મોટી પેટી લઇ આવી લાગ્યો અને આકુલા ફાકુલા જીવે પોતાના પારસી શેઠ અહી આવ્યા છે કે નહી તેની પુછ પરછ કરવા લાગ્યો. થોડાક ખુલાશા થતા તેને ધીરજ આવી પણ તેવણને અકસ્માતથી માથા ઉપર સજ્જડ વાગ્યું છે એમ જાણતાં બહુજ દીલગીર જણાયો.

ટુંકમાં તેને પણ ત્યાં જગ્યા કરી આપી અને આખ્ખી રાત ત્યાંજ તોડી પાડવા દીનુબાઇના સમજાવવાથી ઠરાવ કર્યો. આ નવા આવનાર માણસથી સઉની ખાતરી થઈ કે શેઠ આસપાસના ગામડામાં આવતા હતા. પણ આ વખતે તેવણને ખબર પડી કે આ ગામમાં લાકડાની સારી થાપી છે તે ખરીદવા ચાલતા નીકળી પડ્યા હતા.

રાત્રે ખાવાનુ ખાઇ સઘલા વીસરજન થયા અને રાત્રી શાન્તિમાં પસાર થઇ જોકે દીનુબાઈ વારંવારે ઓરડામાં ડોકયું કરતી હતી પણ ઉંઘના એકસરખા ગોરમાં જોઇ જરાબી જગાડવાની કોશેશ કીધી નહીં.

---

# પ્રકરણ ૨.

## રાત પછીની સહવાર.

પ્રીય વાચક આ વારતાના વળામાં તુએ એક રાત પસાર થયલી જોઈ હવે બીજા દીનની સહવારની આગળ વધતી બીના સાંભળે છે પણ વાર્તા બનાવવાના ડુંગર ઉપર ચઢવાનુ કામ હજુ તો ઘણુંજ થોડુંજ શુરૂ થયુ છે. અને હળવે હલવે ટેકડી ઉપર જવા તને ઘણોજ મેહેનત અને રંજ પહોંચશે માટે ધીરજ રાખ.

આખ્ખી રાતની સુવાલ બીછાનાની મોજથી પેલા ઘાયલ થયેલા જીવને આરામ થયો હતો અને બામદાદથી આ ઉપયોગી ઘરમાં ચાલી રહેલી સ્વચ્છતાઇની ધામધુમનો ખ્યાલ કરતો પડયો હતો. સહવાર પડતાં ગઈ કાલની જે યાદી તેને ખ્યાલે રહી હતી તે એજ હતી કે અંધારાથી એક ખાડામાં પડયો અને થોડે વારે એક મધુર અવાજ કાને પડયો હતો એ સીવાય તેને કશુ બીજુ યાદ હતુ નહી.

પોતે વધુ યાદ કરે તે અગાઉ દીનુબાઈ ખબર પુછવા આવી હતી અને ઘણીક માન ભરેલી અદાથી તથા શરમાળપણા સાથે તેઓની ખેર આફીયત પુછી તેઓ માટે ગરમ પાણી તેમજ દુધ ચાહ સઘળુ તૈયાર છે, એમ કહેવા લાગી. પોતાના નોકરની, અને લક્ષમણની મદદથી મોહું હાથ ધોઈ નાસતો તેમજ ગરમ દુધ તૈયાર કર્યું હતું તે ખાવા બેઠો અને ગઈ કાલની ભુખ તે સાથે પડી જવાથી વહેલા સોડીથી નાકુવતી વધારે થઈ હતી પણ સહવારના આ નાસતાથી પોતાની ભુખ તૃપ્ત થવાથી તેને હવે રાહત લાગવા માંડી. આ શેઠ જ્યારે હાલમા નાસતા ઉપર બીરાજ્યા છે તેટલાં તેવણની આપણે અંગત પીછાણ કરવા કોશેશ કરીયે.

જેમ ચીતારો હુન્નરના આંખથી પોતાની કુશળ પીછી વડે પોતાના ચીત્રની અસલ આકૃતીમાંથી ઉતારો કરતા તરેહવાર ખોડ ખાપન બાજુ મેલી હુન્નર કળાના સઘળા સુંદર ગુણ પોતાના ચીત્રમાં આમેજ કરતો જાયે છે, જેમ પથ્થરના પુતલા બનાવનાર ગમે એવા ખડબચડા પથ્થરને પોતાના હુન્નર વડે અચ્છો ઘાટ આપે છે, તેમ ખુદરતે આ માણસને તેના બીત્તર કરતા બાહેરથી એવો સનગાર્યો હતો કે જાને કમાલ કરી હતી. તેનો કદાવદાર દેખાવ, તેની મરો ડદાર પણ કુવત ગરદન, તેના ઘનમદાર હાથ પગ, તેની તીક્ષ્ણ કાલી આંખો એક ઓરત તો શું પણ મરદને આંજી નાખે એવા ખુબસુરત શાનમાં શમાયલા હતા. પણ અફસોસ તેના બાતેનની પીછાણ કરનારને જ્યારે તેના ગુણદોશ માલમ પડશે, ત્યારેજ આ બાહેરથી મલકતી જેમ તેની એબ ઉપર વધુ નુકશાન કરશે. ગઇ કાલે જે અકસમાત બન્યો હતો તે જાને ખુદરતે એને આગમજથી ચેતવણી આપી હોય તેમજ જો સમજી જતે તો ભવિશ્યના પેટામાં શું શું બનવાનું હતું તે આશાનીથી ફેરવી શકતે પણ સરજત પોતાનું ફરજ લેતી જાય છે.

આ શખ્શ કે જેનુ નામ જહાંગીર જમશેદજી દમરી હતું. તેને આસપાસના ગામડાઓમાં ફરતા કાને વાત પડી હતી કે પેસતનજીઆની એક પુરી છોકરી ઘણીજ ખુબ-સુરત હતી અને એ વાત એટલા માટે કાને પડી હતી કે પેસતનજીઆ પોતાની છોકરીને માટે સાસરીયુ શોધતા હતા. આ જાણવાની મકસદથી તથા પોતાની નજરે નજરે ખાતરી કરવાની કોશેશ માટેજ તેને પોતાના પગલા સાંજ પડી જવા છતાં આ બાજુ ખાસ લીધા હતા અને દૈવજોગ આ અકસમાત બનતા જોકે પોતાના શરીરને નુકશાન થયું હતું છતા આ જહાંગીરને ત્યાં થોડા દીવસ વધુ વાર ઠસી રહેવાની ખુદરતે જાણે અચ્છી તક આપી હતી માટે આ તકનો બહુજ અચ્છી રીતે લાભ લેવાનો જહાગીરે વમાસ ણ કર્યો હતો. પોતાના કારભારી અને વીશ્વાશુ નોકર બીખા ભીમ સાથે નાસ્તા ઉપર ગુસ ગુસ ચલાવી રહ્યો હતો અને આ ઉસ્તાદ ભીમ થોડામાં સમજી જવાની પૂર તાલીમ પોતાના શેઠ પાસે મેળવી રહ્યો હતો જેને સમજતા વાર લાગી નહી. અને પોતાનું નામ તેમજ સગપણ બને છુપાવવાનું વીચારી રાખ્યું હતું. જેટલો પોતાનો શેઠ જહાગીર ખુબસુરત હતો તેટલોજ આ બીખો ભીમ બદસુરત હતો. કદમા ઠીંગણો તેમજ પતલો પણ ચીવ્વત અને ખરતલ હતો. તેના ફાડેલા ડોલાથી દીલમાં દહેશત તેમજ બીક પેદા થતી પણ શેઠની બાહેરની સાલેસાઇથી આ એબ થોડે દરજ્જે ઘંકાઈ રહી હતી. જોકે શેઠ ખુબસુરત તેમજ વાણોતર બદસુરત હતા તોપણ બીત્તરમા તેઓ એક સરખા હતા. અને આ ભલા અને ભોલા ગામટીઆ નો દયા અને મયાનો તુરતજ કેહવો બદલો વાલયો તેની સઘળી તૈયારી કરતા હતા. થોડી વાર ગયા પછી દીનુબાઇ પાછા આવ્યા અને તેવણને હાલમાં કેમ લાગે છે. તે મીઠાસથી પુછવા લાગી. આ ચાપલુસી ભરેલા જહાગીરે એવો નરમ અને ઢોંગ સાથે જવાબ વાલ્યો કે બીચારી દીનુબાઇને ખરેજ દયા વધારે આવતી ગઇ.

જહાંગીરજી કહે "શું કરૂં દીનુબાઇ પરાયા ઘરમાં હું આવ્યો છું અને બોજો થઈ પડવા માટે વધારે દુઃખ થાય છે. પણ તે ગમેતેમી હોય મને કાંઈ અહીઆથી જવાની ગોઠવણ કરી આપો તો બહું સારૂ કારણકે મારે માટે તમુને બહુજ તકલીફ થાય છે."

દીનુબાઇ બોલ્યા "અરે નારે જી, એમાં તકલીફ સાની. આપરે વતન ભાઈ થયા અને એકમેકને મદદે નહી જાયએ તો "દાદારજી કેમ માફ કરે" તમો જરાબી મનમા ઓછુ લાવો નાજી અને હાલમાં તમારાથી જરા ચલાતુ નથી તે વખતે તમુને બહાર મોકલી દેવું તો ગામના લોકો હમુને કેવા ગુંપી નાખે. ના જી ઘર તમારૂ છે અને તે વીશે કશી ચીંતા નથી માટે બે ફીકર રહો."

જહાંગીરે જવાબ દીધો (આતો જેવું તેને જોઇતું હતું તેવુંજ જડયું) "વારૂ બાઇજી તમારો ઘણો મોટો ઉપકારથયો અને તમારા બોલને માન આપી હું મારૂજ ઘર સમજીસ."

દીનુબાઈ ત્યાંથી ચાલી ગયા પણ આ સહવારની મુલા-કાત પછી તેમજ થોડી બોલચાલ પછીના એક એકના અવાજની અસરથી આ નર અને નારી બનનોના દીલમાં કાંઈ અજબ જાતની નાડી ધપકવા લાગી. ભલી દીનુને કોઇવખતે ન લાગ્યુ એવી મમતા, માયા આ પારકા જવાન માટે લાગી. રાધણીમાં કામ કરતાં કાંઇને કાંઇ ભૂલ થઇ જતી તેવણની દાસી બીખી જોઈ રહી હતી. અને દીનુબાઇ મનમાં પોતે કાંઇ ગભરાટમાં છે યા ખુશીમાં તે વિચારમાં ને વિચારમાં પોતાના રાંધેતાના ભાવરાથી પોતાનુ કામ જાણે આટપતી હોય. બાકી ચીત્ત અને ચૈતન્ય તો જાને ઘાસ ચારો ખાવા ગયું હોય. અલબત પોતાના પીતાને ભૂલી ગઇ ન હતી અને તેવણને રાતની તેમજ દીવસની સઘલી વાતથી વાકેફ કીધા હતા. પણ અવાર નવાર પોતાનું કામ પડતું મેલી જહાંગીરની પુછપરછ ચાલુજ રાખી હતી. અલબતાં દુઃખીઓને દીલાસો આપવાની તેવણની હમેશની તરબીયેત હોવાને લીધે આ વખતે આસપાસનાઓને કસી નવાઈ લાગી નહી. અને એમ નવી જાતની ન સમજ પડે તેવી લાગણી સાથે આખો દીવસ પસાર થયો અને તે પાછલ બે ચાર દીવસ વધુ વીતી ગયા. સેવટે ફલુખા હકીમે ઘા ની તપાસ કરી રૂઝ ઉપર આવનો જાય છે, એવો અભીપ્રાય મલવા પછી જહાગીર તેમજ તેના નોકર બીખા ભીમને

વધુ વાર રહેવામાં શોભા ભરેલું લાગે એમ ન હોતું છતાં દીનુબાઇ અને પેસતનજીબાએ દીનુબાઈના બોહોળાશથી વધારે રહેવા આગ્રહ કીધો.

---

# પ્રકરણ ૩.

## જતી વેળાનો મેળાપ.

પોતે અરધો દીવસ અને એક વધુ રાત્રીનો પરોણો હતો અને તેવાજ ખ્યાલમાં પીઠાના પાછલા કુસાદે ભાગમાં સાહજને વખતે ઘાસની એક મોટી ગંજી આગલ પડેલી લાકડાની ગદ્દીરી ઉપર બેઠો તે શું વિચાર કરતો હતો એ અનુમાન કરવાનુ સહેલ હતું નહી પણ તેના મુખમાંથી અવાર નવાર નીકલી પડતા બોલ ઉપરથી તે કાંઇ મજબુત ગણતરીનું તોલ કરતો હતો. આ પ્રપંચી પંચી બધી વાતે પુર હતો અને પોતાની ખુબસુરતી ઉપર એટલો મુસતાક હતો કે નારી જાતી ઉપર દરેક રીતની જીત મેલવવી તે આશાન સમજતો હતો. અલબત આ સ્થળે જોયલી આ ખુબસુરત હુરીથી ઘણે દરજજે છક થયો હતો અને પોતાના મનમાં કાંઈ સારો યા નરસો ઘસુ પચુ ખ્યાલ કરી રહયો હતો. આ ગામના માણસને ભોલા સમજી કાંઇ ખોટો પાસો ફેંકવા તૈયાર હતો અને પછી નો કાંઇ બીજી ત્રીજી તાલ લગાવવા તેનો ભીખો ભીમ-દીમ જેવો તૈયારજ હતો.

દીનુબાઇ ઘણીજ રાંક અને શાંખવંત છોકરી હતી અને મનમાં ગમે તેવી લાગણી થતી છતાં આ જહાંગીરના જવાથી જરા લગારતો નહીજ પણ ખરેજ ઉદાસી હતી. પોતાને પાછલી બાજુએ કાંઈ કામ હોવાથી ત્યાં ગઇ અને ત્યાં ઘાંસની પરોશમાં પોતાના ખ્યાલાતના બેસીને જોયો

"કેમ જહાંગીરજી લા બેઠા છેઓ"? તેણીએ પુછયું

"નહીજી હવે વખત બાહુજ થોડો છે અને તમારા આસરામાં જે મોજ ગુજારી તે થોડી વધુ વાર પછી ખતમ થશે." જહાંગીરે જવાબ વાળ્યો.

"પણતમો તો અવાર નવાર પડોશમાં આવો છો ત્યારે આવતા જતા આ જગ્યાને દરસન કરાવતા જજો મર" દીનુ શરમાઇને બોલી.

દીનુબાઇના આ બોલથી જહાંગીરને વધારે હીમ્મત આવી અને તેણીને પોતાની આગલ બેસવા કહ્યું. ભલી અને ભોલી દીનુ જરા ધપકતી છાતી સાથે આનાકાની કરી બેઠી.

"દીનુબાઇ તમારો ઘણોજ મોટો ઉપકાર થયો અને તેના બદલામાં તમારે માટે લેઓ આ" એમ કહી એક નોટનું પડીકું આપવા હાથ લાંબો કીધો. દીનુબાઈ એ નોટનું બંદલ જોઈ અજાએબી સાથે ગુસ્સે થઇ કહ્યું "કે એ શાને માટે તમો આપો છો? શું તમારી ખીદમતની મહેનતને માટે? ના જી! હમો ગમે એવાબી ગરીબ છીએ પણ હમો પૈસાને ખાતર એવી સેવા કરતાજ નથી. દાદારજી એ ઇનસાન ઉપર ફરજ નાખી છે. કે દુઃખ વખતે દુઃખીને દેલાસો આપવો. તમારી આવી ચાલ ઉપર તમો હમારી ગરીબાઇને હીણવા માગો છો. તમો પૈસાદાર છેઓ તો ભલે."

જહાંગીરથી ઘણુંજ કાચુ કપાયું એમ જોઈ તે ઘણીજ નમનતાઈ સાથ માફ માગી વાત ઉડલાવી નાખી બોલ્યો "હું તો પહેલાથીજ તમારી ભલાઇની રીત અને ભલો ખ્વાસ માનતોજ હતો પણ રખે કોઇ મને નગુણો સમજે કરી મારી ફરજ અદા કરતો હોઉ એટલા માટે મે પુછયું તમોને દલગીર થયેલાં જોઈ હું ઘણોજ દુઃખી છેઉ" એમ બોલતાં ચડપ દઇને ગુડણપર પડી દીનુના પગ આગલ માથુ નમાવી દીધું. માથુ નમાવતા તેના હાથો દીનુના હાથ સાથ લાગા અને જાને એક વીજલીક આચકો લાગો હોય એમ દીનુ જરા પરસેવાલ થઈ ગઈ—અને બોલી.

"અરે નારેજી હું તો અમથી બોલી કાંઈ ખા-મખા ગુસ્સે થઇ નથી."

"વારૂં દીનબાઇ હું વાત પુછું તો તમે ગુસ્સે તો નહી થાવ"? જહાંગીર પુછયું.

દીનુ બોલી "નહી જી એવું તો તમો શું પુછશો કે હું ગુસ્સે થાઉ તમારા જેવા લાયકી વાલા માણસથી હું બીહીક ધરાવતીજ નથી."

"પણ વાત એટલી બધી ગંભીર છે, તથા તમારી હાલત એટલી બધી એકલી છે કે જ રા કોઇના મનમાં ખોટું આવી જાય પણ શું કહું લાચાર છું વખત બહુજ થોડો છે અને મનમાં જે આશા ઉભરી આવી છે મારે એક કોશશ કરવા મન ઉતાવલ કરે છે" જહાંગીર બોલ્યો.

"ભલે જહાંગીરજી તમારા મનમાં જે બી કાંઇ હોય તે બોલી દેઓ અને જવાબ આપવાલાયક હશે તો જરૂરજ આપીશ" દીનુએ જવાબ દીધો.

"પણ તે એક શરતે" જહાંગીર બોલ્યો.

"અને તે શરત" દીનુએ જરા અચકાતાં જવાબ દીધો.

"જો વાત તમોને પસંદ ન પડે તો મુગાજ રહેશો અને કોઇને કશુ બી તે વીશે જણાવશો ના" જહાંગીર બોલ્યો.

દીનુએ આચકા સાથે કબુલ કીધું અને ડોકું હલાવ્યું.

"હું એમ પુછું કે તમારા કોઇ સગા વહાલાં ખરાં કે" જહાંગીરે આગળ ચલાવ્યું. "નહીજી" દીનુએ જવાબ દીધો માહરા બાવાજી સીવાય માહારૂ કોઇ નથીજી અને હોય તે ઘણાજ દુરના કે જેવોને હું ઓલખીબી શકું નહી પણ માહારા પાર પરોશી મારા સગા વહાલાંઓની ગરજ સારે છે અને હું તેઓથી સુખી છું પણ જહાંગીરજી આવા સવાલ માટે તે વલી એવું બીવાનુ શું હતું?"

"નહી દીનુબાઈ હજી તે સવાલ પુછયોજ નથી" જહાંગીર બોલ્યો "અને જ્યારે જાણવાજ માગોછો તો સાંભલો તમો કદાચ પરણીને સાસરે સીધારો તો બીચારા બાવાજીનુ શું થાય? " જહાંગીર પુછયું."

મારા વહાલા બાવાજીને ખાતરેજ મે એવો વીચાર કીધોજ નથી. અને કદાચ કરવોબી પડે તો માહારા વહાલાં બાવાજીની પાસેજ હું રહી સકું અને તેવણની જતન કરૂ એમ હોય તોજ કાંઇ બને- થોડીવાર વીચારકરી-"

જહાંગીરે સવાલ કીધો "અને જો કદાચ એમ બને તો તમો ખુશી થાવો કે."

દીનુબાઇ બોલી "અરે એવા કેવા મારા નસીબ કે મારાં સાસરાં પોતાના દીકરાને ઘરેથી જવા દઇ કોઇનો ઘર જમાઈ થવા દે—જો કે મારી પુરતી આશા છે જે દાદારજી મારા બાવાજીને ખાતરે એટલીજ મારી દુવા પુરી પારસે—"

"અને હું પણ ખરી દુવા ચાહુ છુ જે તમારો ભરથાર તમોને તમારી માગણી પરમાને ચાલવા દેવા જેવો ચંદ રોજમા મળે." એમ જહાંગીરે જવાબ વાળ્યો.

"ઓ હુ મરૂરે તમારી ઉપરથી મરૂરે તમો ઉગમન દીશા તરફ ફરીને બોલ્યા છેઓ ત્યારે તો દાદારજી તે સુકરાના જરૂરજ પાળશે"

દીનુ ઓવરના લેતી બોલી "વારૂ જહાગીરજી તમારા માય બાવાતો ઘણાજ સારા મનીખ ઓશે."

"મહારા માયજી બાવાજી આ જહાનથી ગુજરી ગયેલાં છેજી અને હું એખલોજ છેઉ પણ બાવાજીના પૈસા મારા ફાળે સારા છે સાથે લાગો મારો એકલે હાથે ધંધો કરૂં છું અને ચેનમાં રહું છું" જહાંગીરે જવાબ દીધો.

ત્યારપછી બીજી ત્રીજી વાત છેડી જે માહેથી જહાંગીરને એવો સાર મલ્યો કે દીનુના બાવા કાંઇ ગરીબ નહી હતા સારો પૈસો પણ એકઠો કીધો હતો અને તાડીના પીઠા ઉપરાંત બીજા ખેતર પાડર પણ ઘણા હતા જહાંગીર દીનુનું દીલ પામી ગયો હતો અને સઘલુ ઠીક હોવા છતા તેની ધ્યાનત ખોટી હતી—વાત ચીત કરવામાં વખત એટલો નીકલી ગયો કે અંધારૂ થવા ચાલ્યું તેની સુજ પેલા બાઇને રહી નહી અને જેમ જેમ વધુ વખત વહેતો ગયો તેમ દીનુના રૂખસારા ઉપર અજબ રંગ ચઢતો ગયો અને જહાંગીરથી તે વધુ વાર ધીરજ થી જોવાઇ શકાયુ નહી. પોતાના દીલમા જોસનો ચેહ ચઢતા પોતાના ધા આગલ ધતકા થવા લાગ્યા અને આ મન મોહન મુરતીની ખુબ સુરતીથી. વધુ નાઓશ ન કરતા તેને આસપાસ નજર ફેકી ને એકદમ દીનુનો હાથ પોતાના હાથમાં પકડયો અને એકરાર કીધો કે "વાહાલી દીનુ તુ જો ચાહતી હોય તો તુ જે માગેછે તેમ કરવા હું તૈયાર છુ"—દીનુને ચુપ થયેલી જોઇ. જહાંગીર વધારે હીમ્મતવાન બની તેણીને પોતાના પાસામા લીધી અને ઘણાજ વહાલથી તેણીના રૂખસારા ઉપર ચુંબન કીધુ એકપલકારામાં દીનુનામનમા તરેહવાર વીચારો વીજળી માફક પસાર થયા અને સઘલુ ભાન જાણે પોતાના આશકમાજ સમાવી દીધુ હોય એમ ચકભમ થયુ—પણ તુરતજ પોતે કયાંછે અને શું કરેછે તથા જહાંગીરની વધુ છુત થી સાવધ થઇ આ ભલી છોકરી એકદમ પણ નરમાસથી. દુર થઈ અને પોતાના સ્વચ્છ પ્યારના જુસ્સા સમેત પાણી પાણી થઇ ગઇ. દીનુએ ચચકતા હોઠ અને ધડકતી છાતી સાથે જેટલું મક્કમ પણ રખાયું તેમ રાખી પુછ્યું "—જહાંગીર (આ નામજ બોલતા જહાંગીરે પોતાની ફતેહ જોઈ લીધી) તમારી આ ભલી માગણી માટે લાયગ સાલી છેઉ. અને હું કબુલ કરૂં છું કે પહેલાથીજ માહારા મનમાં કોઇને માટે ન ઉભરેલો એવો પ્રેમ તથા જુસ્સો મને તમારે માટે ઉભર્યો હતો, પણ તમોને જ્યારે હું વધુ તપાસી રહી ત્યારે મને માનવાને કારણુછે કે, તમારા પૈસાદાર સગા વહાલાઓ મુજ જેવી ગામડીઅનની સાથે તમને કેમ પણવા દેસે.'

જહાંગીરે જવાબ દીધો—'વહાલી દીનુ ! (આ પહેલોજ પ્રેમી શબ્દ સાંભળતા આ બાઇ જાણે બહેસ્તનુ સુખપામી હોય એમ વધુ દીલથી ખુસી થઈ. ખુબસુરતીમાં ખીલવા માગી) હુ સ્વતંત્ર એકલોજ છેઉ મારા એક સગા કે જ્યા હુ રહુછું તેવણ જોકે કદાપી ગુસ્સે થાય પણ તેની મને પરવાજ નથી અને તે કરતા તો વધારે સહેલ ઉપાય એજ છે કે મારે કોઇને લગન જણાવવાની જરૂરજ નથી. કામ ખાતર એમ તેમ જવા સીવાય બાકીનો વખત આ ગામડામાજ બીજે જગ્યા લઇ રહેવશુ તેથી તાહારા બાવાજીની સંભાલ આપણે સાથે હોવાથી ખરેખર લઇ શકશે."

બાવાજીનુ જ્યા નામ આવ્યું અને તેવનની સુખી રાખવાનીજ વાત જહાંગીરથી સાંભલી એટલે દીનુ સઘલુ ભુલી ગઇ અને તેજ ખ્યાલમા વધુ પુછવાની દરકાર કીધી નહી પણ એ વાત પોતાના બાવાજી આગલ ખુલાસાવાર કહેવા દીનુએ માગણી કીધી અને જે માગણી જહાંગીર ના પાડી શક્યો નહી આ પછી થોડીક વાર—વર—વહુ—માયા મમતામાં એટલા હરખાઇ ગયા કે આસપાસનુ સઘલું ભુલી ગયા જેટલામાં બીખી બાઇની શોધમા ત્યા આવી ઉભી બીખી જોતાંજ અજાએબી સાથ ગભરાઇ ગઇ પણ દીનુએ તેણીને થોભવા કહ્યું અને થોડીજ વારમાં જહાંગીરથી રજા લઈ ઘરમાં ગઈ વીરાવાશુ બીખીને બાઇએ ટુંકવાત કહી અને દીનુને તેણીને એ બાબદ ચુપ રહેવા કહેવાની જરૂર હતીજ નહી કારણ કે બીખી બાઈ ઉપર ઘણીજ માયા રાખતી હતી અને બાઇનાજ શુખમાંજ શુખી હતી અજાયબ થવાનુ કારણ એટલુંજ હતું કે બીખી ગામડીયા સીવાય બીજાઓ સાચ્ચા છે એમ માનતીજ ન હતી પણ જ્યારે બાઇ ખુશી થયા છે ત્યારે તેટલાજ માટે પોતેબી ખુશી હતી બાઇના લગન થશે અને તેને નવી સારી તથા કસ્લાં મલશે તેવા હવાઈ ખ્યાલમાજ મલકાતી મલકાતી બાઇની પાછળ ગઈ."

પેલા પાછળ રહી ગયેલા વર રાજા મનમાં કાંઇ અજબ વાજાં વગાડી રહ્યા હતા આવી પાક દામન નીર્દોશ ભોલી દીનુ સાથ સુદ સગાઇમાં ઠગાઈ કરવાની તેની નિષ્ટામાટે તેનું દિલ કરડતું હતું. આ સુજીએ આવા ઉત્તમ પ્રકારના સુખને તકલીદી સુખ ખાતર તરછોડ કરવા ધાર્યું હતું માને ગામડીયન છોડીને પરણવા કરતા ફેસાવવાની દયાનત વધારે રાખતો હતો પણ નીચ નસાબંદાને અજબ થોકડ ખવાડી તેની શુધ્ધ ઠેકાણે લાવનાર માહા પિતા તે સઘલું પ્રપંચ ફાવવા દેશે એ કીસમતને હાથ વાત હતી.

સબર કર પ્રીય વાંચનાર "કોઈ ગાય છે કેવું અને કોઇ સાંભળે છે કેવું" તેનો સાર થોડા વારમાં જણાઈ જશે.

સાધણ.



# ઇતિહાસિક વિરરસ કથા

## ૧ હિમ્મતવાન પિતૃભક્ત મરાઠા છોકરો.

—:o:—

(લખનારઃ—જે. એલ. ડી. બારભાયા.)

ભરતખંડના ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે ઈ. સ. ૧૬૭૬ માં પાદશાહ ઔરંગઝેબનો વૈભવ પૂર્ણ તેજસ્વી હતો અને તેને અંગે તેની નિર્દયતા પણ અત્યંત વધી હતી. જેથી અનેકાનેક સ્થળોની પ્રજા ત્રાહી ત્રાહી પોકારતી હતી. મરાઠાઓ જોડે લડાઈમાં ઉતરી સંભાજી મહારાજનો નિર્દયપણે વધ કરી તેણે અનેક મનુષ્યના પ્રાણ વિનાકારણે લીધા હતા. આ સમયે એક વેળા જ્યારે એક નહાનો મુલક સર કરી પકડાએલા મરાઠા સરદારોને બીજે દીવસે પ્રાતઃકાળમાંજ મારી નાંખવાનો હુકમ કરી પાદશાહ ઔરંગઝેબ પોતાના કુટુંબ પરિવાર સહિત જ્યારે નર્મદા નદીના કિનારા ઉપર આવેલી વિસ્તીર્ણ આંબાવાડીમાં પડાવ નાંખી રહ્યો હતો, ત્યારે એક અગીયારથી બાર વર્ષની ઉમ્મરનો મરાઠાનો છોકરો છાવણી પાસે આવી ઉભો અને બહાર ઉભેલા દારોગાઓને કહ્યું કે તે પાદશાહને મળવા માંગે છે. છોકરાના ફાટાં તુટાં કપડાં અને કંગાળીઅત હાલત જોઇ બધા દારોગાઓ છોકરાને બનાવવા લાગ્યા. એટલામાં પાદશાહનો ખાનગી કારભારી આવી પહોંચ્યો, અને બીનાથી વકિફ થયા બાદ તે તે છોકરાને પાદશાહની હજુરમાં લઇ ગયો. પાદશાહને નમન કીધા બાદ છોકરો બોલ્યો "આ મૂલક જીતી લેનાર પાદશાહ! તેં આજે બપોરના કેદ કીધેલા સરદારોમાંહેલા અનાપંત નો હું પુત્ર છું અને તહારી પાંસે એમ નમ્ર અરજ એ ગુજારૂં છું કે જો તું મહારા પિતાને છુટો કરી તેને બદલે મહારો જીવ લઈશ તો મને અને મહારા કુટુંબને મોહોટો ઉપકાર કરીશ જેનું ફળ તને ઇશ્વર આપશે."

પાદશાહ૦—"તહારા બાપને બદલે તું શું કરવા મરવા તૈયાર થાય છે? તહારો બાપ તહારા કરતા મહોટો છે એટલે તહારે જીવવાની વધુ જરૂર છે. તહને કોઇએ શિખવીને મોકલ્યો છે કે તહારી મીઠી કાલી કાલી બોલીથી છેતરાઇ જાણે હું તહારા બાપને છેડી દઉં. પણ આ મૂલકે પાદશાહ ઔરંગઝેબ એમ કરે એમ નથીજ."

છોકરો૦—"પાદશાહ! મહારા વૃધ્ધ દાદાજી મૃત્યુ પથારીએ છે. મહારી માતા આંધળી છે અને ભાઇ લુલો છે. માટે જો મહારો બાપ જીવશે તો તેને મહારા જેવા અનેક પુત્રો થશે. પણ જો મરશે તો આખું કુટુંબ નિરાધાર થશે અને આ મહારો દેશ એક જોરાવર યોધ્ધો ગુમાવશે."

ઔરંગઝેબ૦—"બોલવું બહુ સહેલું છે. પણ તેને બદલે તું મરિશ નહિ અને નકામો બુમો પાડીશ."

છોકરો૦—નહિ મહારાજ! કૃપા કરી મહારા પિતાને મૂક્ત કરો. એને બદલે હું ફાંસીએ જવા તૈયાર છું."

ઔરંઝેબ૦—(હાથમાં ફરસી હતી તેનાથી છોકરાનો એક કાન થોભ્યા બાદ કાપીને બોલ્યો) "જો આ તહારો એક કાન કાપ્યો, તે મહારા હાથમાં છે. તહને લોહી જાય છે તેથી કેટલી વેદના થાય છે? શું હજી તું તહારા બાપને બદલે મરવા તૈયાર છે."

છોકરો૦—(કાન કપાયાથી અત્યંત લોહી જતું હતું તેની દરકાર કીધાવિના) "હા મહારાજ! મહારા પિતાને ત્વરાથી મૂક્ત કરી મને ફાંસીદો."

ઔરંગઝેબ૦—(છોકરાનો બીજો કાન કાપી) "આ તહારા બે કાન કપાયા. હજી તને દુઃખ નથી થતું. શું તું હજી મરવાને તૈયાર છે?"

છોકરો૦—"મહારા જોઇએ તો કાપી કાપીને અટલા અટલા ટુકડા કરો પણ હું મરવાને તૈયાર થયો છું એટલે દરકાર નથી કરતો. જેઓ પોતાની માતૃભૂમિને માટે લઢતા મરે છે તે સ્વર્ગમાં જાય છે. હૂં ક્ષત્રિનો પૂત્ર છું અને માતૃભૂમિ માટે લઢતા પકડાએલા મહારા પિતાને માટે મરતાં બહીતો નથી. જેમાં સ્વદેશાભિમાન સાથે પિતૃભકિત બે છે એટલે તેમાં મને આનંદજ છે."

ઔરંગઝેબ૦—સરદારો! જેના છોકરાંઓ આવાં છે તેના માબાપો કેટલાં વધુ બલવાન હશે? માટે એવાને

છવતાં રાખવાં એ મહા પાપ છે. માટે તેના બાપને હમણાં ને હમણાં તોપને ગોળે મૂકો."

આ સાંભળી છોકરો પોકેપોક મૂકી રડવા લાગ્યો. એટલામાં તોપનો અવાજ સંભળાયો અને છોકરાએ તે બાજુએ નજર કરી તો પોતાના પિતાને તોપને ગોળે ચુરેચુરા થએલો જોઈ તે ગાંડો બની ગયો. ઔરંગઝેબે આ છોકરાને ખુબ માર મરાવી લોહીલુહાણ હાલતમાં ત્યાંથી હાંકી કઢાવ્યો.

પ્રિય વાંચક! એ વાત તો સત્ય છે કે ઔરંગઝેબ અત્યંત ક્રોધી, ક્રૂર, લોભી અને દુર્ગુણોથી ભરપુર હતો, છતાં લક્ષ્મી લોભ, ભૂમિ લોભ, અને મદના પરિણામો કોઇપણ દિવસે વખાણને પાત્ર છેજ નહિ. આ લોભમાં તણાએલા કેટલા માણસોને આપણે ન કરવાના કામો કરતાં જોઇએ છીએ. ભરતખંડની ગરીબડી પ્રજાએ આવા કૃતઘ્ની રાજાઓથી ત્રાહીત્રાહી કરી બહુ દુઃખસહન કીધાં છે. જે બાદ પરમેશ્વરનો આપણે ઉપકાર માનવો જોઇએ કે હાલમાં આવું સુખ આપનારૂં અંગ્રેજનું સામ્રાજ્ય છે. ઔરંગઝેબ જેવા દયાહિન રાજ્યલોભીઓને હજારવાર ધિક્કાર હજો!

---

## મ્હારી બ્હેનને

લખનાર:—સૌ ઉમંગા

અરે બેની મુને ત્યાગી, ભલાતું ક્યાં ય સંતાણી
અલેતી લાડ ઘેલાંથી, દયા ઉર્મિ શું રેલાવી
સુકાણીશું સહજ વેલી, હરાવી કાં તે અકેલી
સરાવી સ્નેહની સરણિ, ધરાવી પ્રેમ પાનોથી,
કરાવી ગ્રંથી નિગૂઢ, થઈતું અસ્ત ને લૂપ્ત
હવેના ગૂઢ જોથાતી, દયા દર્શન દે ભગિનિ.
તલસતી ઝંખતી દિને, રૂદન છૂટે નિશા સમયે,
દુખિયારાં દુભાયેલાં, નમાયાં ને છોભાયેલાં
અતિ સંભાળ તું લેતી, પળી કાં તું અરે વ્હેની
થઈ જ્યેષ્ઠ બની શ્રેષ્ઠ, ગૃહિણિ દીપ થઇ શ્રેષ્ઠ,
જાણી તેથી ગણી અતિતું, જગતમાં દીલ બાહુ ખુંચતું,
સદા હસતી મલકતીતું, મહકતી મ્હાલતી બેઉ,
હવે સઘળું દુખાવે દીલ, ગઈ આદર્શ મૂકી શીલ,
રસુછ ટીખળી હાસ્ય, હવે સુણવો રહયો ભાસ,
પ્રભુની ભક્તિમાં રતી, સદા એ નામ ઉલ્લાસી,
ધર્યું હૃદયે ખરે સમયે, ધર્યું મૃત્યુ ભલે દમતે.
ધિરજ શાંતિ તણી દાસિ, થશું ભેળ નકી પ્યાસી
પ્રભુના પ્રેમની પ્યાસી, પ્રભુ ધામે છે ઉલ્લાસી.
મતિ વીર મતિ ધીર, ટકી સ્થિર નહિ વીર
સદા સ્મારક બની તેથી, ખરે અશ્રુ હું રેલાવી.
અલેતી પ્રૌઢ લેખાતી, નિખાલસ શાંતિ પ્રખ્યાતિ
મતિ સંક્રાંતિ દેખાતી. નિકટથી દૂર કાં ધાઈ?

---

## વિરહિણિ

લખનાર:—ધિમાન એસ. મેહેતા.

શું કે જ્વરથી બાળા, ઝુરતી વેદના રડી,
કહિ નાથ, નહિ નાથ, જાઉં ક્યાં અશ્રુ સારતી.

પ્રિતિની પાશે નાંખી વ્હાલમ તમે,
દૂર થયા ક્યાં મુજ હૃદય ના પ્રાણ જો,
ઝલક ધ્વનિથી ધબકારા ગાત્રો કરે,
શિથિલથા ઉપર સેવાના ઝેબજો.
ધુજારિ છૂટે, ઉરમાં કંઈ થાય છે,
અંતર પીડા ઘોર વધે એ હાણજો
પ્રેમ ઈંગારિ ઉપની, ભભુકામાં ફરી,
રહેવાતું નથી સળગી ઉઠી લાહ્યજો.
ઉર વિનંતીથી અકળાવો ના તમે,
રેડી પિયુષ પાન સુધામય આપજો.

અટક્યા રૂદન સ્વો, વિચાર વમળમાં સરી,
એકીટશે ન્યાયે કંઈ, કપોલે હસ્ત મેલતી

વહા વશે શાંતિ સરિત પાછી,
જોકે નથી નાથ વિરહે ઉદાસી
તથાપિ ધાવે શિથિલિજ સંભવે,
કાલું કરતાં, અતિ હાય ઉદ્ભવે.

ખ્યાલો ખ્યાલિ કરતાં, તેજ સર્યાં નકી
માંડી ચિંતા કરવાને, પ્રેમ સુખ લીધું નથી.

ગાઢાલિંગન ના કર્યું, સ્મિત ભર્યું, ચુંબન કદી ગાલપર
અધરોષ્ટે કદી ના વહ્યા, ભભકતાં તાંબુલને અંદર
વી સુક મીચી કદી નથી ઉપસતી, વેલાવિતી નાથ ક્યાં,
હાં હાં નાથ કૃપા કરો તરફડું, સંસાર આ મ્હાણતાં

ચિંતા અસ્ત તે ત્રિનિતા, ઝેહે મતે સૂઇ ગઇ,
મીઠું સ્વપ્ન થયું આદર્શ, આ હોભાગી ગણાઇ ગઇ.

શું નાથ દેખી ખરે ધાઈ વેલી,
છે બાથ ભીડી અતિ મસ્ત ઘેલી,
આ નાથ વીલી રહું ના અકેલી,
છે લગ્ન ગ્રંથી પ્રણયે પચેલી.

દિવ્ય સુખ પ્રાપ્તિમાં, લચેલાં બેઉ રસભર,
થાયે ના વિખુટાં દીન, મગ્ન હાસ્ય મહિતર.
આપસ મરડી ઉભી જ્યાં, થાય છે ત્વરા એસરી
નહિ નાથ કહિ નાથ એ શબ્દો સુણવા ફરી

# મનુષ્ય જીંદગીની પ્રભાત.



લખનાર:—ખરશેદજી જ. બ. વાહડીયા.

———:o:———

"There is nothing great in the world but man, nothing great in man but mind; nothing great in mind but Character; nothing great in Character but Love."

*P. 66 "God the Beautiful An Artist's Creed."*

મથાળે તાંકેલા ઇંગ્રેજી શબ્દોથી આજના આપણા વિષ્યનો પ્રારંભ કરીશું અને સાહિત્ય સાગરમાં "પ્રભાત"ના આ પહેલા પ્રવેશ વચ્ચે જીંદગીની પ્રભાતનો ખ્યાલ આપણે હદઇડ ધરીશું. ખુદા અને કુદરતના અચુક કાયદાઓને આધીન થઇ આ શ્રષ્ટિની ગતી જે નીયમીત ચાલી રહી છે તેમાં મૂખ્ય કાયદો જે કાર્ય કરે છે તે બુદ્ધિનો છે જેને જ્ઞાનીઓ અથવા વિધ્વાનો પ્રગટિ કીરણનો કાયદો કહે છે' આ વૃદ્ધિના આવેશમાં કુદરતની તમામ પેદાયશો એક બીજામાંથી પ્રગટ થઇ પેદા થઇ પ્રફુલીત થઇ રહી છે. અને તેઓ સર્વ એક બીજાની ઉપર આધાર રાખતી એક બીજા ને જાતી ભોગ ને કાયદે પોશતી પાળતી પોખવતી પોતાની નાની મોહટી જીંદગીની પ્રભાતમાંજ પ્રવેશ કરી રહી છે કુદરતનો કારોબાર ખુદાઇ શકિતવગર ચાલી શકતો નથી અને કોઇ આકારની હૈયાતી વગર આત્માની હસ્તી કાયમ રહેતી નથી. બીજા બીજા પ્રકારના આકારો વચ્ચે ખીલી ખીલી ને મનુષ્ય દેહનો આકાર જ્યારે તૈયાર થઈ રહે છે ત્યારે તેમાં ઇશ્વરનું સૌથી ઉત્તમ સ્વરૂપ થોડેક અંશે દાખલ થાય છે અને વિદ્વાનોની મોટી અજાયબી વચ્ચે એક મનુષ્ય માતા પિતાને પેટે એક જીવ પોખાય છે અને નવ મહીનાની નવસો નવાનુ કરામતો વચ્ચે એક બાળક આ ધરતી ઉપર મનુષ્ય અવનીમાં પેદા પડે છે. સાધારણ રીતે બોલતાં આ જીંદગીમાં તેનો જન્મ છે જે તે બાળક ઇનસાનની જીંદગીની પ્રભાત છે. પણ શું ખરેખર તેમજ છે? કવિ વર્ડસવર્થના પેલા યાદગાર સવાલમાં આપણે પુછીશું કે ઓ બાળકડાં બચ્ચાં તું કયાંથી આવ્યું? તારી પ્રભાત પ્રગટ તે કયાં થઇ? ખરૂં છે કે નવું જન્મેલું તે બાળક તેના શરીરમાં ત્યાં નવુ છે પણ શું તેના અમર આત્મામાંબી તે નવુંજ છે?

સુર્ય દર સાંજના અસ્ત થતો દેખાય છે પણ શું તે ગુમ થઈ જાયછે? રાત્રીનો કાલશ પ્રભાતના ઉજાશથી શું બદલાતો નથી? દીવસ અને રાત એ માત્ર આંખ્યોનીજ બ્યાધી છે સુર્યતો સદાનો જીવતો ને જાગતોજ છે તેમ આદમના દીલે પ્રગટતો આત્મીક અંશ સદાનો અમર છે તેના નવા ધારણ કીધેલા શરીરમાંજ તે નવી "પ્રભાત"નો નવો "પ્રકાશ" છે. કોઇ મનુષ્ય માતાને પેટે અવતરેલા બાળકનુ શરીર તેના માતા અને પીતાએ પુરૂં પાડયું છે પણ તે બાળકના અંગે પ્રકાશતો આત્મા કોણને સવાધીન છે? મુળ તે આત્માનુ શું કર્યે? ખુબી તે આત્માની કીયા શબ્દે ગાઇયે? ઓ તે બાળકના અંગમાં પ્રકાશતાં આત્માનુ રહેઠાણ કયાં શોધીયે? કવિ વર્ડસ્વર્થના સખુનોમાં શું તે બહેસ્તને બારણેથી આવ્યું નથી? શું તે ખુદાઈ મુકામ ઉપરથી ઉતર્યું નથી? વાચનાર શું તને એનો પુરાવો જોઇયે છે? આદમ તું તારાં અંત:કરણનેજ તે પુંછ! અને પછી જાણ કે તે અમર ભુમી કે જેનુ નામ બહેસ્ત જે સુખવાસી સ્વર્ગની ભુમી ત્યાંથી તું જનો આત્મા હઈ આવ્યો છે અને અનુભવના ચક્કરમાં રોળાઈ રગડાઇ તે પાછો ત્યાંજ જનાર છે હયાંજ તારી જીંદગીની સફર છે. તે સફળ કરવા માટેજ જીંદગાનીની જરૂર છે તે જીંદગાનીનો શ્રંગાર તે તારા ભીત્તરના પાક પ્રેમનો પ્રકાશ છે. તમામ સુંદર ને સંગીન સદગૂણોની ખીલવણીમાંજ તારી જીંદગીની પ્રભાત છે, પરમાત્માના પવિત્ર પ્રેમ વચ્ચે પ્રગટ કીધેલો પરમાર્થ એજ જીંદગીની પ્રભાત છે મિનોઇ માર્ગના પવિત્ર પગથીઆં ઉપર ચહડવાની તું શરૂઆત કર, અલબતા મુશકેલી તને નડશે અને તહરેવાર લાગણીઓ તારાં જીગરે જીંદગીના એ ઉમેદવાર બરપા થશે છતાં ઉંચ જ્ઞાન અને ઉમદા સમજણ તને મજબુત ખાત્રી કરી આપશે કે છેવટે સૌ સારૂંજ છે. ફુલની ઉગતી કલી મીસાલ દર કલાક કરમાઇ પડશે અને વખતના વેહવા સાથે સૌ સત સચ્ચાઇ જાહેર થશે! સુર્ય સદાનો અસ્ત થશે, ને તારાઓ હમેશના ઝાંખા પડશે પણ તારી નેકીનો તરીકો તો સદાનો કાયમજ રહેશે તેનો બાહર ખીલશે પ્રકાશ ફેલાશે અને કરોડો વરષોની કુદરતમાં ચાલી રહેલી પ્રગતી કીરણની ધીમી ક્રીયા છેવટે તે ચલકાટમંદ દુનિયામાં આપણે સઘળાને હમેશની લઇ જશે. માટે ઓ આદમ તારી શઘળી શકિત, તારૂં સઘળું જ્ઞાન, તારો સઘળો મનોભાવ તું ઇશ્વરને અર્પણ કર અને કાયાની માયામાં તું ઉંઘે છે તેમાથી તું બીદારથા અને આજથી જીંદગીની પ્રગટતી "પ્રભાત"માં તું પ્રવેશ કર.



# આર્ય ધર્મ માળા.



## વૈવસ્વત મનુ મહારાજ.

——:o:——

(લખનારઃ—જેકીસન બારભાયા.)

કલીયુગ કાળની પહેલાં સાત દિવસ અગાઉ નારાયણ ભગવાને મનુને કહ્યું "આજથી સાતમે દિવસે જળ પ્રલય થશે. જેથી આખું જગત્ નાશ પામશે. જે વખતે એક લાકડા ઉપર તને હું જળમાં રાખીશ" મનુએ સઘળી તૈયારી કીધી અને પોતાની પાંસે સાત ઋષિઓનુ મંડળ રાખ્યું અને પ્રલય થયો તે જોયો. આસ્તે આસ્તે પાણી ઉતરવા માંડ્યું. જ્યારે મનુ મહારાજ અને સપ્ત ઋષિઓનું 'નાવ' (વહાણ) સુમેરૂ પર્વત (તાતાર દેશના હિંદુકુશ પર્વત) ઉપર અટક્યું. ત્યારબાદ મનુ મહારાજ અને ઋષીઓએ સૃષ્ટિની ઉત્પતી થતી જોઇ, અને આસ્તે આસ્તે જગતનો વિસ્તાર અને પ્રાણીમાત્રની વૃદ્ધી થતી ગઈ અને મનુ મહારાજ સર્વના વડીલ બન્યા. આ સમયે લેશ માત્ર પણ કોઇ પ્રજાને દુઃખ નહોતું. ધર્મ, નિતિ, વિદ્યા સર્વનું બળ અતિષય જોરાવર હતું. ભીન્ન ભીન્ન જાતો નહોતી. કોઇ ખોટું બોલવું એટલે શું તે સમજતુંજ નહિ. ચોરી, ચોટ્ટાઇ, લુચ્ચાઈ, વિષય વાસના વિગેરે કશુ એ નહોતું. સર્વ કોઈ પરમાર્થી, કાયીક, વાચીક અને માનસીક કર્મને વળગી ચાલનારાં હતાં. ઈંદ્ર, વરૂણ, અને અગ્નિ દેવોના સ્તવનો (ભક્તિ) કરતાં હતાં. પ્રાણીમાત્ર અત્યંત લાંબી જીંદગી ભોગવનારા મહાબળીઆ, રૂષ્ટપુષ્ટ મહાતેજસ્વી અને સૌંદર્યવાન હતા. તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા, ખગોલ વિદ્યા, ભૂસ્તર વિદ્યા, જ્યોતીષ વિદ્યા, પદાર્થજ્ઞાન, રસાયનશાસ્ત્ર, વૈદક વિદ્યા, વિમાન, અગ્નિરથ, સંજીવની વિદ્યા, પરકાયા પ્રવેશ, ગાયન, નૃત્ય, વિગેરે સર્વ હાલમાં સંસોધન કીધેલા અને હજી જે નથી શોધાએલી એ સર્વ વિદ્યાઓ અને કળાઓ પુર્ણ તેજમાં હતી.

લોકોના હિતાર્થે વ્યવહાર, કુટુંબ, રાજ્યદરબાર, રીતી, વિદ્યા, અનિતિ, ન્યાય, રાજ્ય વ્યવસ્થા, ધર્મવ્યવસ્થા, યુધ્ધ નિયમ, ગૃહસ્થાશ્રમના નિયમો અને ધર્મો વિગેરેથ ભરપુર કાયદાઓ શ્રી મનુ મહારાજે ઘડેલા છે જેની ચોપડી 'મનુસ્મૃતિ' હાલમાં પ્રગટ થયેલી મળે છે. આ કાયદાઓ સર્વસ્વરીતે પરિપૂર્ણ મનાય છે અને દરેક હિંદુ કુટુંબમાં તેમજ મહોટાં મહોટાં ચક્રવર્તી રાજાઓએ તેને સ્વિકારેલાં છે જે હજુ માનનીય પદવી ભોગવે છે. હિંદુ કુટુંબી દાવાઓ પણ આ કાયદાને અનુસરી હજુ ચુકવાય છે. આવા ખામી રહીત કાયદાઓ ગોઠવનાર આ મનુ મહારાજની કેટલીબધી કાબેલીઅત અને શ્રેષ્ટતા!

વૈવસ્વત મનુ મહારાજને લીધે સૃષ્ટીના માણસોનો ખરો સંસ્કૃત બોલ 'માનવ' છે જે 'મનુ' શબ્દ ઉપરથી જ યોજાએલો છે.

મનુ મહારાજને 'શ્રધા' નામની સ્ત્રી હતી તેઓને ઇશ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, કુરૂપક, નરિષ્યંત, પૃષ્ટદન, નભગ અને કવિ નામના દશ પુત્ર હતા. મહોટા પુત્ર ઇશ્વાકુને ભરતખંડનું આખું રાજ્ય સોંપી બીજા નવને પૃથ્વીના જૂદાજુદા ભાગો સોંપી આપ્યા હતા. મનુ મહારાજે પોતાની પુત્રી ઇલાને ચંદ્રના પુત્ર બુધ જોડે પરણાવી હતી. અને તેના પુત્ર પુરૂરવા એ પ્રયાગ નગર વસાવી ચંદ્ર વંશની ગાદી સ્થાપી હતી અને ઇશ્વાકુએ અયોધ્યા નગર વસાવી સૂર્યવંશની ગાદી સ્થાપી હતી. (જે હવે પછી જોશું).

મનુ મહારાજ અને સાથે રહેલા સપ્ત ઋષિઓ મોક્ષ મેળવી જગતના આકાશમાં બિરાજે છે. સૂર્યમાં કિરણ અને તેજ મનુ મહારાજને લીધે છે જ્યારે સાતઋષીઓના તારાઓ સાત સાથે જે 'સપ્ત ઋષિની ખાટલી' Great Bear ને નામે ઓળખાય છે તે આકાશમાં દેખાવ દેય છે!

# આપણા બાદશાહી ઘરધણીયાણી.

## શેહાનશાહી ઘર વહીવટ ચલાવવામાં કઇ રાજકર્તી કોમની બાનું ચઢયાતી મેળવે છે?

## શાહનશાહ બાનુ મેરી !

લખનાર—જરબાનુ મહેરવાનજી કેરાવાલા.

"Kind, Kind and queenly is she,
Kind is Queen Mary;
With honour, love and loyalty
We breathe the name of Mary."

બાદશાહી ઘરધણીયાણીનું ચઢયાતું માન આપણી શાહબાનુ મેરીએ મેળવ્યું છે. પર ગામના મુલાકાતે આવનારા ઓ આપણાં રાજકર્તાના મહાલોમાં ઘરનો કારભાર ઘણોજ નિયમીત કાયદા ઉપર ચાલે છે તે જોઇ અજબ થાએ છે અને રાણી મેરીની ગોઠવણો જોઇ તે નામવર બાનુને એક ઉત્તમ ઘરધણીયાણીની ઉપમા આપે છે

બાદશાહી ઘર ખટલાનો વહેવાર આપણે ધારી શકયે તેમ કાંઇ ઘડીયાલના કાંટા મુજબ નિયમીત અને ભુલ વગરનો હોતો નથી એતો માત્ર રાણી મેરીની જાતી દેખરેખ અને નિયમીત કાયદાઓથી તે સહેલ રીતે ચાલે છે. એઓ નામવર જો પોતાનો દરજ્જો જાળવી તે પ્રમાણે મોજ મજાહમાંજ વખત કાઢે તો હાલ થાય છે તે કરતાં બમણો ખરચ વધી જાએ પણ તે માટે રાણી મેરી પોતાનાં મીત્રો આગળ હસીને સાફ કહે છે કે—"તેઓ જેવાં બચરવાલને એવા આંધલા ખર્ચો પાળવે નહી." આપણી પારસી ઘરધણીયાણીઓ જેઓ દસ પંદર લાખ ધરાવવાને નસીબવાન હોએછ અને જેઓ યાહોમ ખરચ કરવામાં આધું પાછું જોતીજ નથી તેઓએ આ ઉપરથી ધડો લેવો ઘટે છે.

પરણીયા પછી સેંડરીગ હામનાં પોતાનાં યોર્ક કોટેજમાં જે રીતે રાણી મેરીએ પોતાનાં ન્હાનાં મકાનનો સાદો કારભાર જાળવ્યો હતો તેજ પ્રમાણે તેઓ હાલમાં ઈંગલંડની પોતાની બાદશાહી દરબારનો ગંજાવર કારભાર પુરતી ચોકસાયથી ચલાવે છે.

બંકીગ હામ પેલેસ જે આપણા રાજકર્તાના કુટુંબના વસવાટનો ખાસ મહાલ છે ત્યાંની દરબારની મહેલ મહેલ અને બાદશાહી સંસારના વહીવટ ઉપર મુખ્ય દેખરેખ એ બાદશાહી જોડાંની પોતાની છે.

એ મહાલ બ્હારથી કાંઇબી પેન્ટ વગરનો ધ્યાન ખેંચે એવી ખુબી વીનાનો છે અને લંડનવાસીઓ તેથી ઘણાં અજબ થાય છે પણ રાણી મેરીની ઘણી બી ખુશી છતાં આ ગંજાવર મહાલને રંગ રોગાનના નવા પોશાકમા લપેટવા માટે બાદશાહી તીજોરી શ્રિમંત નથી એવા વીચારથી પાછા હઠવું પડે છે.

પણ મહાલની અંદર આપણી આ આલઓલાદે ખરી બ્રીટીશ રાણીના તમામ બ્રીટીશ ટેસ્ટ જણાઇ આવે છે. બીજા ઉમરાવો પોતાના શોભાયમાન મકાનોમા દેશ દેશાવરની વખણાએલી ચીજોનો સુંદર સંગ્રહ કરે છે. ઇરાનના ગાલીચાઓ, રોમના પીકચરો, ઇટલીના વાજીત્રો, હીંદુસ્તાની કસબી ભરત કામો કે કાશમીરી શ્યાલો એ મોટી ઉંકમાઇથી શ્રિમંતોનાં મકાનો શોભાવે છે મગર આપણા શાહબાનુએ માત્ર લંડનનીજ પેદાશ, લંડનનીજ બનાવટ, અને બ્રીટીશનીજ કારીગરી પોતાના મહાલમાં ગોઠવાનીછ જ્યારે આપણાં પોતનાં આદમીઓને હાથે એવી ઉત્તમ ચીજો થઇ શકે છે ત્યારે શા માટે પરદેશી ચીજો મંગાવવી જોઇએ. એ રાણી મેરીનું કહેવું છે.

પણ જે ખરી વખાણવા જોગ ખુબી છે તે જે રીતે તેઓએ પોતાના ઘરનો કારભાર ચોક્કસ જોખમદાર

હાતોમાં વેંહચી આપો છે તે છે. એકવાર મરહુમ રાણી વીકટોર્યાના વખતમાં રીસેપશન રૂમમાં તેઓ નામવરને ઠંડીના લખલખાં ભરાઇ આવેલાં હજુર સર્વેને યાદ છે અને તેનું કારણ કે સધડીમાં કોલસા નાખવાનું કામ કોઇને ચોક્કસ સોંપી આપવામાં આવ્યું ન હતું તેમજ એક બારીનો કાચ અઠવાડયાંસુધી તુટેલી હાલતમાં રહયો હતો જ્યારે ઓફીસરો તે ઉપર વીચાર ચલાવતા કે તે કોણનું કામ હતું !

ત્યારપછી રાજા એડવર્ડે પોતાના અમલમા ઘરખટલામાં વધારે સારો સુધારો કર્યો હતો ખરો પણ હાલના જેવા સમપુર્ણ તબક્કાઉપર તે કદી આવ્યો હતો નહી.

રાણી મેરી પોતાના આદમીઓ તરફથી સખત તાબે-દારીની આશા રાખે છે અને તેથીજ તેઓનું દરેક કામ સહેલાઇથી પાર પડે છે. વળી તેઓ એકવાર જે ઓરડર આપે છે તે બનતાં સુધી કદીબી પાછો ફેરવતાં નથી અને તેથી તેમના હાથ નીચેનાંઓને કામ કરવાની ઘણી સગવડ લાગે છે.

બાદશાહી ઘર ખટલાના બધા કારભાર માટે જોખમદાર બલ અર્લ ઓફ ચેસટરફીલડ, લૉર્ડ સ્ટુવર્ડ ટ્રેઝરર ાનરેબલ એફ. ઈ. ગેસ્ટ અધીકારી સર ચાર્લસ ફ્રેડરીક ાસટર આફ-ધે-હાઉસ હોલ્ડ અને ડેપ્યુટી માસટર થી, ાા સર ડેરીક કૅપલ છે. એઓના હાથમાંથી બધા ારડરો પાસ થઇને હેડ કુકને અને બીજા તેથી ઉતરતાં ાકરોને મલે પણ તે બધા હુકમો ખુદ રાણી મેરીની સંદગીના પહેલા થવા જોઇએ.

ટેબલની સરવીસનાં તમામ ચાંદી કામ, ચીની કામ, અને બીલોરી કામની મુખ્ય દેખરેખ માટે વીસ નોકરો રોકાએલા હોએછે અને જો કાંઇબી ભાંગ તુટ થાએ તો તેઓએ પોતને હાથે તેવીજ ચીજ સેટમાંની લાવીને પાછી તેને અસલ જગ્યે મુકી દેવાની રાણી મેરીની તાકીદ હોય છે. પરીણામ એ જાણવું જે જ્યારથી ક્વીન મેરીની સત્તા ચાલે છે ત્યારથી એ નાજુક ચીજોની ભાંગ તુટ ઘણી ઓછી થઇછે.

બ્રીટીશ રાજકર્તાઓમાં જો કોઇ જુનો નોકર લાંબો વખત રહયો હોય તો તે મૅાંઝયો સૅંડારડ છે. તમામ જાતનાં મોંહ સ્વાદીયાનો એ માસટર અને સંખ્યાબંધ બાવરચીઓ ઉપર એ માંઝયો રાજ ચલાવેછે.

રાણીની સવારની પેહલી ફરજ તે ખાણાંની વરદીની છે; અને છોટા હાજરી પછીથી તેવણ તે કામ હાથ ધરે છે. માંઝયો સેડાર્ડ પોતે "મીનુ" લખી લાવે છે અને રાણી પોતે તેમાં ઘટતો સુધારો કરે છે. તે ખાનગી ખાણું હોય કે સ્ટેટ ખાણું હોય પણ દરરોજ રાણી મેરી "મીનુ" વાંચી જાએછે અને કેટલા આસામીઓનું ખાણું જોઇએછે તે માત્ર લખી આપે છે. પછી માસટર ઓફ-ધ- હાઉસ હોલ્ડના હાથ નીચેથી પાસ થઇને તે સેડાર્ડને મલે છે જે આદમીઓના નંબર ઉપરથી ગોસ્ત માછલી, શેકાર અને બીજી ખેરાકીનું લીસ્ટ બનાવી કાઢે છે. અને તે ક્લાર્ક ઓફ-ધ-કીચનને સોંપવામાં આવે છે, જે ટેલીફોન મારફતે દરેક ઠેકાણે ખબર આપી દીએ છે. અરધા કલાકમાં તો ગોસ્ત, માછલી અને બીજા ખોરાકીનાં ગારાંઓ જાણે ડારબીની રેસમાં જીતવા જતાં હોય તેમ દોડમાર બાવરચી-ખાનાનાં કમપાઉંડમાં દોડયાં આવે છે.

નામદાર રાણી મેરી પોતાના જાતીલાઓને બને એટલા વધારે પ્રમાણમાં ઉત્તેજન આપવાને ખુશી થાએ છે અને પચાસ આસામીએ પાસ એક મહીને ખરીદી થાય તો બીજી પચાસને બીજે મહીને વરદી અપાવે છે જેથી ઘણાંઓને બાદશાહી વેપારીનું માન મલે છે.

રાણી મેરી પોતાના બીલો તુરતજ ચુકતે કરી આપવાનું ઘણું પસંદ કરે છે. તેવણ ઘણી બારકીથી દરેક બીલની આઇટમો અને જુમલો તપાસી લે છે અને ઘણીકવાર કોઇ વધારી દીધેલા ભાવો માટે તુરેતજ પુંછ પરછ કરે છે કારણ આ બાદશાહી બાનુ ધારે છે કે શ્રિમંત થવાથી પૈસાનો સેહેજબી ખોટો ઉપીયોગ કરવાનું કાંઇબી કારણ નથી

આ બધા જાપતા અને બારીકી છતાં ભલાં નોકરો પોતાનાં રાણીજીની ખીદમત માટે ઇંતેજાર રહે છે, કારણ કે એ નામદાર પોતાના નોકરોનાં સુખ સગવડ માટે ઘણાં કાળજીમંદ રહે છે તેઓના ઓરડામાં બરાબર હુંફાલી ગરમી રહેછ કે, તેઓને કુટુંબ સાથે સગવડમાં રહેવાય એટલો પગાર બરાબર બસ થાએ છે કે, તેઓનાં બચ્ચાંઓ સારી નિશાળોમાં ભણે છે કે આ બધાંની નામદાર રાણીને એક માતાતુલ્ય કાલજી રહે છે. ક્રીસમસ ઉપર તેઓ પોતાના ગરીબમાં ગરીબ નોકરને વટીક કદી ભુલી જતાં નથી અને તેઓને બરની ભેટો તેઓ દિવસો આગમજથી એકઠી કરે છે. ક્રીસમસની ખરીદીઓ નામદાર રાણી પોતે દુકાન ઉપર જઇને કરવાની કાલજી રાખે છે. આવે વખતે તેઓ કાંઇબી રેસાલો સાથે રાખતાં નથી માત્ર એકજ વેંટીગ મેન તેમની સાથે રહે છે. આવી વખતે એક કલાક

આગમજ ટેલીફોનથી દુકાનના માલેકને રાણીની પધરામણીની ખબર આવે છે અને બેશક તે ખબર વીજલીને બળે દુકાનના અસલ માલેક જેઓ ધનાઢય થવાથી દુકાન પકડીને બેસાતા નથી પણ પોતાની કમાણી મોજથી ઘરે બેસી ઉડાવી ખાએ છે તેઓને દુકાનના તેઓના બીજા કરતા કારવતા કારભારીઓ મારફત પુગાડવામાં આવે છે અને તેઓ પોતે બાદશાહી રાણીજીને આવકાર આપવા મોટોરના ધમધમાટ વચ્ચે વખતસર દુકાન ઉપર આવી પુગે છે કોઈબી જણ જાણવા પામતું નથી કે આ બે ઘોડાની ગાડીમાં બેસીને આવેલી સાદા દેખાવની બાનુ તે ખુદ અરધી દુન્યાની માલેક હતી આવી વખતે તેઓ નામદાર ઓરડાઓ પછી ઓરડાઓમાં ફરી ફરી જોઈ તપાસી એક સાધારણ ખરીદદાર માફક કિંમત કસી જોઈતી ચીજો ખરીદે છે અને તે વાર તેઓ પોતાના બાદશાહી ધણી કે બાળકો અને બીજાં એસીઓ ઉપ્રાંત પોતાનાં તમામ ઘર ખટલાના આસામીઓને ભુલતાં નથી.

રાણી મેરીનું માનવું છે કે સ્ત્રી જાતિની મુખ્ય ફરજ તે ઘરનો વહીવટ સારી રીતે ચલાવવાનોછે, અને કેનસીંગટન કોલેજ આઉન્ડ ઉપર જે ક્વીન મેરી હોસટલ બંધાયું છે ત્યાં એક સ્ત્રીને ખરી ઘરધણીયાણીની તરબીયત મલે એવી ગોઠવણનું શીક્ષણ રાણી મેરીની બાહોશથી વિધ્યાર્થી છોડીઓને અપાએછે.

---

# વિનોદ માળા.

(લખનાર:—લખેરો ઉર્ફે વાંચનાર વરાણો)

એક બ્રાહ્મણ જે પોતાને મહા હુશિઆર પંડિત ધારતો હતો અને આખી દુનિયા ભ્રષ્ટ થઈ શુધ્ધ ભાષા નથી બોલતી એમ ધારી લોકોને શુધ્ધ બોલાવવા અને શિખવવા માટે મફતની મહેનત કરતો તે એક દિવસ સુરતના સ્ટેશન ઉપર ગયો અને તેને આંટરોડ આવવું હતું તેની ટીકીટ પાર્સી ટીકીટ આપનાર પાંસે લેવા ગયો ને બોલ્યો:—

"મહાશય! શ્રી મુંબાપુરી (મુંબઇ) ના પંચમ (પાંચમાં કારણ કે કોલાબેથી ગણતાં પાંચમું છે) આગમહાન સ્થાપન સ્થળ (સ્ટેશન) ની મૂલ્યપત્રીકા (ટીકીટ) આપો."

બીચારો પાર્સી સ્ટેશન માસ્તર આ સમજ્યો નહિ અને સ્વભાવીક રીતે બોલ્યો "ભાઇ આ ટીકીટ ઑફીસ છે: આંહિ બીજું કંઇ વેચાતું નથી."

સુજ્ઞ હું તેથી અજ્ઞ નથી શું તેનું વિસ્તીર્ણ કરવું ઉચીત છે?" (સારા માણસ હું તેથી અજ્ઞાન નથી. શું તે કેહવું જરૂર છે?).

"આ તમે શું બોલો છો તે હું સમજતો નથી. ચાલો બાજુ રહો, અને બીજાઓને ટીકીટ લેવા દો. હમણાં ત્રેન આવી પહોંચશે."

"દેશી બંધુ! મહારી શુધ્ધ વાચા આપના કર્ણો કર્ણ ઉપર તિક્ષણ ધ્વની પાડશે ત્યારે આપના અશુધ્ધમય ધ્વની પ્રેરિત કર્ણ પૂજ્યમાન શુધ્ધ થશે અને તેને અંગે કિંતુ તિમિરોદ્દ્યતિના નષ્ટ થવાથી આપના દ્રી કર્ણે આપ ત્વરાથી અત્ર કથીત તત્રસૃતુત ધ્વનીવાહકયંત્રની રીતીએ અનુત્પ્રેક્ષિત અતિત્વરિત શ્રોતાહન પ્રાપ્ત કરી શકશો."

(દેશી ભાઈ. મહારું શુધ્ધ બોલવું તહમારા કાન ઉપર જોરમાં અથડાશે ત્યારેજ તહમારા ખોટું (અશુધ્ધ) સાંભળવા જોગ કાનો પૂજ્યા જેવા શુધ્ધ થશે અને તેને લીધે અથવા કે કાનનો અંધકાર બંધ થવાથી તહમારા બે કાને તમે 'ટેલીફોન'ના જેમ ન ધારી શકાય એવી ઝડપે એકદમ સાંભળી શકશો.")

વાંચનાર! એટલામાં ટ્રેન આવી પહોંચી ને હું બેઠક લેવા માટે ચાલ્યો ગયો. જેથી પંડિતજી અને મહાશય ટીકીટ આપનાર જોડેના વાદ વિવાદનો શો નિર્ણય આવ્યો તે કહી શકતો નથી."

# જ્ઞાનની દુનિયા.

(લખનાર:—મીનોચહેર માનેકજી માદન.)

—:o:—

'**પ્રભાત**' તે પ્રભાત છે કે જેમાં જ્ઞાનનો ઉદય થાય છે, આત્માને પુષ્ટી મળે છે, અને મનને ખીલવવા રોશની પુગે છે. જેને આપણે વાજબી રીતે the Dawn of Knowledge કહીશું. તે તકે સુજ્ઞ વાંચકો સનમુખ આ 'જ્ઞાનની દુન્યા' માં પએ દર પએ જ્ઞાની નર નારીઓના શુભ વચનો, અનુભવો અને દાખલા-દલીલો રજુ કરવાને મને અત્યંત ખુશી હાંસલ થાય છે.

**૧. સૌથી સરસ ધર્મ.**

મ બાશ દર પએ આઝાર, હરચે ખાહી કુન,
કે દર તરીકતે મા ગ્યર, અઝ ઈં ગોનાહે નેસ્ત. (હાફેજ)

"તું કોઇને દુઃખ દેતો ના, બાકી તું ચાહે તે કર; કારણ હમારા ધર્મમાં એ સીવાય મોટો ગુનાહ કોઇ નથી." (હાફેજ)

**૨. ખુદાઈ રાજ્યની સરખામણી:** સેંત મેથ્યુના ૧૪ માં પ્રકરણ ૪૪ સ્લોકમાં ખુદાઇ રાજ્યની સરખામણી કરવામાં આવી છે. તેમાં ખુદાઇ રાજ્યને એક ખેતરમાં દાટેલા ખજાનાની મિસાલ આપવામાં આવી છે. આ ખજાનાને જે શખ્સ મેળવે છે તે તેને રાજીખુશીથી વેચી નાખી પેલું ખેતર ખરીદ કરે છે.

**૩. સચ્ચાઈ અને જુદાઈ.**

*नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।*
*उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥* (ભગવદગીતા પ્રકરણ ૨, સ્લોક ૧૬) જુદાઈની ખરેખરી હસ્તીજ નથી; જ્યારે સચ્ચાઇ કદી નાશ પામતી નથી; એની સચ્ચાઈ જેઓ દુન્યાના ઉંડાણમાં જોતા છે તેઓને ખબર છે.

**૪. પોષાક,** આજકાલ કઇ જાતનો પોષાક પેહરવો તે ઉપર તકરાર ચાલે છે. આપણને તવારીખના અંધકારમાં ગેબ થયેલા જમાનાના બાપદાદાઓનો ઝાડના પાદડાંનો પોશાક પેહરયો કે સાદામાદા ખાલ્યા સોડાનો! તે વેળા નામાંકિત ફીલસુફ શેકસ્પીયરના વચનો તદ્દન બંધબેસ્તા લાગે છે.

> Costly thy habit as thy purse can buy,
> But not expressed in fancy; rich nor gandy
> For the apparel oft proclaims the man.
>
> Hamlet Act I Sc. III.

યાને "તારી જોગવાઇ મુજબ તારો પોશાક બનાવ; તે મોંઘો પણ દમામદાર અને અકરીકટવાલો ન હોવો જોઇએ કારણ પોશાકપરથી માણસની ચાલચલણ બાજે વેળા જણાઇ આવે છે"— (હેમલેત, બાબ પહેલ્લો, પરદો ૩).

**૫. જુલમનું મુળ:** સાદી નીચલી કથા કહે છે:— "કેહવાય છે કે એક આકાર વેળા, નોશરવાન આદલને માટે કબાબ તૈયાર કરવામાં આવતા હતા કે માલમ પડયું કે નીમક નહી હતું, આથી એક શખ્સને નીમક લાવવા ગામ તરફ દોડાવ્યો કે નોશરવાને બુમ પાડી કે તેની કીમત લેતો જા, નહી તો બુરો રેવાજ નહી પડે અને ગામ ઉજેડ ન થાય! "આથી તે શખ્સે કહ્યું કે તેટલાં નીમકથી શું નુકસાન થનાર છે. આથી નોશરવાનને ઉત્તર દીધો કે આ દુન્યામાં જુલમાતનો પાયો નજીવે બહાને થયો છે. અને તે પછી જે બાદશાહ આવતો ગયો તે તેને વધારતોજ ચાલ્યો છેવટે તે આટલા હદતક પહોંચ્યો છે. શેસર: અગર જો એકબાદશાહ પોતાની રૈયતના બગીચામાંથી એક ફુલ ખાય તો તેના નોકરો બીજી વેળા તેને માટે આખું ઝાડ ઉખેડી લાવે; જો એક બાદશાહ પાંચ ઈંડા લેવાનો રેવાજ જારી કરે તો તેનું લશકર તમામ પરદાંઓને એકદમ ઠાર કરે. (પ્રકરણ ૧ લું વાર્તા ૧૯).

**૬. લક્ષ્મી દેવી**

લક્ષ્મી કહે મેં નિત નવી, કિસકી ન પુરી આસ,
કિતને સિંહાસન ચઢ ચલે, કિતને ગયે નિરાશ.

અર્થ:—લક્ષ્મી દેવી કહે છે કે હું રોજ નવીજ કહેવાઉં છું અને મેં કોઇની સદા પુરેપુરી ઉમેદ બર લાવી

નથી; કેટલાકોએ મારેથી રાજ્યપદ મેળવ્યું છે, અને ઘણુંકો મારેથી નીરાશ થઇ ચાલ્યા ગયા છે. (મી. માદન કૃત કબીરવાણી.")

### ૭. ખરો સુખી કોણ?

કુરાનના ૬૭ મો સરીયત જેને 'કલમ' કહેવામાં આવે છે તેમાં કહ્યું છે કે: "કદાધાહ મન તઝકી" યાને તેજ ખરો સુખી છે જે પોતાને પાક કરે છે.

### ૮. ઉત્તમખુશાલી:

"મહી મનોઇ અહુરયા ઉરવાજેમા મજદાઓ "યાને (જરથોસ્ત કહે છે)" મારા મનમાં અહુરમજ્દની ખુશાલી છે. (અહુનવદ ગાથા હા ૩૨, ક. ૧ કાંગા) "યજેમ્ના ઓંવહો નેમધહા મજ્દાઓ સ્રેશ્રેમ ચગેદો" યાને હોરમજ્દની ખુશાલીને આતુરતાથી શોધનારા, નમ્રતાથી યાદ કરનારા છીએ (વીહુક્ષત્ર, ૫૧, ૨૦).

### ૯. માયા અને Matter.

હીન્દુ શાસ્ત્રોના માયાને સાયન્સને આધારે તપાસ્યે તો તે matter તરીકે રજુ થાય છે: માયાનો સાધારણ અર્થ એક ખરી હસ્તી ધરાવતી ચીજનો પડછાયો થાય છે. Carley કહે છેઃ—All visible things are emblems, what than seests is not there on its own account; strictly speaking is not there at all. Matter exists only spiritually and to represent some idea and body it forth" અર્થ:—"હરેક દેખાતી ચીજો માત્ર પ્રગટરૂપ જેવી છે. આપણે જે જોઇએ છે તે કાંઇ પોતાની મેળે હસ્તી ધરાવતી નથી; ના, ખરૂં કહયે તો, તે મુદલ છેજ નહી. મેતર યા ખાક યા માયા મીનોઇરૂપ ધરાવે છે અને તે ચોક્કસ વિચાર રજુ કરે છે અને તેને શરિર આપે છે." Syndall કહે છેઃ—"Matter is, at bottom essentially mystical and transcendental." ઉંડાણમાં જોતાં, ખાક યા મેતર ભેદી અને સૌથી ઉમદા છે."

Huxby કહે છેઃ—"What, after all, do we know of this terrible 'matter', except as a name for the unknown and hypothetical cause of the states of our own consciousness." યાને મેતર યા ખાક આપણા ભાનની જુદી જુદી હાલતોનું નહી જણાવલું અને અનુમાની માત્ર નામ છે. તે સીવાય આપણ તે વિશે કશું જાણતા નથી."

---

## રમુજી ટુચકા.

(લખનારઃ—સપોટો ઉર્ફે વાંચનાર વટાણો)

એક બાપને એવી ટેવ હતી કે પોતાના છોકરાને જ્યારે ત્યારે ગદેડો કરીને કહે, તેથી જેમ જેમ છોકરો મોહોટો અને સમજણો થતો ગયો તેમ તેમ તેને આ શબ્દથી ખરાબ લાગવા માંડ્યું, અને તેનો રસ્તો શોધતો હતો એટલામાં એક દિવસ તેનો બાપ પોતાના એક મિત્ર જોડે વાત કરતો હતો ત્યાં છોકરો આવ્યો તેને બાપે ગુસ્સામાં કહ્યું." ખાનગી વાત કરીએ ત્યાં કેમ આવ્યો. સમજતો નથી. શું તું ગદેડો છે?"

છોકરો૦—"ના હું તો ગદેડાનો છોકરો છું."

તે દિવસથી બાપ પોતાની ટેવ ભૂલી ગયો.

માસ્તર૦—"બોલો છોકરાંઓ ગાય અને મામાં ફેર કેટલો?

વનડાવન૦—"સાહેબ ગાયને ચાર પગ હોય ને માને બે પગ હોય."

માસ્તર૦—"બેસ બેસ! બોલ જમનાદાસ કેટલો ફેર?"

જમનાદાસ૦—મા નહાનપણમાં ધવડાવે ત્યારે ગાય મહોટપણુમાં દુધ આપે એટલો ફેર."

માસ્તર૦—"બરોબર છે શાબાશ—"

પેસ્તનજી૦—"નહિ સાહેબ. ગાય અને માયમાં એકલીનોજ ફેર 'ગાય' શબ્દ લખી 'ગ' ની વચ્ચે લીટી દોરીએ એટલે 'મ' થાય ને 'ગાય' નો 'માય' વંચાય."

માસ્તર આજે કંઇક નવુંજ શિખ્યો. પણ તે ખરો ગુજરાતિ શબ્દ 'મા' ને પાર્સી શબ્દ 'માય' માં ફેરવ્યા પછીજ આમ થયું એતો મહેતાજીને બીજે દિવસેજ ખબર પડી.

# કુલક્રમાગત–કુવાદીની.

( એક આર્ય–સંસારી રસીલી વાર્તા )

:o

લખનારઃ—"જલેબી."

o

(તે 'કષ્ટકટાર'; 'કષ્ટકટાર કણ્ટક;' ને 'કષ્ટ કટારફૂલમ' વિગેરેના લેખક.)

o

અલબેલું મુંબઇ શહેર જે એક સમયે મચ્છીમારોનુ નાનકડું ચારથી પાંચ નહાના નહાના ટાપુઓમાં વહેચાએલું જંગલ જેવું ગામડું હતું તે આજે વેપારને અંગે સર્વોપરી ભોગવતું હિંદુસ્થાનના દરવાજા રૂપ મહોટું નગર થવા પામ્યું છે. વખાનામાયાં લાખો માણસો દુર દેશાવરથી મુંબઇ આવી વસ્યા છે અને કંઇક કુટુંબોની દશથી બાર પેઢીઓ મુંબઇ ખાતેજ જન્મ પામી છે. આર્યાવૃત્તની પારીસ મનાતી આ નગરી પોતાનો ઠાઠમાઠ અને સૌંદર્યતા ન પ્રતિદિન અનેક દિશામાં અનેક રીતીએ વધારતીજ કી છે. પ્રભાતનો સમય છે, સૂર્યનારાયણ પૂર્વદિશાએથી ાસતે આસતે પોતાનું તેજ વધુ વિસતારતા ઉંચે ચહઢવા ાગ્યા છે. પ્રભાતની થંડી લેહકીમાં ફરવા જનારાં કંઇક સ્ત્રી પુરૂષો ગાડી, મોટર, અને સાઇકલ ઉપર ફરવા નિકળી પડયાં છે. કંઇક શોખીનો જીમખાનામાં ટેનીસ રમે છે અને કંઇક સ્વીમીંગબાથ તરફ તરવા જવા માટે કોલાબા ભણીનો રસ્તો કાપે છે. બેકબેના કિનારા ઉપર સમુદ્ર પોતાની પુર ગંભીરાઇ રાખી સહેજ સહેજ મંદમંદ વાયુની લેહકીઓ ફેંકે છે. અને ફરવા આવનારી વ્યકિતઓને આનંદ આપે છે. અનેક સ્ત્રીપુરૂષો કોઇ હાથમાં લાકડી લઇને તો કોઇ એક બીજાના હાથો થોભીને આસતે આસતે રેતી ઉપર ચાલે છે. જેમાં વાત કરતાં ધીમે ધીમે હિંડતા બે પુરૂષો આપણું ધ્યાન ખેંચે છે. બે માંહેલા એકની ઉમ્મર લગભગ પંચાવન વર્ષની લાગે છે. તેઓએ સ્વદેશી ધોતીયું, કાળો લાંબો ડગલો, માથે હંગેરીઅન કેપ અને પગમાં વાર્નીસનાં ટાઇશુઝ ધારણ કીધેલાં છે. હાથમાં મલાકા કેનની ગોળ ચાંદીની મુઠની લાકડી છે, જ્યારે બીજો લગભગ વિસ વર્ષની ઉમ્મરનો ઉછરતો મરદ છે. તેણે સફેત પાટલુન, કૉફકોટ અને માથે મોગલ કેપ અને પગમાં રેશમી મોજા ઉપર કાળાં સુઝ પહેરેલાં છે. ડાબા હાથમાં વિલાયતી બનાવટની નાજુક લાકડી ઉભી ખભે લગાડી પકડી છે જ્યારે જમણે હાથે કાગળની સિગારેટ છે જે પંથ કાપતાં ફુંકાતી જાય છે અને ચાલવાની ગતી દરમ્યાન ઇનજીનનાં ભુંગળાં માફક મુખમાંથી ક્ષણે ક્ષણે ધુમાડો બહાર પાડે છે. આ પુરૂષો કોલાબાથી ચાલતા ચાલતા પારસી જીમખાના નજીક આવ્યા છે અને વાતોમાં પંથ કાપતા ચોપાટી ભણી જાય છે. જુવાન મરદ બોલ્યો "મનસુખલાલ શેઠ ! ભલે મુંબઇ સુધરતું હોય ને મહોટાં મહોટાં ખુબસુરત મકાનો થતાં હશે પણ તે અત્યંત મોંઘા છે. અટલાં મસ મહોટાં મકાનો બંધાય છે પણ તેના પ્રમાણમાં ભાડાં ઓછાં થતાંજ નથી. તમે સીટી ઇમપરૂવમેન્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી છો. એટલે ભેદ શો છે તે જાણતાજ હશો."

"એમાં ભેદ જેવું કંઇએ નથી. એ તો હાલમાં મોંઘું છે તે પછીથી સસતું થશે. થોડું ત્યાંનું કામકાજ આપણા ઘરનાં બૈરાંઓની ઇચ્છાનુસાર ચાલે છે કે રોજ ઉઠીને નવી ફેશન અને પાતળાં કાપડાંમાં પૈસાનો ધુમાડો કરવાનો હોય. આપણાં લોકોના બૈરાંઓ તો બસ હાથ જોડવાનેજ લાયક છે. દશવર્ષ ઉપર હું જ્યારે ગીરગામ ઉપર રહેતો હતો ત્યારે મહિને મહારા ઘરનો ખરચ સાતસો રૂપીઆનો હતો તે હમણાં બે હજાર રૂપીઆનો થયા ગયો છે પણ પુરૂં પડતું નથી." મનસુખલાલે ઉત્તર દીધો., અને મૂળ વાતને ઉરાડી.

"હા પણ તે સમયે અટલી બધી મોંઘવારી નહોતી. તહમારે ત્યાં જોડીની ગાડી અને મોટરો નહોતાં. એ બધા ખરચજનો" નરોતમે કહ્યું

"તે ખરૂં પણ તે સાથે બૈરાંઓનો ખરચ પણ વધતોજ ગયો છે. મહારૂં જો ચાલતું હોય તો સ્વદેશી સાડીએ

જેવી ધાટણી પહેરેછે એવીજ પેહરાવુ" મનસુખલાલે કહ્યું

"તે જો એવીજ ઇચ્છા હોય તો પહેરાવો, એમાં વળી મુહુર્ત આવું જોવાનું! તહમારા ઘરમાં એક નવિનજ ચાલ થશે કારણ કે પૈસાદારો જે ભૂલ કરે કે નવું કરે તે બધું ફેશનમાંજ ગણાય. એક વખતે વિલાયતમાં એક ઉમરાવ જાદીએ બૉલનો ડૅન્સ કરવા પોતાને ઘરે મહેમાનોને નોતર્યા હતાં. ત્યારે એક રાજાની છોકરી બુલમાં એક પગમાં કાળું ને બીજા પગમાં લાલ મોજું પેહરીને આવેલી. તેને બીચારીને પોતાની ભૂલ પછીથી જણાઈ અને તે શરમાઇ નાખ્યા વિના પાછી ઘરે ચાલી ગઇ. પણ મહિના પછી એ કુંવરીએ પોતાને ઘરે જ્યારે બૉલ આપ્યો ત્યારે સઘળાં બૈરાંઓ એક પગમાં લાલ અને બીજા પગમાં કાળું મોજું પહેરીને આવેલાં તેણે જોયાં. અને તે બાદ આતો એક જાતની 'ફેશન' નિકળી' માટે કંઇક એવું કરી દેખાડો.' નરોતમ બોલ્યો, એટલામાં ચોપાટીનું લેવલ ક્રાસીંગ આવી લાગ્યું જે આગળ'ગી નરોતમ પોતાના ઘર ભણી ગયો અને મનસુખલાલે આગળ ચાલવા માંડયું અને આખરે તેણે પણ બાબુલનાથના રસ્તા તરફ આવેલા એક બેઠા બંગલામાં કુચ કીધી.

---

# પ્રકરણ ૧ લું

## આર્ય ગૃહ સંસારની એક બાજુ.

"જાણી જગ ફાની, અભિમાની કયું માની નહીં
તજે સર્વ પુણ્ય, ગુણ એ ન ઇનસાનીના;
ક્લેશ સર્વસંગ વ્હેપ છે, વિશેષ આપ સંગ,
એશ લેશ દિયે નહિ, વેશ લઇ તોફાનીનાં.
(નિતિ વિનોદ)

**મનસુખલાલનુ કુટુંબ.**

ગામદેવિથી બાબુલનાથ તરફ જતા રસ્તા ઉપર એક બેઠો બંગાલો હતો. બંગાલાનો બહુ મહોટો નહિ તેમ બહુ નહાનો નહિ એવા કમ્પાઉન્ડને લોખંડના બે દરવાજા હતા; છતાં તેનાં ઉપર બંગલા ના કે અંદર રહેતા માલિકના નામનાં પાટીઆં હતાં નહી. અંદર બંગલાનો માલેક મનસુખલાલ પોતાના કુટુંબ સાથે રહેતો હતો. ઉપો દ્ઘાતમાં આપણે મનસુખલાલને ઓળખી ગયા છે પરંતુ તે આ લખાણ પૂરતી ન હોવાથી વાંચનારને તેની પરીપૂર્ણ ઓળખાણ આપવાની અગત્યતા છે. પરદેશથી મુંબઇખાતે વસી આવેલા જાણીતા કુટુંબોમાં મનસુખલાલનું કુટુંબ આજ લગભગ પચાસ વર્ષ ઉપર આવી વસ્યું હતું. મનસુખલાલના પિતા રતનલાલે આવી કોટમાં મોદીની દુકાન માંડી હતી, અને મનસુખ દશવર્ષનો થયો ત્યાં સુધી તે ગ્રાહકોને ત્યાં મરીમસાલો આપવા જતો. રતનલાલ પોતાની દુકાનમાં વટાણાનો જથ્થો ઘણો મહોટો અને સ્વચ્છ રાખતો, અને જેને તેને વટાણા લેવા માટે સલાહ આપતો આથી તેની ઓળખાણ 'રતનલાલ વટાણાં, રૂપે જાહેર થવા પામી હતી, અને 'વટાણા' શબ્દ તેઓની અટક થઇ ગઇ હતી. કાળ ક્રમે તેઓને એક ભાટીઆ વેપારી જોડે ધાડો સબંધ થયો અને તે ભાટીઆ જેઓનું નામ ધરમસીંહ હતું તેણે મનસુખલાલને પોતાની જોડે કોલાબાખાતે લઇ જવા માંડયો અને રૂનો વેપાર શિખવી મનસુખલાલનો પોતાની જોડે બેઆના ભાગ કરી આપ્યો. અને એક શિક્ષક રાખી મનસુખલાલને ઘરમાં ભણાવવા માંડયો. ઘરમાં અંગ્રેજી પાંચ છ ચોપડીનો અભ્યાસ કીધો, અને દરેક વિષયમાં ધરમસિંહની મરજી સાચવવાનો નિયમ મનસુખલાલે આદર્યો, અને પરિણામે તે ધરમસિંહના વેપારનો ધણી થઇ પડયો. દશવર્ષબાદ ધરમસિંહ બેપુત્રોને મૂકી મરી ગયો જે વેળા પોતાના બે પુત્રો વલ્લભદાસ અને સુરસિંહ અને મનસુખલાલ ત્રણેનો ધરમસિંહ કાનજીની કુo માં સરખો ભાગ કરી ગયો, અને તે વેળાએ તેના પુત્રો શિખતા હોવાથી મનસુખલાલ વેપારનો એકલો કર્તા હર્તા માલેક થવા પામ્યો. તેની પેઢીની આંટ વેપારીઓમાં બહુજ સારી હતી અને તેને અંગે તે જાહેરમાં બહાર પડી અનેક સંસ્થાઓનો પ્રમુખ, મ્યુનિસીપાલ કૉરપૉરેશનનો સભાસદ, સીટી ઇંપરૂવમેન્ટ ટ્રસ્ટનો ટ્રસ્ટી વિગેરે થવા પામ્યો હતો. જોકે અભ્યાસતો ઉકા સુધીનો કીધો હતો, અને બોલતાં ભૂલો પણ અતિશય કરતો, છતાં, વખતે વખતેપોતે હિમ્મત રાખી સભાઓમાં બોલતો અને તેને લીધે આસ્તે આસ્તે પોતાનું માન અને પ્રતિષ્ટા અભણ વેપારીઓમાં વધુ મેળવવા ભાગ્યશાલી થયો હતો. દેખાવે તે જાડો, ઘીની બરણી જેવો, ઘંઉવર્ણો રંગનો, અને અત્યંત ઠીંગણો હતો તેની સ્ત્રીનું નામ માનકોર હતું, અને તેની ઉમ્મર ચાળીશ વર્ષની હતી. આ દંપતિને પેટે બે પુત્ર અને બે પુત્રીહતાં અંવરણીનો પુત્ર મનોરદાશ બાવીસ વર્ષનો હતો. માબાપ કરતાં મનોરદાશ વધારે દેખાવડો, લાંબો અને માંજરી આંખવાળો સહેજ મગરૂર હતો. નહાનપણમાં તે ૭ વર્ષ નો હતો ત્યારથી તેનું વેશવાલ કરી ચારવર્ષ ઉપર તેને પરણાવવામાં આવ્યો હતો. સ્ત્રી અને પુરૂષની ઉમ્મરમાંમાત્ર

બે વર્ષનો ફરક હતો. સ્ત્રીનું નામ ધનકોર હતું અને વીશ વર્ષની હતી છતાં પચાસથી ત્રીશવર્ષની પુરઉમ્મરે પહોંચેલી બૈરી જેવી લાગતી હતી. મનોરદાસ પછી બે છોકરીઓ હતી એકનું નામ ચંચળ અને બીજીનું નામ જીવકોર. ચંચળની ઉમ્મર વિસ વર્ષની હતી; દેખાવે તે પાતળી, ચીબી, પણ ગોરા બદનની મીજાસનું હાંડલું હતી, તેને એક જગજીવનદાશ નામના કાપડના વેપારી જોડે પરણાવવામાં આવી હતી છતાં તે મહિનામાં વીસ દિવસ પોતાના બે છોકરાંઓ સહિત માત પિતાને ત્યાં રહેતી હતી. જીવકોર બહુ પાતળી નહિ તેમ બહુ જાડી નહિ, એવા આંગની સહેજ ઠીંગણી હતી. કપાળ બહુજ ટુંકુ અને બહાર નિકળી આવેલું હતું. એક આંખ બાડી હતી, અને ચામડી કોળસાની દોસ્તારી કરે એવી દેખાતી હતી. ઉમ્મર સત્તર વર્ષની હતી. અને તેને પરણાવી ઠેકાણે પાડવાના પ્રયાસમાંજ તેના મા બાપો હતાં છોકરાંઓમાં ચોથો દરજ્જો ભોગવનાર છોકરો જમનાદાશ રૂપ અને દેખાવમાં સર્વસ્વરીતે પોતાના પિતા જેવોજ હતો. ઉમ્મર ચૌદ વર્ષની હતી. અને તે જો કે નિશાળમાંમેટ્રીક ક્લાસમાં ભણતો પણ પસાર થાય એવું લાગતું નહિ, કારણ કે ભાઇસાહેબ સિંગમાંથીજ સડેલા હતા.

ચોપાટી તરફથી ફરી આવીને મનસુખલાલે કપડાં તાર્યાં, અને તે દિવસનું 'મુંબઈ સમાચાર,' લઇ વાંચવા ાંડ્યું. વાચનારે જાણવું જોઇએ કે 'મુંબઇ સમાચાર' ત્રનો મનસુખલાલ ખાસ અભ્યાસી હતો. અને તે પત્રા મુખ્ય લેખો (એડીટારિઅલ્સ) તે ખાસ બે ત્રણ ખત વાંચી જઇ તેનું ખાસ મનન કરતો અને વેપારી વેષય ઉપર જેમ સુચના કરી હોય તેમ વર્તન રાખી પોતે આ સ્થિતિ અને મોભો અભણ વેપારીઓમાં મેળવી શકયો હતો. એક જર્મન સિલ્વરની રકાબીમાં સફરજંદ, મુસંબી, નારંગી, ચીકુ, વિગેરે સમારેલા ફ્રુટની ચીરીઓ લઇ આવી અને પાસે મૂકેલી ખુરસી ઉપર મૂકી માનકોર બોલી "હમણાં અરધા કલાક ઉપર માળી આવ્યો હતો. તેને મેં બપોરના બે વાગે બોલાવ્યો છે. બાબુને બુચીની વાડી ભરવાની છે. બીચારી ચંચળ મોંદીસાજી ચાલે છે, ને બળ્યું સપરમાં દિવસ છે ને સઘળું સારે સારૂં છે તો બે સારાં કપડાં પહેરીને આપણાં બે ઓળખીતાંને ત્યાં છોકરાંઓને ફેરવી આવશે. આજે ગોવાળીઆ અગીઆરસનો મેળો છે તે સાંજનાં બધાંએ ત્યાં જશું તે મોટર અને જોડી અમને જોશે તો આજે તમે વિકટોરિઆને લાલ ઘોડો જોડાવીને જજો, ને અમારી જોડે આવવા માટે ભનુને વહેલો મોકલી આપજો."

"ચંચળતો રોજ નવાં નવાં કપડાં પહેરે છે ને વળી સારાંતે કેવાંક કપડાં પહેરાવવાં છે! નકામી છોકરીને છકાવી મૂકી છે. આજે મ્હારી રૂના વેપારી બજારની સભા છે ને મ્હારે ત્યાં પ્રમુખસ્થાન લેવા જવું છે તે તમને જોડી નહિ મળે." મનસુખલાલે જરાક મ્હોઢું બગાડી જવાબ દીધો.

"એતો હું કે દિવસની ધારતી હતી કે તમે તો રડીજ ઉઠવાના. મ્હારી ગરીબ ગાય જેવી છોકરીની તમને કંઇ એ દયા નથી. બીચારી સાઉ સુકાઇ ગઈ છે, ને આપણે બેઠાં છે ત્યાં સુધી બીચારી પહેરશે, ઓઢશે જરા સારૂં કપડું પહેરે છે તે પણ તમારી આંખે આવ્યું. બળ્યું મારી છોકરી એમજ નજરાઈ ગઇ છેતો. તહમારે શું? ઘરમાં નહાનું છોકરૂં તમોને ચંચળના બે છે તેએ તમને ભારી પડે છે"—માનકોરે ઉત્તર દેવા માંડ્યો.

"મેં કયાં તને છોકરાંઓ માટે કંઇ કહ્યું? તહારે જોઇએ એમ કરને. તને જોડી નહિ મળે. બાકી તમે તહમારે જોઇએ એમ કરો. જાવ મને પૂછો માં." મનસુખ બોલ્યો.

"ઓહો! એટલામાં તો શેઠનો મીજાજ ગયો! એ તો હું જાણું છું ને કે તમને છોકરાંઓની કેટલી દાઝ છે તે? મ્હોઢેથી એમ જરાએ બોલાય છે, કે છોકરાંઓને જેવા માટે મોકલજે! સારાં કપડાં પહેરી, ઘરેણાં ઘાલી, વાડી ભરાવીને છોકરાંઓ જાય તે ઉઘાડો લેન્ડો અને જોડીમાં ન જાય તો શું પછી તેને આગ લગાડવાનાં છે? સારે પ્રસંગે એ તમે મ્હોઢેથી કે દીવસે સારૂં બોલ્યા છે, કે આજે ઠીક બોલવાના હતા? એ તો હુંજ મુઈ એવી છું કે જ્યારે ત્યારે મરીને એ ઘરનું સારૂં બોલાય એવાં કામો કરૂં છું. બાકી તો હું મરીશને, ત્યારે ઘણીએ તમને ખબર પડશે, કે વહેવાર કેમ સંભાળાય છે તે?" માનકોરે તડાતડ જવાબ વાળી રડવા માંડ્યું. આખરે કજીઆનો કંકાસ બંધ કરવા ખાતર એવું ઠર્યું કે મનસુખલાલે મોટર લઇ જવી પણ જોડી તો બૈરાંઓ માટેજ રાખવી.

ફ્રૂટ ખાઇ, ચહાનો પ્યાલો પીધાબાદ મનસુખલાલે છાપું અર્ધો કલાક બાદ બંધ કીધું અને દશ વાગે મળમુત્ર, સ્નાનિધીક વિધી વિગેરેને માટે આરંભ કરી અગીઆર વાગે પુર્ણ કીધી. કારણ કે 'ટાઇમ્સ'નું છાપું વાંચવાનું પુરૂં થાય ત્યાંસુધી જરૂર હોય કે ન હોય છતાં દિશાએ લાંબો સમય બેસવાની મનસુખલાલને ટેવ હતી અને તે બાદ અર્ધો કલાક નહાવામાં જતો. ઇશ્વરસ્મરણ કે દેવ પુજા તો જનમ્યા ત્યારે કરી આવ્યાજ હતા, માટે

સ જરૂરીઆત તેઓને લાગતી નહોતીજ. ી બાર વાગાસુધીનો સમય નોકરી ઉપર ામું લખનારા મહેતાજીઓ જોડે હિસાબના ો અને તેમાંથી આટપ્યા બાદ બાર કે સાડા- મનસુખલાલ જમતો હતો. અને તેજ રીવાજ- બાર વાગે જમ્યા બાદ અર્ધો કલાક હીંચકા લાકની ઉંઘ કહાડી દેઢવાગે મોટરમાં મનસુખ ા તરફનો રસ્તો લીધો. તેના ગયા બાદ જ્ય સ્થપાયું. બાબુલનાથના મંદીર ઉપર નર્મદા નામની બ્રાહ્મણી રોજ ત્યાં આવી આવી. આ બ્રાહ્મણી ચોપાટી, વાલકેશ્વર ના બંગલાઓમાં રોજ જતી અને ઘરેઘેર ફરતી અને ખોટા વખાણો ગાતી ફરતી. કાકીને નામે પ્રસિદ્ધ હતી, અને જે તે તેને 'બોલાવતું. નર્મદાને આવતી જોઈ માનકોર ો કાકી! આજે તો બાબુ અને બુચીની . હમણાં માળી આવી લાગશે. કેવી વાડી

ાવાળીઓ કરો ને બુચીને ટોપી કરાવો"

યાં? ન ખબર પડે તો ન બોલીએ. મ્હારાં લોકબોકનાં છે? જો બા હું તને સાફ કહું ોના કહેવા માફક વાડી ભરાવવી હોય તો રાવવી! હા!!" ચંચળે વચ્ચમાં ટાપસી

કેવી ભરાવવી છે તે બોલ તો ખરી, કે ાનકોર બોલી. એટલામાં ત્યાં માળી આવી ળે તેને કહ્યું કે "છોકરાને રાજાના કુંવર ાપી, અને છોકરીને 'પરી' બનાવવાની ી ભરવાની છે." જો કે માળીને કોઈ પણ રવાની હતી, બધાંમાં મહેનત સરખીજ : પણ વધારે જાય એમ નહોતાં છતાં લી તે બોલ્યો "માલા મોડી બાઇની ચ દરવીલે આહેત. તો મદી ફુલ માઝા, સમદા અમચ્યા. અનકી અતા તુમી યા કુંવર આણકી 'બટરફ્લાઇ' (બટર । ભરાઇચી તે પાંચ રૂપૈયાંત આપુનલા ા."

યા ઝાલા? અમારી મરજી પડે આ વાડી ત્હારાથી કાય બોલાવાના છે!" નર્મદાએ પોતાની મરાઠી ભાષામાં માળીને કહ્યું. માળી રૂપીઆ પંદર માંગવા માંડ્યો. અને આખરે માનકોરના કહેવાનુસાર છોકરાને 'રાજા'નો મુગટ અને છોકરીને સાદી વેણી તેમજ ચંચળને માથે મ્હોટી વેણી તેમજ બુચી અને ચંચળની કમરે ફુલનો કટાર પરો ગુંદાવવો અને તેના રૂપીઆ સાત ઠેરવ્યા. અઢીવાગાથી કામ શરૂ કર્યું તે સાડા ચાર વાગે માંડમાંડ માળીએ પુરૂં કીધું અને સાત રૂપીઆ અને બીજો અર્ધો રૂપીઓ ઈનામનો કરી અર્ધો ગીની ગજવામાં મારી ચાલતો થયો. કંઈક સારો તહેવાર હોય ત્યારે છોકરીઓને સારાં કપડાં ગુજરાતિ રીતીએ ન પહેરાવતાં દક્ષણી રીતીએ પહેરાવવાની 'ફેશન' છે ને તેમાં મ્હોટી મ્હોટી બેથી ત્રણ છોકરાંઓની ઉછાછલી માતાઓ પણ આવી જાય છે. ચંચળે અને બુચીએ દક્ષણી રીતીએ કપડાં ધારણ કીધાં હતાં, તે જોઇ નરમદાએ કહ્યું "અહા શું સુંદર લાગે છે જો બા? નર્યો જાણે દેવનોજ અવતાર!" છોકરાંઓને લઇ ચંચળ બંગલાના પાછલા ભાગમાં ગઈ અને ત્યાં ઉભેલા સારા પોષાકમાં સજ થએલા રામદિન ભૈયાને છોકરાંઓ સોંપતાં બોલી "લ્યો, અને સંભાળીને ગાડીમાં બેસાડો. જો જો દાગીનો તોડી ન નાંખે. બાબુ બુચીને લઇ જા અને 'લેન્ડો' માં બેસો" (જુઓ પીક્ચર). ભૈયો છોકરાંઓને ગાડીમાં બેસાડવા લઈ ગયો ને ચંચળ બંગલામાં ગઇ. જ્યા કાર્યક્રમ (પ્રોગ્રામ) એવો ગોઠવાયો કે છોકરાંઓને લઇ ચંચળે ઉઘાડી 'લેન્ડો'માં બેસવું ને સામેની બાજુએ ભૈયાને બેસાડવો. બીજી ગાડીમાં માનકોર અને જીવકોર બેસે ને પ્રથમ બધાંએ ગીરગામ ઉપરના મંદીરમાં જવું, ત્યાંથી અતલગના સગાંઓને ત્યાં થઇ કોટમાં મેળો જોવા જવું. અને તે મુજબ સર્વ બહાર પડયાં અને તેઓની ગાડીઓ જતી જોવાને નર્મદા, ભટ, ઘાટી વિગેરેની મેદની કંમ્પાઉંડમાં ભેગી થઈ. ગાડીઓ દ્દષ્ટી બહાર થતાંજ ભટ બોલ્યો "કાકી આ છોકરાંઓ સારાં નથી દેખાતાં હો!"

"હાજો કેવાં ભૂડાં લાગે છે. અને પેલી ડાકણ ચંચળ તો જાણે નરી વેશ્યા. જોઇએ એમ નાચે. આ જમાનામાં ક્યાં લાજ મરીઆદ છે તે! એ તો બધાએ છતના ચાળાસ્તો." નર્મદાએ પેટની ત્હાડક બહાર પાડી.

આ પ્રમાણે મન ભાવતી કુથલી કરી ઘરના માણસો અને નર્મદા છુટા પડ્યાં.

અપૂર્ણ.




લખનાર:—"સહનશીલ સખી"

——:०:——

**અહુરમજ.દનો આશરો!** વિશ્વેશ્વર પર વિશ્વાસ! પરમાત્માનો પ્યાર! સર્વેશ્વરની સહાયતા! મિનોતુમની મદદ! તે ત્રિભુવન મારો ભોમ્યો! હા! એટલુંજ ઇચ્છી તે પાક પરવરના પવિત્ર નામથી, ખાલેસ મનથી, સાચાં સહનશીલ જીગરથી અને દીલસોજ લાગણીથી આ ખુશનુંમાં બાગનો દરવાજો ખુલ્લો કરૂં છું અને તેમ કરતાં પ્રારંભમાં **"પ્રભાત"** ને પૂર્ણ ફત્તેહ મળે એવી મારી પ્રાર્થના તે પ્રતિપાળ પાસે રજુ કરૂ છુ.

બાનુંઓને ફુરસદને વખતે આ બાગમાં એક ફેરો મારવાની ફરમાસ કરૂં છું; કોઇ કોઇ વેળા આ **"બાનુંઓના બાગ" માં ગ્રહસ્થોને** પણ ફેરવી લાવીશું કે જેથી બંન્નેનાં ઘેરાયલા, ગુંચવાયલાં, થાકેલાં, કંટાળેલાં મેજાને, જીગર અપ તનને સ્વચ્છ ખુલ્લી હવાના અને ખુસ્તુમાં દેખાવના બગીચાથી મનને આસાએસ, રાહત અને શાંતિ: મળે નબળી જાતી પર જબરી જાતીને ફાવી જવાના ચોક્કસ ધખારાઓ, ઘરની ઘેરાયલી હવામાંથી બહેરનાં ખુલ્લા ભગીચામાં ફર્યાથી તે સ્વચ્છ ચોખ્ખી હવા તેઓનાં "વજનમાં પધારે મોટાં ભેજા" માંથી કાઢી નાંખવાને કદાચ ફત્તેહમંદ થાય. તેથી આ કટારોમાં જેમ બાનુંઓ માટે તેમ ગ્રહસ્થો માટે પ્રસંગાનું સર ખાટું, તીખું, ખારૂં, કડવુંને વળી મીઠું પણ મિષ્ટાન્ન પિરસવામાં આવશે. જેઓને ગળે ઉતરે તેઓએ ખાવું, અને નહી ઉતરે તો મહેરબાની કરીને બીજાંઓ માટે બાજુએ મેળવું. બાનુંઓ તો "ટોપી" નથી પેહરતાં એટલે તેઓ માટે શું બોલું? પણ—પણ ગ્રહસ્થો—માટીડાઓ તો "ટોપી પહેરે છે." જો કોઇને બરાબર બેસ્તી આવે તો કરારે પહેરીને ફરવું ને તે પહેરીને આખી આલમને દેખાડવાની ઇચ્છા હોય તો ભલે, તેમાં કે ગેરલાભ છે તે સમજવાનું તેઓનાં **"મોટા મગજ"** ની મુનસફી પર છોડું છું. આ કટારોમાં હું જેબી લખીશ તે જોયલું સાંભળેલું અનુભવેલું, સાચ્ચું અને શુભ નેમથી લખીશ, અને તેમાં તે મહાજ્ઞાની મજ.દા સિવાય હું કોઇની પણ મદદ માંગતી નથી.

**"લૉયટી ડીનર":**—આજે બએ વર્ષ થયાં આ બે શબ્દો વાંચી મને બહુજ રમુજ ઉપજે છે અને તેમ વળી ગૂજરાતી છાપામાં! શું એનો અર્થ ગૂજરાતીમાં થતો નહી હશે; કદાચ શબ્દ કોશમાં એ બે મહાભારત શબ્દોનાં અર્થ નહી મળતા હશે? હશે! એ રમુજ બાજૂએ મુકી. મને જે બીજી અજાયબી લાગે છે તે એકે તેમાં બાનુંઓને સામેલ કરવાનાં તેઓનાં વાજબી હક પર ગ્રહસ્થોએ કાંપ ત્રાપ મારી હશે? શું પારસી મરદો રાજ અને તાજ તરફ વફાદાર છે ને પારસી સ્ત્રીઓ નથી? મરદોની મીજલસોમાં ખાણાની ટેબલ પર બાનુંઓને સામેલ કરવાનો હક નહી હોય તો પછી તમારો સુધારો કયાં રહયો? ઘણાં ખાણાની ટેબલ પર બાનુંઓ અને ગ્રહસ્થો આજ દાયકાઓ થયાં સાથે જમે છે, તો પછી આ અક અતિ અગત્યનું શુભ નેમનું જાહેર ખાણું કે જેમાં વાજબી રીતે રાજ—તાજ તરફ સાચી વફાદારી જાહેર થાય છે તો તેમાં પારસી બાનુંઓને સામેલ કરવામાં શું વાંધો છે તે પણ તેઓએ જાહેર કરવું જોઇએ. રાજ—તાજ તરફની આપણા પારસી બાનુંઓની વફાદારી કંઇ કમી નથી; બલકે જે અનુભવ મને મળ્યો છે તે પરથી કહીશ કે કેટલાક ભેંજાફરેલ ભાયડાઓ કરતાં બાનુંઓની વફાદારી વીશેષ વધુ છે. પારસી બાનુંઓને મારી ભલામણ અને સુચના છે કે

આવતે વર્ષ તેઓએ પોતાનું "રાજભકત ખાતું" જુદું કરવું અને આપણા નામદાર શેહનશાહ અને નામવર શેહનશાહ બાનું તરફની વફાદારી જાહેર કરવી.

**સ્વચ્છ દાંત**—બાનુંઓના મોહડાંની શોભા દાંત છે; પછી તેઓ જુવાન હોય કે ઉમરે પુગેલાં હોય મોહડું ઉઘાડી ને વાત કરતાં સામાં શખ્સને ખુશ કરવા કે સુગ ઉત્પન્ન કરવાનું જે કારણ આપે છે તે આપણાં દાંત છે ને ઘણુંઓ એ બાબતથી અજાણ્યાં હોય છે. તમારાં મેલાં દાંતથી વાત કરનારનાં મનપર શું છાપ પડે છે તે ઘણાં ભોલાં બૈરાંઓ પારખી શકતાં નથી. બેશક સભ્યતાને ખાતર તમારી સાથે વાત કરનારાં બાનુએકે અલસ્થો તમારી લાગણી દુઃખાય એવા વિચારથી અખાડા કરે છે (લીલથી) છારીથી ભરેલાં દાંતનો દેખાવ તમારા ચેહરા પર એક પડછાયો નાંખવા સાથેજ સમાગમમા આવનારને સુગ ઉપ્તન્ન કરાવે છે. જેટલી જતન અપને કાળજી પારસી બાનુઓ પોશાક પાછળ રાખે છે તેટલી તેઓ પોતાનાં દાંત માટે નહી રાખતાં, કે જે બેદરકારી તેઓની તંદરેસ્તીનો પણ નાશ કરવાનું એક કારણ થઇ પડે છે. મારી સમજુ સખીઓનું આ બાબતપર વિશેષ ધ્યાન ખેંચું છું કે જો તેઓ પોતાની તંદરેસ્તી અપને તબિયત જાળવવા આતુર તેમજ મંડળીઓમાં, જાહેરમાં અને ઘરમાં તેમજ તેઓના સમાગમમાં આવતી દરેકપર ખુશ અસર કરવા ઇચ્છતાં હોય તો તેઓએ સૌથી પેહલી કાળજી અને કોશેષ કોઇ ("ડેનટીસ્ટ") ડૉકટર પાસે દાંત સાફ કરાવવાની રાખવી

**અપવાસ**—મારા જાણવામાં આ જમાનાની કેટલીક જુવાન છોકરીઓ છે જેઓ વર્તમાન પત્રો કે ચોપડી-ચોપાનિયાંમાં આવતા તરહેવાર તબીબી નુસખાઓ, કે જે એકનો ખોરાક તો બીજાને ઝેર થઇ પડે છે, તેવા અહિં ત્યાં વાંચેલા ફકરાઓને આધારે પોતાના નબળા બાંધાને માફક આવે કે નહિ આવે તેનો ખ્યાલ સમજદારીથી કરવા વગર અપવાસ પાળવાના અખતરા કરે છે, જેનું પરિણામ ધાર્યા પ્રમાણે સારું તો આવતુંજ નથી કોઈ ફકત આખો દહાડો પાણીજ પીને પૂરો કરે છે, અને બીજે દિવસે ચોકકસ પ્રમાણમાં ખોરાક લેવાની સમજની કોતાઇને લીધે વધારે હેરાન થાય છે. આ પવન જો પારસી બાનુઓમાં ફેલાયો તો તે અસ્વચ્છ અસરને ધોઈ નાંખવા ઘણાં મણુ સાબુ જોઇશે. ફકત એકજ બાબત તરફ તેઓનું ધ્યાન ખેંચું છું કે અપવાસ પાળવો એ આપણા જરથોસ્તી ધર્મની વિરૂદ્ધ છે. વધુ બોલવા ઇચ્છતી નથી જેઓ ધર્મચુસ્ત છે અને મજદયસની દીન માટે મગરૂર છે તેવા એક ટોળામાં આસપાસનો રેવાજ ચાલુ કરવો એ ખુદ મકાન પેગમ્બર જરથોસ્ત સાહેબનીં ફરમાનની વિરૂદ્ધ જવા બરાબર છે.

"ડાનસીંગ" એટલે નાચ:—હું ઘણી દીલગીર છું કે આ ઈંગ્રેજી શબ્દનો અર્થ મને ગુજરાતીમાં કરવો પડે છે કે જે ખુદ શબ્દજ બોલનારનાં કે સાંભળનારનાં કાનને કસવાટ સાથે અથડે છે; કારણ વરીં બલકે જમાનાઓ થયા પૂર્વના એ શબ્દનો અર્થ હલકો થાય છે અને એ બાબત તરફ ઘણુંઓ સારી નજરે જોતાં નથી. હમણા હમણા ખુદ પશ્ચિમમાં પણ એ બાબતપર તકરાર હોહોકાર ના પસંદગી બતાવવામાં આવે છે. અને "ડાનસીંગ" હદ લુમી છકેલ છુટાપણાને ફેલાવો છે કે યુરોપમાં તેની મોટું બંડ ઉઠયું છે અને ઘણુ અમર્યાદ ભરેલું ગણવામાં આવે છે તો પછી પૂર્વના શા આશરા ?

થોડા માસ પર એક બીજું એવુંજ ધતિંગ પારસી બાનુંઓમાં પ્રવેશ થતું વર્તમાન પત્રોનાં પોકારથી ટૂંકેથી જ ડામવામાં આવ્યું છે ને તે ઠીકજ થયું છે. પારસી (છોકરીઓ) "ડાનસીંગ" શીખવા માંગતી હતી! પારસી સ્ત્રીઓમાં અસલ જે ધુણવાના ધતિંગના ચોક્કસ બે ચાર દાખલા જાહેરમાં આવ્યા હતા, તેવુંજ યા બલકે તેનેજ મળતું આ ધુણવાનું ધતિંગ તેઓ શીખવા માંગતાં હતાં. છકેલ છુટાપણું જાણે હજી ઓછું હોય; નહાના નબળા ભેજાંમાં ભરાયેલો ચોક્કસ જાતની હકની ધુંઇનો ધુમાડો બાપડા લાઇલાજ થઇ પડેલા ભાવડાઓની આંખમાં અતિ ઉડાવવાને હજી કમી હોય તેમ વળી એક નવો તોફાનનો વાવટો ચઢાવવામાં આવ્યો હતો; પણ તે હજી અર્ધો કાઠીએ ઉતારવામાં આવ્યો છે. તોપણ આપણે ઇચ્છી શું કે એ કાઠીજ (કાપી) નાખવામાં આવે. મગજના ભપકા પર પોષાકના ભપકાને સરસાઇ આપનારી આપણી કેટલીક 'દમદોલ ને માહે પોલ' પારસણો મરદો સાથે નાચવામાં નિર્દોષ પણું સમજે છે! શું ધાર્યું ? અને એ બાબતને એક હુનરની ઉપમાં આપે છે અને તેઓ આપણને સમજાવે છે કે "એ એક સારી એકસરસાઇઝ છે." જાણે તંદરોસ્તી માટે બીજી કોઇ તાલીમ હોયજ નહિ! આ વાતઓનાં વાહીયાત વિચાર અને ખાલી ખ્યાલોપર આપણુને આફસોસ છુટે છે મર્યાદાશીળ સભ્યતાવાળી પારસી બાનુઓ માટે આ વિચાર, આ દેખાવ અને છેવટે તેના ભયંકાર માઠાં પરીણામો કમકમાટની લાગણી ઉશ્કેરવા માટે પૂરતાં છે. કોમની હાલની સ્થિતી તરફ જોતાં આ ખ્યાલનેજ ડાહી માતાઓ અને સમજુ સખીઓએ ધિક્કારને તિરસ્કારથી ધુતકારી કાઢવો સજાવર છે!



# બાળકોને બરનુ.

## પ્રભાતનો પાઠ ૧ લો

### જ્ઞાનનો પ્રકાશ.

**મ્હારા વ્હલાં ભુલકાંઓ,** ઇશ્વરના આશિષ અને પ્રભાતના પ્રકાશ સાથે તમો સનમુખ આજ રોજે એ સખુનો રજુ કરૂ છું તે મારી દરેક ભલી દુઆઓ સાથે સ્વિકારજો.

દર સાંજના અસ્ત થતો સુર્ય બીજી બામદાદે જ્યારે આકાશમાં ઉગે છે ત્યારે આપણી આ પુર્થ્વી ઉપર પ્રભાત પેદા થાય છે અને એમ દર સહવારના ચાલુને ચાલુજ રહે છે અને જેમ આ દુનિયા ગમે એવી ઘરડી થવા છતાં દર રોજની જાણે જવાન—નવ જવાન લાગે છે તેમ તમો વ્હાલાંઓની ઉઘરતી ઉછરતી જીંદગીમાં આ નવીન ચોપનિયું પ્રભાતનો પ્રકાશ ફેલાવે છે, અને દુઆ દે છે કે દરરોજ સુર્યના ઉગવાથી જેમ ઉજાશ થાય છે તેમ તમારી નાનકડી જીંદગીનો ઉદય થાય અને જ્ઞાનનો પ્રકાશ ફેલાય, અને તમારી તમામ જીંદગી તંદરોસ્ત, નિતીમાન, ધાર્મિક અને વીચારવંત થાય.

જેમ દર રોજ સુર્ય ઉગતાં અંધકાર દુર થઈ જાય છે અને તેની પ્રાર્થના કરતાં આપણા અંગમાં આંનદ થાય છે તેમ દર મહિનાની શરૂઆતમાં આ પ્રભાતના પાનાઓ તમારી નાનકડી નજર સનમુખ ધરજો અને જોજો કે તમારી નાનકડી મુશકેલીઓ સર્વ દુર થશે અને તમારાં નાનકડાં દુઃખો દફે થશે ને પછી તમારી જીંદગીની બુલંદીમાં કંઇક વધારો થશે. ખુદા કરે ને તેમ થાય એવું તમે પોતે પણ ઇચ્છજો.

મારાં વ્હાલાં ભુલકાંઓ, રમત રમવી એ તમારૂંજ કામ છે પણ તે **રમતની ગમતમાં** જ્ઞાનને વધારવું એ પણ તમારી ફરજ છે. તે જ્ઞાનથી સર્વ સુંદર સદગુણોનું ખીળવું થાય છે તે જ્યાં લગી તમો સમજશો નહી ત્યાં સુધી તમારી આસપાસવાળાઓનું તમો ભલું કરી શકશો નહિ અને ત્યાંજ તમારા જન્મનો ભેદ છે.

જેમ સુર્યની ગરમી લેવા ફુલ પોતાની કળી ઉંઘાડે છે તેમ પ્રભાતનો પ્રકાશ લેવા તેના પાના દર મહીને તમે ઉંઘાડજો અને તમારી બાળકડી જીંદગી વધારે તેજદાર અને રમણ્ય થાય, વધારે સુંદરને શોભાયમાન થાય એવો આજે ઠેરાવ કરજો, અને તમારી જીંદગીનો ઝલકાટ દર પરોઢીયે પોખાતો જાય એવો નિશ્ચય કરજો. તેમ જલદીથી થાય તે માટે પ્રભાતનો આ પાઠ દરરોજ તમે શિખતાં રેહજો, ને તેના ને તેના પ્યાર તંમ હઇડે ધરજો.

સરૂઆતમાં આટલું બસ—આવતે હફતે કાંઈ નવું શીખવીશ, કાંઇ નવી નવી વાતો વર્ણવીશ ને "પ્રભાત" ના પીતાને કહી તમોને નવા નવા રમકડાં અપાવીશ! કેમ ગમશે કેની? જાત-પરજાતના મારાં વ્હાલાં ભુલકાંઓ,

હું રહુ છું.
તમારૂં ભલું ઇચ્છનાર,
**મોટા બાવા.**

---

આ જીંદગીના તોફાની સાગરમાંથી તમારી સંસારરૂપી કીસ્તી સેહલથી હંકારીને છેવટ ફતેહના કીનારાપર લાવવાને માટે તમારાં હૈડાને ધીરજથી અવકાશ આપશો તો તે પસ્તાવાની પાલ સાથે આડી વીતતીના વમલમાં ફસી પડી ખરાબીના ખડકપર ચઢીજશે નહ પણ તે દુઃખનો દર્યો ઓળંગીને સલામતીથી સુખ ટાપુપર આવી પુગશે.

દીલખુશ.

# અલ-કોરાન

લખનાર; મિ. દા. એ. તારાપોરવાળા.

---

મુસલમાનોનું ધર્મ પુસ્તક અથવા બીજા બોલોમાં હજરત મહમદને મક્કા તથા મદીનામા મળેલું " આકાશી દફતર." તેનાં તીસ બાબ છે અને દરેક મસજીદમાં તીસ પઢનારા હોય છે માટે આખું કોરાન આખા દિવસમાં દરેક મસજીદમાં વંચાય છે. કોરાનને ટૂંકો અર્થ "વાચન" એવો થાય છે. એમાં ધર્મ નીતિ તથા સંસારી બાબદોનાં કાયદા સમાયલા છે. મોહમેદનો એવું માને છે કે તેનાં લખાણની શરૂઆત સૌથી ઉંચે આકાશમાં સૂર્યના સોનેરી કીરણો વચ્ચે એક ઘણીજ મોટી પાટી ઉપર થઈ હતી. અને તેવીસ તેવીસ વરસ ને અંતરે તેના થોડા થોડા ભાગો ગ્રેબ્રીયલ ફરેસ્તો મહમદને પુગાડતો હતો. મહમદ આ સઘળું એક પોથીમાં (પોતા પાછળ જળવાઈ રહેવા માટે) લખી રાખતો હતો. મહમદનાં મરણ પછી તેના સસરા અબુબકરે આ સઘળા લખાંણો એકઠાં કરાવ્યાં. તે વખતનાં કોરાનનો લખેલો કેટલાક ભાગ ભુલ ભરેલો ધારવામાં આવ્યો. અને ખલીફ ઓસમાને હીજરી સને ૩૦ (ખ્રીસ્તી ૬૫૨) માં અસલ ભાગોમાંથી એક નવી નકલ બનાવી જુની નકલોનો નાશ કર્યો કોરાનનો સૌથી સરસ કાયદો એ છે કે "ખુદા એકજ છે." મુસલમાનોની બંદગીમાં ખુલ્લું મુકવામાં આવ્યું છે કે ખુદા એક છે અને મહમદ તેનો પેગમબર છે તેમા, ક્રાઈસ્ટ તે ખુદાની હાજરીમાં સૌથી ઉંચે સાતમાં આસમાન ઉપર આવેલો જણાવ્યો છે. પણ તેને એડમ, નોઆ, અબ્રામ, મોઝીઝ અને મહમદ જેવોજ એક પેગમબર ગણ્યો છે. સારા અને માઠા ફરેસ્તાઓનાં હુકમો, મુવેલાંમાંથી ઉઠવું થવું, રોજે કયામત વગેરે બાબદોનું તેમાં વર્ણન છે. વળી લખ્યું છે કે ખુદાની દયાથી બેહેસ્ત મેળવી શકાય છે નહિ કે માણસનાં સારાં કામો યા લાયકાતથી મૂર્તિપૂજા અને દેવદેવીઓની માનતાને માટે સાફ મનાઈ બતાવી છે. ખુદાના નહિ ફેરવી શકાય એવા નિયમોને માટે કોરાનમાં જણાવેલું છે. કોરાનમાં બંદગી કરવાને સખાવત કરવાને તથા મક્કા અને માઉન્ટ આરાફાટની હજ કરવાને ફરમાવ્યું છે. દહાડામાં પાંચ વાર મક્કા તરફ મોહડું કરીને બંદગી કરવાની, દરેક મુસલમાન પર ફરજ નાંખી છે સ્વચ્છતા જાળવવી, જ્યાં પાણી ન મળે ત્યાં સુકી માટી અથવા રેતી વાપરવી અને ભિક્ષા આપવી. એ અરબ લોકોથી પ્રાચીન રીતિ હતી, પણ મહમદેતો ફરજ્યાત તેમ કરવાને કહ્યું છે. તેનાં જન્મ આગમચ ઘણીક જાતોમાં હજ કરવા જવાની રીત હસ્તીમાં હતી. પોતાનાં દેશનાં લોકોનાં વેહેમ અને ચાલુ રીતિઓને આધીન થઈને, ધણી અથવા બાયડી હૈયાત છતાં એકી વારે બીજો ધણી તથા બાયડી કરવાનાં છુટા છેડા તથા વારસાહીસ્સાને લગતા શેહેરી કાયદાઓનાં સંબંધમાં મોઝીઝનાં કાયદા કાનુનોની મહમદે મુખ્ય મદદ લીધી હતી. કોરાન સરળ એબારતમાં લખાયલું છે, પણ વાક્યનાં કેટલાક ભાગનો છેડો કવિતામાં આવે છે. કદમાં તે New Testament જેટલું છે તેનાં ૧૧૪ સુરા અથવા જૂદા જૂદા ભાગો કરેલા છે, જે દરેકને મથાળે "ખુદાના નામથી" ("બનામે ખુદા") એ શબ્દો નજર પડે છે. કોરાન જૂદે જૂદે વખતે અને જૂદી જૂદી રીતે લખાયલું હોવાથી તેનાં જૂદા જૂદા ફકરાઓમાં મોટી ફરક માલમ પડે છે. તે સ્વચ્છ એરેબીક ભાષામાં લખાયલું ધારવામાં આવે છે. તે ભાષા હાલની ચાલુ અરેબીક ભાષાથી જૂદી છે. એ પુસ્તક ઉપર કરવામાં આવેલા ટીકાઓ પુષ્કળ મળી આવે છે. કોરાનમાં નીચલી ૭ બાબતના બયાન મુખ્ય છે:—

૧. ખુદાને માનવો, જેની શરૂઆત કોઈને ખબર નથી. અને અંત કોઈને માલુમ નથી. તે એકલો સૃષ્ટીનો સર્જનાર સર્વવ્યાપક અન્ન દાતા છે, તથા સર્વ વાતે સંપૂર્ણ છે.

૨. ફરેસ્તાઓને માનવા ખુદાએ સઘળા ફરેસ્તાઓને રોશનીમાંથી પેદા કીધા છે. જીન લોકોને ધુમાડા વગરના આતશમાંથી પેદા કર્યાં તથા દેવ લોકોને અને આહરેમનને હસ્તી ભોગવતા માનવા.

૩. કોરાનને માનવું, જે ખુદાનો નહિ પેદા કરેલો શબ્દ છે.

૪. ખુદાનાં પેગમબરો (આદમ, નુહ, અબ્રામ, મુસા, ઈસા, અને મહમદ) ને માનવા.

૫. રોજે ક્યામને માનવો, કે જ્યારે ભલાઈ બુરાઈનો બદલો દરેક આત્મા પામશે.

૬. સરજતને માની તાબે રહેવું, જે કાંઈ બુંડું બને છે તે પરવરદેગારે પ્રથમથીજ મુકરર કરેલું છે, વગેરે.

# દૂધની અસર

લખનારઃ—મીસ. ભીખાઈજી લી. પાલમકોટ.

—:૦:—

જમાનાઓથી આ કેહતી ચાલતી આવી છે કે "દૂધની અસર." અને તે અસર કદી પણ જતી નથી.

એક માતા શ્રેષ્ટ ગુણવાલી હોય છે, તો છોકરાંઓ પર તે દૂધની અસર થાય છે; તેમજ એક માતા દુર્ગુણી હોય છે તો તેનાં છોકરાંઓ પણ તેવીજ હલકી ખાસિયતના નિવડે છે; ત્યારે આપણને જે જોઈએ છે તે ખુદ **માતા** પોતેજ ઊંચા ખ્વાસની ઉદાર દિલની, પરમાર્થી, ધર્મી, બીનસ્વાર્થી, સ્વભોગ આપનારી, પોતાની આસપાસનાઓનું ભલું કરનારી અને તેમનું ભલું ઇચ્છનારી હોવી જોઇએ. એવા ઉમદા ગુણો ખિલવવા માટે તેણીએ કુંવારી સ્થિતિમાંજ પોતાનાં અંતઃકરણ અને મનની ેલવણી કરવી જોઇએ; કે જેથી તેણીનાં બચ્ચાંઓમાં ખમીર પેવસ થવાથી તેઓ પણ ઘરને કુટુંબને અને ાને કિમતી અને ઉદ્યોગી થઈ પડે. દૂધની અસર એવી જમતી હોય છે, કે જે એક ઇનસાનમાં એકથી એક જાર બીજી અસરો ઉપજાવવાને કુદરતી સામર્થવાન છે. ને તેથી જુવાનીમાંજ તેઓનાં વડાંઓ તરફથી પણ ટ ગુણ ખિલવવાની વિશેષ અગત્યતા છે.

કેટલાંક વર્ષો થયાં સમજુઓ તેમજ દિલસુઝો પોકાર ઉઠાવી રહ્યા છે કે આપણી પારસી માતાઓ લગ્ન—નવજોત, પાર્ટી—મેળાવડા અને મોજ—મજાહના મઝો પર ઉતરી પડવા કાજે બાળકોને પોતાનાંજ દૂધ પર ઉછેરવા અને મોટાં કરવા અનેક ખોટાં બાહાંને અખાડા કરે છે આ બાબતમાં ઘણે મોટે ભાગે સચાઇ છે. બાલકોને દૂધ પાવા માટે ઉપલી સઘળી મોજ મજાહ અને આરામના ભોગ આપવા પડે; જે આજકાલની મોઝીલી મહીલાઓને પરવડે નહિ.

અસલ તો સાસુઓ, મમાઈ સાંસુએ, અને બપાઈ સાસુઓ નાહનાં બાળકોને તેમની માતાઓ કોઈ વેળા બાહેર જાય તો સાચવી લેતાં હતાં. આજના એકલપેટા જમાનામાં પરણેતરોને ધણીનાં સગાંવ્હાલાં ઘરમાં રહે તે પસંદ નહિ પડવાથી પોતાનાં દુઃખ-સુખનો બોજો એકલે હાથે ઉપાડી લેવાનો હોવાથી, તેમજ પરજાતની આયાઓ અને નોકરોની દયા પર પડેલાં હોવાથી જો બાળકોને વખતસર દૂધ પાવું પડે તો તેઓનો પગ બેડીમાં પડે છે પરિણામમાં બચ્ચાંઓને ઉપરના દૂધપર યા ભાડુતી પરજાતની, હલકી ખાસિયતની, આયાઓના દૂધપર નાંખવાથી, બિચારાં બચ્ચાંઓ કુદરતી ખોરાક વગર ઘણી વેળા કવખતે સ્વર્ગવાસ થાય છે. આડકતરી રીતે તેઓ એક માતા તરફની બેદરકારીના ભોગ થઈ પડે છે, એમ કહીએ તો ચાલે. ઘણા વર્ષો **થયાં બાળકોનું મરણ પ્રમાણ** જે ઘણું વધ્યું છે તેનું મુખ્ય કારણ ઘણે મોટે ભાગે માતાના દૂધની ગેરહાજરીને લીધે છે, તેમાં તો કંઇ શક નથી. અસલની માતાઓ કેવી જંજાલો વેઠી, કષ્ટ ખેંચી ખાવા પીવાના ખોરાકમાં, બચ્ચાંને દુધ પાવાને લીધે, સંભાળ અને સાવચેતી રાખી દરેક બાબતમાં પોતાનાં મનને મારતાં અને બાહેર ફરવા-હરવાનાં અભખરાને હાંકી કાઢતાં, પોતના બાળકોને પોતાનુંજ દૂધ પાવામાં અને તેઓને ઉછેરીને મોટાં કરવામાંજ મોજમાનતાં તેઓને તંદોરસ્ત કરવામાંજ સ્ત્રીનું સઘળું સુખ સમાયલું સમજતાં હતાં. વળી તેઓને ઘરનાં ઘરડાંઓ અને વડાંઓની અનુભવી સલાહ અને મદદ મળતી. આજે તો ઘરડાંઓને ખેરવવા કેટલાક દિકરાઓ અને વહુઓ તૈયાર થાય છે. આજે તો તેઓને (માતાઓને) સલાહ અને મદદની ખોટ અને ખોટ જૂદાં રેહવાનાં ઘડકારામાં માલુમ પડતી નથી; પણ તે પારકી આંખ્યો ઝટ પિછાણી લેછે. તે માયાળુ સલાહ અને દિલસોજ મદદને બદલે, ભાડુતી આયા-દાયાઓની દયાપર, (રખે તેઓ ચાલી જાય તેના રાત દહાડાંનાધ્રુજારા-ધપકારામાંજ) ઓસિયાળે અવતારે અવત્સાં મારવામાં મોજ માની લે છે! ખાવિંદની માએ-એનો કે ભાઈ-ભોંજાઇ કે અતલગનાં ખેસીઓ, જેઓને ઘરમાં રેહવાનો અને ખાવાપીવાનો વાજબી હક હોય છે, તેમની જગ્યા વધુ ખર્ચે પરકોમનાં નોકરોથી પૂરવામાં આવે છે, કે જેઓ તમામે




(૧) **તનઃસુખ માળા** (ભાગ ૧-૨) વિષય હવા ખોરાક પાણી.

લખી પ્રસિધ્ધ કરનારઃ—મી૦ રૂ. પે. મસાણી એમ. એ. (કિંમત ૦-૬-૦)

સ્થાનિક મ્યુનિસીપાલીટીના સેક્રેટરી તરફથી તેમની રચેલી અર્ધો ડજન ચોપડી અમારા તંત્રીના ઉપર મોકલવામાં આવી છે. જેની પહોંચ ઉપકાર સાથે સ્વિકારતાં, હાલમાં આ નહાની પણ અત્યંત ઉપયોગી ચોપડીના સંબંધમાં લખશું કે બાળકોને માટે આના જેવું બીજું ઉત્તમ પુસ્તક ભાગ્યેજ કોઇ દેખાશે. ભાષા શૈલી અને વાણી મંજુલ આનંદ કર્તા તેમજ સરળ અને શુધ્ધ છે. સરકારના કેળવણી ખાતાંએ, જોઇન્ટ સ્કુલ્સ કમીટી, ગાયકવાડ અને ભાવનગર રાજ્યોએ તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આ પુસ્તકને જે આશરો આપ્યો છે તે તદ્દન યોગ્યજ કીધું છે કાઠીઆવાડના બીજાં દેશી રાજ્યો પણ આવાં ઉપયોગી ગ્રંથનો યોગ્ય સ્વિકાર કરશે. નવિ આવૃતિ બનાવતી વેલાએ ભાષાને તેજસ્વી બનાવવાનો ગ્રંથકર્તાનો પ્રયાસ સ્તુતિને પાત્ર છે.

(૨) **કાઉન્ટ ટૉલસ્ટોયની ટુંકી વાર્તાઓ** (ભાગ ૧).

લખનારઃ—મી૦ ભોગીનદ્રરાવ ર. દિવેટીયા બી. એ.

પ્રકાશકઃ—મી૦ કે. જે. ચિતલીયા (કિંમત ૦-૪-૦)

કાઉન્ટ ટૉલસ્ટૉયના નામથી કોણ અજાણ્યું છે? વાર્તાની મીઠી વાણી, ભાષાની સુંદરતા, આનંદી ટુચકાઓ વાર્તાનો ઉંચ સાર સઘળું જોતાં મન પ્રફુલીત થયા વીના રહેજ નહિ. દરેક સ્ત્રી, પુરૂષને આવી ચોપડીઓ વાંચવાની ભલામણ કરતાં અવસ્ય એટલું ભાર મેલી કહીએ કે ઘરનાં નહાનાં છોકરા છોકરીઓને વંચાવવા માટે આવાં પુસ્તકો દરેક ઘરમાં અચુક હોવાંજ જોઇએ.

J. B.

## લેખકોને જવાબ.

| | |
|---|---|
| મી૦ બમન શે. જં. બનાજી | લખાણ સારૂં છે. આવતાંમાં દાખલ થશે. |
| ,, ધિમાન મહેતા | તમારી કવિતા લીધી છે બાકીનું હવે પછી આવતા અંકમાં દાખલ થશે. |
| ,, દિલખુશ | એક પ્રકટ થયું છે બાકીના જોગવાઇએ. |
| મી. શુભેચ્છક જોગવાઇએ | |
| મી. મ. રૂ. સુનાવાલા. | જોગવાઇએ. |
| મી. અરદેશર જ. ત્રેઝરીવાલા | આવતામાં. |
| મી. પે. કે. વેસાવેવાલા. | જોગવાઇએ. |
| મી. કે. એસ. પુનેગર | આવતામાં. |
| મી. ફેરદુન દાદાચાનજી | ,, |
| ડા. જા. ખ. દાજી | આવતામાં. |
| મીસીસ મહેરબાનુ શી. એડનવાળા | ,, |
| મી. મીનોચહેર મા. માદન | આસ્તે આસ્તે દેખાવદેશે. |
| મી. સી. એચ. કુપર | જોગવાઇયે |
| મી. ભગવાનદાસ વિઠલદાસ | આવતા અંકમાં જરૂર. |
| મી. સંભુપ્રસાદ શિવપ્રસાદ મેહતા. | અમારા પોતાના વખાણ અમને નાપસંદ છે. પરંતુ તમારાં લખાણો મોકલવાની કૃપા કરતા રહેશો. |
| મી. ભોગીંદ્રરાવ ર. દીવેટીઆ | આવતામાં. |
| મી. પી. ડી. ખંડાલેવાલા | જોગવાઇએ. |
| K. D. J. (નવસારી) | કાગલની એકજ બાજુએ લખવું જી. |



# પ્રભાતનો ટપાલ.




**લેખકો.** એ બિના તો નિઃસંશય સત્ય છે કે આ માસિકને લખાણોના વિષયમાં પુરતું પોષણ આપવું એ જેમ સર્વે જાણીતા લેખકોની ફરજ છે, તેમ બીજાંઓ જોડે નવિન ઉછરતાં લેખકોને સાહિત્યના વાતાવરણમાં જાણીતા કરવાનું કામ 'પ્રભાત'નું છે. અસરકારક લખાણો ઉત્તેજનને પાત્ર હોવાં જોઇએ, અને એટલા માટે જાણીતા સર્વસ્વ જુના અને નવા લેખકોને અમે લેખો મોકલવાનું આમંત્રણ કરીએ છીએ. લખાણો અને વિષયોની શ્રેષ્ટતાના નિયમાનુસાર તેની પ્રસિધ્ધિ 'પ્રભાત' કરતુંજ રહેશે. જુના અને જાણીતાજે લેખો અપ્રસિધ્ધ હોય તો તેને માટે અમારી જોડે પત્ર-વહેવાર કરવો.

**વિષયો.** ઘરસંસારી, ઇતિહાસીક તેમજ રમુજી ટુંકી વર્તાઓ; ઇતિહાસિક વિરરસ કાવ્યો; વિધ્યા, ધર્મ, નિતિ, ફીલસુફી, આરોગ્યતા, વિજ્ઞાન, શાસ્ત્રો ઉપર નિબંધો; મૂસાફરીના ચિત્રયુક્ત બ્યાનો; મનન કરવા લાયક કવિતાઓ, ઉત્તમ ગદ્ય તેમજ પદ્ય વિગેરે લખાણો અમારૂં ખાસ ધ્યાન ખેંચશે. જે અંકમાં જે લેખકના લેખો આવ્યા હશે તેજ અંક લેખકને ભેટ મળશે.

લખાણોને લાગુ પડતાં **ચિત્રોના** દેખાવો, છબીઓ અગર ચિત્રો અમને મોકલવામાં આવશે; અથવા તેને લગતી સુચનાઓ કરવામાં આવશે તો તે ઉપર ધ્યાન પૂગાડી, યોગ્ય લાગશે તો બ્લાકસો બનાવી છાપવામાં આવશે. પરંતુ તે સર્વસ્વ માટે નિર્ણય કરવાનું કામ માલેકોનુંજ છે. જો કે માસિકને વધુ સુંદર અને આકર્ષક બનાવવાની સુચનાઓ ઉપકાર સહ સ્વિકારીશું, અને બનતો અમલ ત્વરાએ કરશું.

આથી દરેક વાંચક અને લેખક એ ચોક્કસ મનમાં રાખવું કે સાહિત્યની ખરી સેવા સીધ્ધા માર્ગે કરવી એજ 'પ્રભાત' નો મૂળ પાયો અને આશય છે.

અમારા ઉપર લેખ મોકલનારાઓનું લક્ષ **નિચલા કાનુનો** ઉપર ખેંચવામાં આવે છે:—

૧. કાગળની એકજ બાજુએ (માર્જીન રાખી) ખુલ્લા અક્ષરોએ લખેલી નકલો 'અધિપતિ'ને સીરનામે મોકલવી.

૨. ન સ્વિકારાયલા લેખો પાછા જોઇતા હોય તો પ્રથમથી જણાવવું.

૩. લેખો મળ્યાપછી કયા અંકમાં લેવામાં આવશે તેની ખાત્રી આપવામાં આવશે નહિ.

૪. નામ નિશાન કે ઠેકાણા વિનાના અંકો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ. તપખસુસ કે સંસાધારી લેખકોએ અમારી ખાનગી માહિતી માટે પુરતી વિગત જણાવવી જે ખાનગી રાખવામાં આવશે.

૫. 'પ્રભાત' માં પ્રકટ થતા લેખો ઉપર લેખકો અને 'પ્રભાત'ના માલેકોનોજ હક છે, માટે રજાવિના કોઇથી તેનો ઉતારો કરાશે નહિ.

૬. લેખકોએ પોતાના લખાણો દરમહીનાની તા. ૧૫ મી સુધીમાં મોકલી આપવાં.

# ⇚પ્રભાતનું પંચાંગ⇛

## સપ્ટેમબર ૧૯૧૩.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રવિ | હિંદુ માસ<br>ભાદરવો<br>પારસી માહ ૧–૨<br>મુસલમીન<br>રમઝાન સવાલ. | સાતમ<br>**૭**<br>ગાથા ૧ લો. | ચૌદશ<br>**૧૪**<br>અરદીબહેસ્ત | છઠ<br>**૨૧**<br>આવાં. | તેરસ<br>**૨૮**<br>સરોસ. |
| સોમ | એકમ<br>**૧**<br>અરસીસંગ. | આઠમ<br>**૮**<br>ગાથા ૨ જો. | પુનેમ ચંદ્રગ્રહણ<br>**૧૫**<br>શહરેવર. | સાતમ<br>**૨૨**<br>ખોરશેદ. | ચૌદશ<br>**૨૯**<br>રસને. |
| મંગળ | બીજ<br>**૨**<br>આસતાદ<br>ચાંદરાત | નોમ<br>**૯**<br>ગાથા ૩ જો. | એકમ<br>શ્રાધ આરંભ<br>**૧૬**<br>અસપનદાદ. | આઠમ<br>**૨૩**<br>મોહર. | સર્વ પિત્રૃ<br>અમાવાસ્યા<br>**૩૦**<br>ફરવર દીન<br>નુજશન. |
| બુધ | ત્રીજ<br>**૩**<br>આસમાન<br>રમઝાન ઇદ<br>બેંકો બંધ. | દશમ<br>**૧૦**<br>ગાથા ૪ થો. | બીજ<br>**૧૭**<br>ખુરદાદ સાલ<br>બેંકો બંધ. | નોમ<br>**૨૪**<br>તીર. | |
| ગુરૂ | ગનેશ ચોથ<br>**૪**<br>જમીઆદ<br>બેંકો બંધ. | એકાદશી<br>**૧૧**<br>ગાથા ૫ મો.<br>પતેતી<br>બેંકો બંધ | ત્રીજ<br>**૧૮**<br>અમરદાદ. | દશમ<br>**૨૫**<br>ગોસ. | આ મહિનાનો મુદ્રા લેખ:<br>"સભ્યતા" |
| શુક્ર | પાંચમ<br>**૫**<br>મારેસપંદ. | બારસ<br>બેંકો **૧૨** બંધ<br>હોરમજદ<br>નવરોઝ. | ચોથ<br>**૧૯**<br>દેપાદર. | એકાદશી<br>**૨૬**<br>દપમેહર. | |
| શનિ | છઠ<br>**૬**<br>અનેરાન. | તેરસ<br>**૧૩**<br>બમન. | પાંચમ<br>**૨૦**<br>આદર. | બારસ<br>**૨૭**<br>મેહર. | |

સપ્ટેમબરના સદગુણો: સેવા, સખાવત, સંતોષ અને

## ખુશબોદાર ફુલોથી લચી પડતાં દરખતો.

ઇરાની બાગબાનની તારીફલાયક હુનરમંદી—જે માટે ૧૯૦૬ નાં પ્રદર્શનમાં ચાર, તથા ૧૯૦૭ માં આઠ મોટાં ઇનામો મળયાં છે. સુકાઇ ગયલા બગીચાઓને તાજોતર લીલોતરીથી ભરપુર—અને ફુલ ફલોથી ખેંચાણકારક બનાવી આપવાનું માથે લઇયે છીયે. કેટલાક મોટા હીંદી રાજવંશીઓ ઉચી સર્ટીફીકેટો મોજુદ છે.

આંબા, મોસંબી, ઇત્યાદી દરેક જાત બદામ, વતરાગે ઝાડો તથા રંગરંગનાં સ્ટેનડર્ડ ગુલાબ, ઝાડો ને સરસ પામસ ડરેસીનાં ક્રોટનસ, વતરેગે બીજા તરેહવાર રોપાઓ અને છોડવાઓ અતી કીફાયતભાવે પુરા પાડીએ છીયે.

બાહારગામનાં આરડર V. P. થી મોકલવામાં આવશે. તાજા ફુલના તુરા, હાર, બાસકીટ બતનસ ફુલનું ડેકોરેશન વરદી પ્રમાણે મનપસંદ કારીગીરીથી બનાવી આપવામાં આવશે.

સોરાબજી અ૦ મે૦ ઇરાની,
એડલેફી હોટલ કંમપાઉન્ડ, કલેરરોડ ભાયખલા.

---

## NOTICE.

We request the Public to visit our Studio, where first Class work is executed.

*Portiatis in Black and White, Oil and Water Colours finished Artistically*—Amatuers Work—Developing—Retouching printing, and out lines from old photos done at special reduced rates.

Upcountry orders are promptly attended to

MESSERS TRILOKEKER & KIRTIKER,
Artists & Photographers,
30 Kolbhat St.
Kalbadevi Post,
BOMBAY.

Telephone No.
2210

---

## DENTAL SURGEON.

## ખાસ

## દાંતના ડાકતર.

દાંતના લગતુ દરેક પ્રકારનુ કામ આજ ૧૫ વરસ થયા ખાતરી પૂરવક અને કીફાયતે કરી આપવામાં આવેછે. શરિરની આરોગ્યતા શામાં છે. પ્રથમમાંજ દાતની સફાઇ ઉપર તેનીજ સફાઇથી ખુબસુરતીની દીવાલ છે. અપ તંદુરસ્તી ખીલવે છે.

દાંતના ડાકતર,
જહાંગીર દી. નરીમાન,
ગ્રાંટરોડ, ટ્રામ ટરમીનસ, પુલેની આગળ.

---

### હીંદુસ્થાનનો નવો સાહસ.

**હમારી કંપનીની "ટીકડીઓ"** તાજી, ગુણમા ઉત્તમ અને ઋતુના ફેરફાર સામે વેલાતી માલની મીસાલજ ટકી સકે છે. એ દેશી બનાવત છે જેમા. ગોળો પીડાલો ચાલતો હશે એમ સમજતા ના. વરસોના જાતી ભોગ અને શ્રમે એક મુશકેલ કામ હમોએ ફતેહમંદીથી પાર પાડયું છે. અને ઉમેદ રાખીયે છીએ.

**કેઠારતીક કમપાઉન્ડ**—પેટમાં દુખાવો દર્દ વના સાફ દસત લાવે છે. કી. ૦।≈

**એનટી ડાયરીયા ટીકડી**—નાના બચ્ચાને દાત યા કરમને લીધે થતા ઝાડા ઉપર અકસીર ઉપાયછે. તેમજ જવાન માનસોને અજીરણ યા સરદીથી થતા ઝાડા ઉપર રામબાણ ઇલાજ છે. કી. ૦।૦

ડા. ડી. રાઇડર એન્ડ કું૦
ટીકડી બનાવર.
૧૧ ખેતવાડી નં. ૪ મુંબઈ.

# કૉરોનેશન મ્યૂઝીક ગાઇડ.

## થોડા વખતમાં બહાર પડશે.

રચનાર

**રૂસ્તમજી બરજોરજી છાપગર મ્યુઝીક ટીચર.**

**ના. ૩૩ ફ્રિયર રોડ, ફિરદોસ મ્યુઝીક કલાસ કોટ, મુંબઈ.**

મારી રચેલી **ફિરદોસ મ્યુઝીક** ગાઇડની બીજી આવૃત્તીની પણ થોડીજ નકલો બાકી રહેલી હોવાથી મેં ઉપલી ગાઇડ તદ્દન નવાજ ધોરણપર રચીને છાપવી શરૂ કીધી છે. એની અંદર લગભગ ૫૦ **સરગમો** કેટલીક અંગ્રેજી માર્ચોના રાગોમાં તથા જુદા જુદા રાગોની **સ્થાઇ, અંતરા, પલટા** સાથે તેઓના જુદા જુદા ભાગ પાડીને **બારમાં, તાલ, માત્રા, સ્થાન** સાથે આપવામાં આવ્યાં છે. તે ઉપરાંત આજ સુધી જે છેલ્લામાં છેલ્લા ઉર્દુ તેમજ ગુજરાતી જબાનના નાટકો બહાર પડયા છે તેમાંથી લગભગ ૧૫૦ ઉત્તમ ગાયનો ઉર્દુ તેમજ ગુજરાતી મળીને તેઓની પણ **રાગરાગણી, તાલ, માત્રા, સ્થાન, સંમ** વગેરેની દરેક સમજ સાથે **બારોમાં** જુદા જુદા ભાગ પાડીને દરેક વાજીંત્ર જેવાકે **હારમોનીયમ, દીલરૂબા** વગેરેની પુરી સમજણ સાથે **સરગમ નોટેશનમાં** આપવામાં આવ્યા છે. આગળથી નામ નોંધાવવાના રૂ. ૧ તથા બહાર પડયા પછી **રૂ. ૧ાા** રાખવામાં આવ્યો છે. ટપાલ ખરચ ચાર આના વધુ. ઉપલેજ ઠેકાણે આજ કેટલોક વખત થયાં મારો મ્યુઝીક ક્લાસ પણ ચલાવવામાં આવે છે ત્યા બાનુઓ અને ગ્રહસ્થોને દરેકને જુદો એકેક કલાક આપીને ગાના તેમજ વાજાંપર શીખવવામાં આવે છે.

ગાઇડને માટે નીચલે ઠેકાણે નામ નોંધાવો.

રચનાર,

**રૂસ્તમજી બરજોરજી છાપગર, કોટ,**

**તથા મેસર્સ જાહ્ગીર-કરાણીના છોકરાઓ બુકસેલર્સ.**

**પારસી બજાર કોટ મુંબઇ.**

હમારે ત્યાં કેઝરીલના હારમોનીયમ વેચવાના ખાસ ઓરડરથી મંગાવ્યા છે.




પુસ્તક: ૧ લું. | અક્ટોબર ૧૯૧૩. | અંક: ૨ જો.

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિરદોષ નવિન એ કરશે બે વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાધિન કંઇક પડ્યા,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડ્યા;
ચડતું પડતું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

**The Spirit of Truth shall guide us unto all Truth.**

આ માસિક દર મહિનાની શરૂઆતમાંજ નિયમિત પ્રકટ થાય છે. અને ક્રાઉન ઑક્ટેવો સાઇઝમાં ખીચો ખીચ છાપેલો ભીન્ન ભીન્ન વિષયોથી ભરપુર સચિત્ર અંક બહાર પાડવામાં આવે છે. પોસ્ટેજ સુધાં વારસીક લવાજમ માત્ર રૂ. ૩-૮-૦, હિંદુસ્તાનની બાહેરનાઓ માટે રૂ. ૪-૮-૦, છુટક નકલના આના ૬, પોસ્ટેજ સાથે આના સાત.

"પ્રભાત" માં પ્રકટ થતાં નામો સાથના લેખો માટે માલેકો જોખમદાર નથી.

"પ્રભાત"—ઑફીસ
Co. ત્યુતોરીયલ પ્રેસ
નં. ૩, ચર્નીરોડ-ગીરગામ મુંબઇ.

Printed by V. P. Pendherkar and published by Burjorji K. Khasimai for Messrs N. Burjor & Co., at the Tutorial Press, 3, Charni Road, Girgaum, Bombay.

# પ્રભાત

## અનુક્રમણિકા.

અકટોબર ૧૯૧૩



### આ અંકમાં આવેલાં ચિત્રો.



---

### નિવેદન.

સ્થળ સંકોચને લીધે આ વખતે કેટલાક ચાલુ વિષયો,—અને જે લેખો મળ્યા છે તેના જવાબો આપી શકયા નથી માટે ક્ષમા ચહાવામાં આવે છે.

# પ્રભાતને સ્વાગત્!!!



અહોહો! આ રમણિય **પ્રભાત**!
મધુર શું વિલસંત **પ્રભાત**!!
ઉજ્વલ પ્રભા પ્રસારે એ!!!
 અહોહો! આ રમણિય **પ્રભાત**!

વીતી રજની—વીત્યાં સ્વપ્નો!
ઘોર તિમીર ટળયુંય અહોહો!!
પ્રસરી રમ્ય ઉષા સાક્ષાત!!!
 અહોહો! શું રમણિય **પ્રભાત**!

વિશ્વ તણા સાહિત્યોદ્યાને!
પુષ્પ મનોહર નુતન જમાને!!
પરિમળ દૈવિશી બહવે સાક્ષાત!!!
 અહોહો! આ રમણિય **પ્રભાત**!

પ્રકટ પ્રભાત થતાં મંગલમય!
કલરવ કીર-કલાપી-લલિત-સ્વર!!
કોડીલા કવી-લેખકના જગ માટ!!!
 અહોહો! શું રમણિય **પ્રભાત**!

રેલવજે રસ ને રવ બાપુ—,
વાંસલડી મીઠલડી આતો—,
બહવજે દિવ્ય સુવાસ અમાપ!!!
 અહોહો! એ રમણિય **પ્રભાત**!

અભિનંદન! ગુર્જર ગરવાનું!
વચન માગીએ રસ ઝરવાનું!!
**સ્વાગત્! સ્વાગત્! એ નવલા પ્રભાત!!!**
 અહોહો! શું રમણિય **પ્રભાત**!

પ્રભા તુજ મોંઘેરીજ **પ્રભાત**!!
હજો તુજ આયુ દીર્ઘ **પ્રભાત**!!!

**"મણી મોહન."**

(૧)

**સહવાર—યાને બાળ વય.**

નિરાંતે તું પોઢી ને પારણે બિરાજી
હસી તુંજની જોઇ સૌ થાતું બી રાજી
શાને તું હસતો મળકાતો શાને
ખબર કોઇએ રાખી હતી બી ન ઝાઝી.
જરાબી જો વિપત્તીમાં પડયો તું જ્યારે
અરે! માને ઉપજયો ત્રાસ કેમ ત્યારે.
ફળ કેમ થતી હો, કોક પારખી ન જાણે
સૌ કો વિચારે, થાયે સંતતિ ક્યારે.

(૨)

**બપોર—યાને ભર જુવાની.**

જોબનનાં જોમે તું ક્યાં ઝીપલાવે
શીતનો ને ફરીયાદ કંઇ કંઇ બી લાવે.
કોઇ દીને ક્રોધી ને કોઇ દીને મોછલ
ઘડી હર ઘડીએ નવિન વાત લાવે.
કયા તું ગયો છે, કમાઇ શી છે તારી,
ન કદિ હોય વસ્ત્ર ન કદિ થાટ ભારી,
ચઢતી ને પડતી તો હરદમ છે જારી,
માંગલીક મજેહ હો યા કપાળ તીલી કાળી.

(૩)

**સાંઝ—યાને બુઢાપો.**

આજે તું ચાલે છે ટેકા વડી રે
કેવળ થયા હાલ કેવી ઘડી રે,
ભલે તું સતી હો યા જતી હોય હારે
બે હાથની કરણીનાં ફળ આજ ખારે
ભલે હોય કુટુંબી અગર એકલવાયો
રહયો નહિ કદાપી કોઇ મા જાયો.
નેકમાં નમનમાં સચાઇ સ્યાન સાથે
કાઢી હો જીંદગી તો પ્રભુમાં સમાયો.

**"હરમીસ"**



**તે** પાક પેદાકરનાર પાળનાર પ્રભુપિતાએ, હમારા "પ્રભાત"ને પ્રકાશ દેવા ખરેજ કૃપા કરી છે, જેની રૂએ અમારો અદના અંક પેહલો આ અગાઉ બાહેર પડી ચુકો છે અને બીજો અંક અત્યારે તમારી નજર સનમુખ ઉભો છે. તે કરીમે રહીમની કારસાજી ઉપરજ એખલો ભરોસો રાખવા ઉપરાંત "પ્રભાત"ના પ્રચાર માટે જન સમાજ ઉપર રાખેલો અમારો વિશ્વાસ પૂર્ણ પાર પડે એવી પ્રાર્થના કર્યે છીએ. "પ્રભાત" ને પ્રથમ દીપાવનાર સર્વ સ્ત્રી અને પુરૂષો—પારસી, હિન્દુ, યા ઇસલામીઓએ જે ઉત્તેજન આપ્યું છે તેથી અમારી ઉત્સાહમાં ઓર વધારો થયો છે જે માટે ઉપકારનો આ ઉદ્ગાર પ્રકટ કરવો ઉચીત છે.

લખનાર કેવા અને કોણ હોવા જોઇયે, તે કરતાં લખાણની રચના કેવી છે તે ઉપર વિશેષ ધ્યાન **"પ્રભાત"માં** પુગાડવામાં આવે છે. વાંચક વર્ગને શું ગમે છે તે ઉપરજ લક્ષ આપવાથી કશું પાર પડતું નથી—છતાં દરેક વાંચનારને તેના મનને ગમતું મિશ્રણ કેમ પીરસી શકાય તેપણ અતિયંત બિકટ વાત છે. તે સઘળું જોતાં મધ્યહદ હમેશ જાળવવા અમારો પ્રયત્ન ચાલુ રહેશે. જેમ અલંકારોથી ભરપુર લેખથી હજારો જના જાણે બિન વાકેફ રહે છે, યાને તેઓના મનથી વાંચન નિર્થક ઠરે છે, એટલા માટે કાંઈ ખિલેલી મન શક્તિ આગળ તે ન ધરાય એમ કાંઈ ઠરતું નથી. તેમજ વળી સરળ હાસ્યભાવની રમુજી રચના સમુળગી બાજુએ મુકાય એમ પણ નથી.

સૌ કોઇ પોતાની બુધ્ધિના માથથીજ તોલ કરશે એતો યોગ્ય વાત છે, અને એકજ જાતની રહેની કરતાં ભાત—ભાતની શૈળીમાં શુભાક્તિ લેખો "પ્રભાત"માં પ્રસંગાનુસાર પ્રકટ થશે. વળિ આ પ્રસંગે "પ્રભાત"ને ઉચ્ચી પંક્તીપર લાવવા જે જે બાનુઓ અને ગ્રહસ્થોએ પોતાનો પ્રયાસ ચાલુ રાખી પોતાની સલાહ અને સાહેતા અમોને બીન હાંસલે આપી છે તેની કદરસ્નાસીમાં આ તકે બે બોલ ઉપકારના જાહેર કર્યાવિના અમો અમારી ફરજમાં પાછલ પડેલા કેહવાઈશું. અમો તરફથી બાહેર પડેલી પહેલી મહેહનજરમાં અમોએ જાહેર કીધુ હતું તેમ "પ્રભાત"ને ઉચ પ્રકાર આપવામાટે સ્લાહકારોની યોગ્ય સુચના માટે અમો તત્પર રહીશું અને તે ઉપર અમલ કરવાને હરહાળ ધ્યાન પુગાડવા અમો તૈયાર રહીશું. "પ્રભાત"ને પ્રકાશ આપવાના કાંમની સરૂઆતથીજ મિસ બીખાઈજી. લી. પાલમકોટે લેખક તરીકેના પોતાના લાગવગનો લાભ અમોને લેવા દીધો છે અને "પ્રભાત"નો ફેલાવો કરાવવામાં અમોને બીલકુલ બીન હાંસલની મદદ આપી છે તે માટે એ બાનુનો આ તકે આભાર માનીયે છીયે. વળી "પ્રભાતના" પ્રચાર માટે જન સમાજ તરફના ટેકાની રાખેલી આશા સફળ નિવડવાની જોડેજોડ દરેક કોમના અનુભવી તેમજ સાહિત્યનાં મેદાનમાં મુખડે પોંહચેલા જાણીતા—માનીતા કલમ કશોએ "પ્રભાત"ને પોતાની કલમના સુશોભીત સણગારથી સજવા માટે જે શ્રમ લીધો છે અને આવી રીતે "પ્રભાતને પનોતુ કરવામાટેજ હિસ્સો તેઓએ આપ્યો છે, અને હવે પછી આપશે તે માટે અમારો ઉપકાર અત્રે જાહેર કર્યે છીયે વળી તે ઉપરાંત જે જે ભલાં મિત્રોએ પોતાના લાગવગથી કે પોતાની બાહોશીથી "પ્રભાત"ની સેવા કરવા સ્વાર્થ રહીત બાહેર પડ્યા છે અને અમો તરફથી થતાં કે હવે પછી થનારાં કાર્યોમાં પોતાની મદદનો હાથ લંબાવ્યો છે તેઓ સર્વનો સામટો ઉપકાર આ તકે અમો જાહેર કર્યે છીયે; વળી તે સાથે જુદા જુદા ગુજરાતી—અંગ્રેજી વર્તમાન પત્રોના અનુભવી અધીપતીઓએ પોતાની દીલસોજી—શું ખાનગીમાં કે જાહેરમાં—દેખાડી અમોને અપક્ષપાતપણે યોગ્ય આવકાર આપ્યા તે પણ "પ્રભાત"ના ભાગ્યોદયની એક નિર્મળ નીશાની છે.

આ ચોપાનિયાનુ નામ **"પ્રભાત"** છે જે શબ્દ એક અલંકાર તરીકે વર્ણવ્યો છે. "પ્રભાત" એટલે જાગૃતિ—પછી જાગૃતિ ગુજરાતી સાહિત્યની કહો, ધર્મની કહો, હુન્નરની કહો, જીંદગીની કહો કે જન-સેવાની કહો, યા વિનોદની લેખો.

**"પ્રભાત"**ને શ્રેષ્ટ બનાવવા અમો બનતુ કરીશું અને સુજ્ઞ લેખકોને તેમા બીરાજવાનું મન થાય યા માન મલે તેવી ઉંચ્ચી પંક્તિ ઉપર લાવવાને અમારો પ્રયાસ અમો ચાલુ રાખીશું. વળી અમારા કદરસ્નાસ ગ્રાહકોની સગીન સાહિત્યથી, રમન્ય ચિત્રોથી કે સુંદર સંગીતથી કાંઇક સેવા કરવાની અમો ઉમેદ ધરાવ્યે છઇએ જે માટે સર્વ શુભ જનોની સામેલગીરીનેજ અમો આભારી છઇયે.

# દુરબીનમાંથી બહાર

અથવા

# દર્શને દુનિયા



**"સુલેહનો મહેલ" વિસમી સદીનો એક અમર બનાવ.**

સપટેમ્બર માસમાં વિલાયતથી અત્રે આવેલાં ચોપાનિયા આપણુને હેગખાતે બંધાએલા જગજાહેર Palace of Piece ની રસીલી બીના ઉપર અંજવાળું પાડે છે. આ મહેલ હૉલેન્ડની રાણી વિલહેલમીનાંએ ગયા ઑગસ્ટ માસની તા. ૨૮ મીએ ખૂલ્લો મૂકયો હતો, જે દિવસ યાદગાર બનાવોની ટીપમાં સામેલગીરી કરશે. જાણીતા અમેરીકન અબજપતિ મી૦ એનડ્રુ કારનેગીના ફ્લદ્રુપ મગજે આનો ખ્યાલ કીધો અને તેઓનીજ મદદે આ મહેલ ઉભો થયો, જે દેશ દેશના ભીન્ન ભીન્ન લોકો અને પ્રજાઓની ઇચ્છાનુસાર બાંધવામાં આવ્યો છે, જેથી દરેક જુદી જુદી પ્રજા તરફથી એ મહેલને કંઇને કંઇ ભેટ મળતુંજ રહ્યું છે. ઉદાહરણાર્થે; ચીન દેશે પોતાની ઉત્તમ કારીગરીઓમાંથી 'વાઝીઝ'; જાપાને રેસમી કાપડ ઉપર હુન્નરમંદ ચીત્રો; ટર્કીએ 'કારપેટસ'; સ્વીઝરલેંડે ઘડીઆળો; ઓસ્ટ્રેલીઆએ પ્રમુખને બેસવાનું આસન અને બીજો સામાન; બ્રેઝીલે 'કાઉન્સીલ હોલ'ને સણગારી દીધો છે; અને ઓસ્ટ્રીઆએ બતીઓ પુરી પાડી છે. આ પ્રમાણે સર્વ રાજ્યકર્તી પ્રજાએ ભેટો મોકલી 'સુલેહનીદેવી' પાસે મુકી છે ને સર્વએ પોતાની એકત્રતા બતાવી છે.

ઈ. સ. ૧૮૯૯માં રસીઆના ઝારના વડપણ નિચે ડચ રાજ્ય સંસ્થાન હેગ ખાતે પહેલ વહેલી 'સુલેહની સભા' Peace conference ભરાઈ હતી જેના પરિણામે આ મહેલ ઉભો થયો ને તેનો પાયો નાંખવાનો ત્રણ લાખ પૌંડ કહેતાં પીસતાળીશ લાખ રૂપિઆનો ખર્ચ મી૦ એન્ડ્રુ કારનેગીએ ડચ સરકારને ભેટ કીધો. આ રકમમાં ડચ સરકારે સાડા આઠ લાખ રૂપિઆ જેટલી રકમ ઉમેરી આ મહેલ ઉભો કીધો. કાર્ય શુભ છે ને આપણે ઇચ્છીશું કે તેનું શુભ પરિણામ આવે ને મમત ઇર્ષાનો દાવો નાશ પામે ને દુનિઆને ધ્રુજાવનાર ને પાયમાલ કરનાર 'લડાઇનો દેવ' નષ્ટ થાય! આમીન!!



**પ્રિન્સ આર્થર ઑફ કોનાટનો ઓદ્ધો.**

સાંભળવા મૂજબ કેનેડા ખાતેના ગવર્નર જેનરલ તરીકે પ્રિન્સ આર્થર ઓફ કોનાટને મોકલવાની વાત ચાલે છે. જો આવું પગલું ભરવાની સરકાર ખાયસ રાખતી હોય તો ખુશી થવા જેવું છે. પણ ત્યારે નશીબ ગરીબ હિંદુસ્થાનનાંજ કે અત્રે કોઇ રાજવંશી પુરૂપ ઓદ્ધેદાર થઈ પોતનો ચાલુ અમલ નજ ચલાવે. પ્રિન્સ આર્થરને પરદેશ મોકલવા માટે તેના મા બાપ ડયુક અને ડચેસ ઓફ ટોનાટ ખુશી નથી. કહે છે કે પ્રિન્સની ઉમ્મર બહુ નહાની છે એટલે જો કે માત્ર ત્રીશ વર્ષની છે છતાં તેઓ ઘણાજ ચાલાક છે!



**કુદરત અને હુન્નરનું જોડાણ.**

ગયા ફેબ્રુવારી મહિનાની ૧ લી તારીખે લન્ડનમાં કવીન્સ હૉલ મધ્યે આગ અને જવાળાના ભભુકાની કવિતા સંગીત સાથે ગાઇ સંભળાવવામાં આવી હતી. આ ગાઇ સંભળાવનાર એલેકઝાનડર સ્ક્રીબાઇનનું કહેવું એમ છે કે જવાળાના કુદરતી તેની રંગો પ્રકટાવ્યા બાદ ખુબીનું વર્ણન ગાઈ સંભળાવવામાં આવશે. કુદરતની મદદથી ખરેખરા રંગો ઉમન્ન કરવા સાથેનું ગાણું ત્યાં સંભળાવવામાં આવ્યું અકબર રાજાની દરબારમાં તાનસેને મલાર ગાઈ વર્ષાદ વર્ષાવ્યો હતો અને દિપક ગાય દિવાનો દિપક કીધો હતો તે શું હવે અસંભવિત લાગે છે!



**અશોઓની યાદના દિવસો.**

હમણાજ જરથોસ્તીઓના "ફરવરદેગાનના દીવસો" પસાર થયા છે. દરેક જાતમાં અને કોમમાં વહાલાં ગુજરેલાઓની યાદના દિવસો મુકરર કરવામાં આવ્યા છે જે કાંઇક ધાર્મીક ઉત્સાહથી સઉ કોઈ લોક પાળતાં માલમ પડે છે અને આપણુને એક ખુશી થવા જોગ બાબત છે કે પારસી-જરથોસ્તી કોમમાં દીનની દાઝ હઇડે ધરી કેટલાક દીન ચાસીદાર દસતુરો તેમજ ભલા બેહદીનો વાયઝો અને ભાષણો આપવા અપાવવા ને આ દિવસો ઉપર બાહેર પડે

છે. પણ એકની એક જાતની ચવાઇ ગયલી બાબદો ઉપર વાયઝો કરવા કે ભાષણો અથવા એકના એકજ પ્રકૃતિના પુરૂષો વારંવાર એકની એક જગ્યો ઉપર બાહેર આવ્યા કરે છે તેનાં કરતાં શેહરના જુદા વિભાગોમાં જુદી જુદી અગીઆરીઓ અને આતશ બેહરામોમાં મહજબની મોતે બગી કે જીંદગીની સુંલદી વાળી દીલપસંદ બાબદો ઉપરાંત આજની આગલ વધતી વિધાની નવી નવી શોધ ખોળો અને જીંદગીની ખરી જરૂરીઆતો ઉપર અજવાળુ નાખતી ઘણી ઘણી બીજી ત્રીજી રસીલી બાબદો ઉપર જુદા જુદા અભ્યાસીયો પાસે વ્યાખ્યાનો આપવા અપાવવાની જરૂર છે. વળી એઉપરાંત જેમહિન્દુઓમાં હરિ–કીરતન, રામ–ભજન અને કથાઓ કરવામાં આવે છે તેમ પારસીઓમાં શાહ–નામાના વાંચનો ઇરાની શુરવીરપણાના વિષયો, અને સુંદર ભકિતભાવના ખ્યાલ આપતા અવસ્તાના નામાંકિત ફકરાઓ ઉપર વિદ્વતા ભરી સહરેઓ અગીઆરી–અગીઆરીએ અને આતશ–બેહરામોના જુદે જુદે મથકે આપવી અપાવવી સજાવાર છે તેથી ધાર્મિક જોશો ઉછરતી ઓલાદમાં કાયમ–દાયમ રહે અને આવતી ઓલાદ વધારે દીનદાર, નીતીવાન અને વિધ્વાન બને, બાકી કાચા અભ્યાસથી ઉતપન્ન કીધેલાં શાહનામીનાં વાંચનો એક મુકીને એકસો કરો કે એક એક કલાકને બદલે એકસો કલાકના લાંબા ભાષણો આપો કે બે મુકીને બાર બાર જશનો કરો તેથી આખી પારસી કોમમાં રહેલું નબળું ધાર્મિક તત્વ એકદમ મજબુત થઇ જશે એ તો હમારા માનવામાં કાંઇ આવતું નથી. "ઇલમે ક્ષતુમ" ની શ્રેષ્ટતાઈ ત્યાંજ પુરવાર થાય છે કે જ્યાં માનવી પોતાનો "અંહકાર" તજીનેજ માનવીપણુ સાચવી રાખે છે. અને માત્ર જશન કે ભાષણ સાભળવાકે કરવાનીજ કલાકેજ નહિ પણુ સઉ કોઇયે પોતાની હસ્તીના દર કલાકે જરથોસ્તી જીંદગી ગુજારવાની કે પાળવાની જરૂર છે. બાકી તો બીજુ નહિ બોલ્યા ના વન ગૂણ કહેવાય છે. "હમો જરથોસ્તી" "હમો જરથોસ્તી" પોકાર્યાંથીજ જો જરથોસ્તી થવાતું હોય તો પછી જોઇએજ શું?

※ ※ ※ ※

**જમાનો સુધરેછે.**

આજકાલ મડમોના નાચોનું જોર બહુજ પ્રબળ થતુ જાય છે. આવતા નવેમ્બર મહિનામાં મુંબઇ શહેરમાં નાચ-કરવા પધારનાર મેડમ ઍાડ એલન માટે ઘણે ઠેકાણેથી બુમો પાડવામાં આવી છે. કારણ કે તેના નાચો એવા કપડામાં સજ થઇને કરવામાં આવે છે ક શરીરના દરેક અવ્યવો દેખાય છે. આજકાલ શરીરનો ગૂહ્ય ભાગ દેખાડવો તેમાંજ નાચનારની અને ચિત્ર કળાની ખુબી આવી ગયેલી હોય એમ જણાય છે. કલકત્તા ખાતેની ઘણી નાટય શાળામાં આબરૂદાર માણસોને ન છા જે એવા નાટકો કરવામાં આવે છે. જેને માટે ત્યાં બહુજ બુમાટો ઉઠયો છે. આવા નાચો અને દેખાવો યુવાન વર્ગને ખરાબ રસ્તે દોરવે છે.

કોણ કહે છે કે આ જમાનો સુધારેલાઓનો છે?

# અરે તું ક્યાં પધારી!

લખનાર : હરમીસ

કેવા હર્ષ નાદે કીધાં લાડ ભારી!
આજે હું ક્યાં તું ક્યાં પધારી!
નથી ભાન તુને! નથી જાણ મારી
બદનનીબી વાને નથી ગર્જ ધારી.
અગર ચાહુ જ્યારે મળું છું ઘડીમાં,
ઘડી યાદ જાયે ન ભુલું સદીમાં,
ભલે પહાડપર હો યા હો નદીમાં!
ક્યાંબી તું પોવાઈ હશે બી કડીમાં
શીતળ શાંત વાયુબી કાસદ બને છે
કેમ કાને અફડી કેમ ગણુ ગણે છે.
પાતાળમાં પોંહોચી ત્યાંબી ભમે છે
ભુકંપ હ્રદય કંપ ની ગણતી ગણે છે.
જ્યાં પગલે ચાલી ત્યાં ચાલન ગણું છું
થાંભાને નીરખીને લાલન બનું છું
પાલન તે ખ્યાલનને ખીલવી કરૂં છું,
અસલ બીંબની ઓળખમાં ખુશમન રહુ છું.
ભલે તુ મલે! યા નાહિબી મલે જો,
એથી ન અટકયું, ન કંઇબી વળે તો
પવન વાને વેગે ભલે દોડી જા તું
આખેર તે 'ખાવર' ના ઘરમાં મળીશું.

---

# દેખાવ અને આચરણમાં ફેર.

—:o:—

લખનાર:—બી. એન. મહીશેરી.

—o—

રંગે કઈ વસ્ત્ર નિજ ભગવા, ફીરાવે માળ જગ ઠગવા;
રંગાયા આપ પર રંગવા, કરે છે ઢોંગ કઇ લોકો.
વળી કંઇ છે નહી યોગી, છતાં છે શુધ્ધ નહી રોગી;
ભલે ગુહસ્થી અને ભોગી, છતાં છે નેક એ લોકો.
દેખાએ બહાર જે ધોળા, ભીતર કંઈ તેવોનાં કાળા;
ખુની પણ ફેરવે માળા, એવા પણ છે કંઈ લોકો.
દીપકના તેજને નિરખી, પતંગો જાય ત્યાં હરખી;
ખુવે છે પ્રાણ, તે સરખી,—ધરો નહી રીત રે લોકો.

# આર્યાવૃતના વિર રત્નો.

વિદેશી વિદુષી પરોપકારી બાનુ.

## [૨] મીસીસ એની બિસાંટ.

( લખનારઃ મી૰ જે. એલ. ડી. ભારભાયા. )

| | |
|---|---|
| " Little deeds of Kindness,<br>Little words of love:<br>Make this earth into Eaden,<br>Like the Heaven above. "<br>( R. R. ) | " કરેથી બનતાં પરોપકારી કાર્યો,<br>બોલેથી થોડાંક નમ્ર-પ્રેમાળ શબ્દો;<br>બનાવશે જીંદગી સુખમય એવી,<br>(કે) સ્વર્ગ પહોંચવાની સીઢી જેવી."<br>( જેઠીસન. ) |

આ માસિકનો ગયો અંક સપટેંબર મહિનાનો ગયો અને તે માસમાં મહર્ષિ દાદાભાઇ નવરોજીની સાલગીરી પડતી હોવાથી જેમ મેં તેમની જીંદગીનું જન્મ વૃતાંત લખ્યું હતું, તેમ ચાલુ માસમાં જાત પરજાતની લાગણી ન દેખાડતાં જન સમાજની સેવા કરવામાંજ પોતાનું સાર્થક માનનારી વિદુષી વિદેશી બાઇ એની બિસાંટની જન્મ તિથી પડતી હોવાથી મેં તેની જીંદગીનું વૃતાંત લખવાનું ઉચ્ચીત ધાર્યું છે. આ બિના વાંચનાર, સુજ્ઞવાંચકને મહારે કહેવું જોઇએ કે માત્ર તે બાઇનાં અગંત પરોપકારી કાર્યો તરફજ દ્રષ્ટિપાત કીધા બાદજ વિષયની મહત્વતા મેં આંકેલી છે જે અચુક લક્ષમાં લેવાશે.

આ બાઇનો જન્મ આઇરીશ માત પિતાને પેટે પ્રખ્યાત શહેર લંડનમાં ઇ. સ. ૧૮૪૭ ના અકટોબર માસની ૧ લી તારીખે થયો હતો. તેના પિતા એક મહોટા નામાંકીત ગણીત શાસ્ત્ર વેતા હતા. પ્રાચીન અને અર્વાચીન પુસ્તકોમાંથી ઉતારા કરવાનો શોખ ધરાવનાર એક એક વિધ્વાન પુરૂષ તેઓ હતા, જેઓ પોતાની આ પુત્રીને માત્ર પાંચ વર્ષની મુકી ગુજરી ગયા હતા. તેની માયાળુ માતાએ મિસીબાબ 'એની'ને ઉછેરી મહોટી કીધી હતી. પ્રથમમાં મિસીસ બિસાંટે હેરોની પાઠશાળામાં મુખ્ય શિક્ષકને ત્યાં અભ્યાસ કીધો હતો., અને અગ્યાર વર્ષની ઉમ્મર બાદ પ્રસિદ્ધ કાદંબરીકાર કેપ્ટન મેરીઅટની પાંસે વધુ અભ્યાસ કરી કેલવણી લીધી હતી.



મનુષ્ય માત્રના સંસ્કારો જન્મથીજ એવા ગુઢ થઇ રહે છે કે અમુક વ્યક્તિને અમુક વિષય ઉપર પસંદગી કુદરતી લાગે છે, અને તેજ મુજબ મિસીસ બિસાંટનો સ્વભાવ નહાનપણથી સ્થુલ દેહ (શરીર) અને વાસના દેહ (જીવ) જુદાં જુદાં છે એવી કલ્પના તેના મગજમાં તરંગો મચાવી રહી હતી અને તેથીજ નહાનપણમાં તેને 'પિલગ્રીમ્સ પ્રોગરેસ'; 'પેરાડાઇઝ લૉસ્ટ' વિગેરે પુસ્તકો ઉપર પ્રતીતિ થતી હતી,

મીસ મારિયટ જોડે સાત મહિના તેણે પેરીસ ખાતેપણ ગાળ્યા હતા. અને તે બાદ પોતાની માતા જોડે તેણે થોડો સમય ઇંગ્લંડમાં ગાળ્યો હતો; જે વખતે સ્પેનસર, મીલ-ટન, મિલ્લ, ડાર્વીન વિગેરેના પુસ્તકો વાંચવામાંજ તેણે આનંદ લીધો હતો. ત્યાર બાદ અચાનક રોમન કેથૉલીક પંથના જુના પુસ્તકો તેના વાંચવામાં આવ્યાં, અને પછી પ્રોટેસ્ટંટ પંથના પુસ્તકો વાંચવાનું સ્વભાવિક મન થયું. આના પરિણામે કોઇપણ પંથ ન સ્વિકારતાં તેઓએ 'હાઈ ચર્ચ' પંથ સ્વિકાર્યો.

ઈ. સ. ૧૮૬૭ માં વીશ વર્ષની ઉમ્મરે મી૦ બિસાંટ નામના એક ધર્મ અધિકારી જોડે તેના લગ્ન થયાં; પરંતુ એક (ધર્મ અધિકારી) નું મન ઘર સંસારમાં હતું ત્યારે બીજા (મીસીસ બીસાંટ) નું મન ઇશ્વર વિચારમાં હતું. માટે બેઉના વિચારો વિરૂદ્ધ થતા. આ ગૃહસ્થાશ્રમમાં તેમને પ્રથમ એક પુત્ર અને પછી પુત્રી થયાં. પુત્રી જ્યારે સાત માસની થઇ ત્યારે તે ખાંસીના રોગથી પીડાતી અને તેને જે અત્યંત દુઃખ પડતું તે જોઈ મીસીસ બીસાંટને ઘણુંજ લાગી આવતું. એક વખત આ વિચારોએ તેના મન ઉપર એવી તો અસર કરી કે પોતાની છોકરીને ખોળામાં લઈ તે બોલી ઉઠી:—" હે! પરમેશ્વર આ ગરીબ બચ્ચાંને કાં દુઃખ દેય છે? આવું દુઃખ દીધા કરતાં મારી કાં નથી નાંખતો." કદી દુઃખ ન ખમી શકવાથી ક્લૉરોફોર્મની શીશી કહાડી અને તે સુંઘી આપઘાત કરવાનો વિચાર કીધો. પણ પોતાનાં બચ્ચાંઓ માટે તેમ ન કરવાનું ડહા-પણ સુઝ્યું આ પછી ધર્મ ઉપરથી તેની શ્રધા ઉઠી ગઇ. અને ખ્રીસ્તી ધર્મ વાદકો જોડે વાદવિવાદ તેઓએ શરૂ કીધો.

ત્યાર બાદ તેની માતાનું મરણ નિપજ્યું અને નિયમ-સર ખાવાનું મળતું કે નહિ પણ તેણે બ્રિટિશ મ્યુઝિયમ-માંનાં પુસ્તકો વાંચવામાં અને સત્યની શોધ ખોળમાંજ સમય વિતાડવા માંડ્યો. મિ૦ ચાર્લસ બ્રાડલો નામના એક પ્રસિદ્ધ અંગ્રેજ પુરૂષ જોડે મીસીસ બિસાંટે એક 'નેશનલ રિફારમર" નામનું વર્તમાનપત્ર કહાડવા માંડ્યું. તેમજ પોતાના સ્વતંત્ર વિચારાનુસાર છુટથી રહે વાના ધર્મના ઉપર ઠેકઠેકાણે ભાષણો આપવાનું કાર્ય પણ મીસીસ બિસાંટે શરૂ કર્યું. ઇ. સ. ૧૮૭૫ માં તેણે પહેલું ભાષણ "રાજ્યકિય બાબતોમાં સ્ત્રીઓનો હક" એ વિષય ઉપર આપ્યું હતું. આ પછી ડૉ૦ નૉલ્ટનના પુસ્તક ઉપરથી "લોક સંખ્યાની વૃદ્ધિના નિયમો, તેનું પરિણામ, અને લોકોના આચાર વિચાર સાથે તેનો સંબંધ" આ પુસ્તક તેણે લખી પ્રકટ કીધું. આ પુસ્તકની એક લાખ નકલો યૂરોપ ખંડમાં અને એક લાખ દશ હજાર નકલો અમેરિકા ખંડમાં ખપી ગઇ. અત્રે જણાવવું જોઇએ કે મિસીસ બિસાંટે ઈ. સ. ૧૮૭૩ માં પોતાના ધણી જોડે છુટા છેડા મેળવ્યા હતા. અને હિંદુસ્થાનના ભલાં માટે તે કડક લેખો લખતી હતી, અનેક વિષયોમાં પ્રવિણ અને શાસ્ત્રવેત્તા ડૉ૦ એવ્હેલીંગ જોડે તેને ઈ. સ. ૧૮૭૯ માં મુલાકાત થઇ જેથી તેને ઘણી જાતનું નવું જ્ઞાન મળ્યું. જે બાદ ઈંગ્લાંડના રાજકિય વિષયોમાં તેણે રેડિકલ પક્ષનો સ્વિકાર કર્યો. ૧૮૮૨ માં આઇરીશ લોકો ઉપર પડતા જુલમ વિષે ઘણા સખત લેખો લખ્યા.

૧૮૮૫ માં ગરીબ લોકોની ખરાબ હાલત અને તેઓને મળતા અન્યાય ઉપર ટીકા કરવા પછી ૧૮૮૬ માં તેઓના ભલાં કાજે મીસીસ બિસાંટે "લૉ એન્ડ લીબરટી લીગ" નામની સંસ્થા સ્થાપી.

ઈ. સ. ૧૮૭૫ માં મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઑલકૉટના અગ્રેસરપણાં નીચે ન્યુયૉર્કમાં પ્રથમ 'થીઓ-સૉફીકલ સોસાયટી' સ્થપાઈ તેના ઉપર મીસીસ બીસાંટનું લક્ષ ખેંચાયું. જગજાહેર થએલાં અંગ્રેજી માસિક 'રિવ્યુ ઑફ રિવ્યુઝ' ના સ્થાપક અને નામચીન મી૦ સ્ટેડની મદદથી મેડમ બ્લેવેટસ્કી સાથ મીસીસ બીસાંટની ઓળખ થઈ અને ઇ. સ. ૧૮૮૯ ના મે માસની ૧૦ મીએ મીસીસ બીસાંટે ઉપલી સંસ્થામાં જોડાઇ કાર્યનો આરંભ કીધો. ૧૮૯૧ માં મેડમ બ્લેવેટસ્કીનું મૃત્યુ થતાં મીસીસ બીસાંટે હિંદુસ્થાન ભણી પોતાના પગ લંબાવ્યા અને તે બાદ અત્રેજ મૂકામ કરી એજ સંસ્થાનું કામ તે કરતી રહે છે. તેનું રહેવાનું મૂખ્ય સ્થળ અડીઆર (મદ્રાસમાં) છે. (જુઓ આ જોડે આપેલું ચિત્ર). થીઑસૉફીકલ સોસા-ઇટી તરફ કેટલાકોની વિચીત્ર લાગણી છે અને તે બીના બાજુએ રાખતાં આપણે જોશું કે તેણે આવીને શાં શાં ભલાઈનાં કાર્યો કીધાં છે. હિંદુઓમાં વિધ્યાની પ્રાપ્તી અર્થે અતિ માનનિય ગણાએલું કાશી-ક્ષેત્ર છે કે જ્યાં હિંદુઓને માટે એક વિશ્વવિધ્યાલય (કૉલેજ) સ્થાપવા માટે મીસીસ બિસાંટે પ્રયાસ કીધો હતો અને આજે અમે જે બનારસની હિંદુ સેંટ્રલ કૉલેજના ભવ્ય મકાનનું ચિત્ર આ જોડે આપ્યું છે તે સ્થાપવામાં મીસીસ એની બિસાં-ટજ મૂખ્ય છે એમ મ્હારે કહ્યા વિના ચાલે એમ નથી. વિલાયત ભણી કૉલેજોના સ્થળ તરીકે જેમ 'ઑક્સફર્ડ' માનનિય પદવી ભોગવી છે તેમ શ્રી કાશી ક્ષેત્રને આ પદવી પુનઃઆરોપણ કરવામાં આજ વિદુષી બાઇનો મુખ્ય હાથ હતો. થીઑસૉફીકલ સોસાયટીની કેટલીક કહેવાતી ગેરવર્તણુંકને અંગે આ બાઇના નામને ખરાબ લાગ્યું છે

ને તેથી ઉપલી વિધ્યાલયનો કારભાર બદલાયો છે, છતાં તેને ઉભી કરવામાં જે મહેનત આ બાઇએ લીધી છે તે તરફ નજર કરતાં આપણને તે બાઇના શ્રમ ભુલી જવો અયોગ્ય દેખાય એ અસંભવિત છે. એટલાં માટેજ આ મહારાં ઉદ્દભવેલાં લખાણનો છેડો અત્રે લાવી એટલું ઇચ્છીશું કે થીઓસોફીકલ સોસાઇટીનાં આ પ્રમુખ મિસીસ બિસાંટ જેઓ આ માસની પહેલી તારીખે ૬૬ વર્ષની પૂર્ણાહુતિ બાદ ૬૭ માં વર્ષનું મંગલમય 'પ્રભાત' જોવા પામ્યાં છે તે તેમને યશ અને કિર્તિ આપે. कल्याण भवतु.

---

# ચારિત્રો શું શિખવે છે?

(લખનાર :- મી૦ જે૦ એલ૦ ડી૦ બારભાયા).

"Precept teacheth but example draweth"—"ઉપદેશ શિક્ષણ આપે છે, પરંતુ દ્રષ્ટાંત આકર્ષણ કરે છે. માત્ર નીતિશાસ્ત્રના અધ્યયનથી નીતિમાન થવાતું નથી, તેમ શાસ્ત્રિ નિયમના વાંચનથી માત્ર ફળ મળતું નથી. મનુષ્યના દેહ હૃદયનુ સદ્દવર્તન થવાને માટે નીતિશાસ્ત્રના પવિત્ર નિયમ, જે પુરૂષના જીવનમાં દ્રષ્ટાનીરૂપે અવિર્ભૂત થએલા હોય, તેવા નર રત્નોના ચરિત્રોના અવલોકનની આવશ્યકતા સમાએલી છે. મહાન જનોના ચરિત્રોનું અનુસીતલન કર્યાથી મનુષ્યનુ હૃદય મહાનપણામાં પૂર્ણ થાય છે, અને મહત્વનો દેવભાવ હૃદયના અંતઃસ્થાનમાં વિકાશ પામે છે. મહાન અંગ્રેજ લેખક બેકનના બોલોમાં કહુતો- ઇતિહાસ એ દ્રષ્ટાંત દ્વારાએ બોધ આપનારૂં તત્વ જ્ઞાન છે. એ વાત જોકે સત્ય છે, છતાં મહાન રાજ્યોના સામાન્ય ઇતિહાસ કરતાં પણ પૃથક- પૃથક નર રત્નોના દ્રષ્ટાંત રૂપ ચારિત્રો ઘણું તિવ્ર બોધકારક, અમુર્ત બોધથી બુધ્ધીને સંસ્કાર આપનારા થઇ પડે છે. સદાચારના અધિષ્ઠાન પૂરૂષોતમના સાચિત્રની ગણના અને વર્ણનનું જ્યારે સચોટ દર્શન થાય, ત્યારેજ આપણું અંતઃકરણ ચિત્તક્ષોભ તથા સાનંદાશ્ચર્યથી દેદીપ્યમાન થાય, ધર્મવૃતિના ઉતકર્ષપણાની સત્ય લાગણી પ્રદિપ્ત થાય અને તેમાંજ દેશોન્નતિના સંચારોનું બીજ વવાય.

(લાવણી)

નહિ બ્રાહ્મણ, નહિ ક્ષત્રિય, વૈસ્ય ન શૂદ્ર, આર્ય આપણે તો;
"स्वर्गादपि गरीयसी" જનની, ભરત ભૂમિ બાળક હો!
વીરા જાગી ઉઠો!
અરૂણ ઉદય અજવાળે.
વીરા ગાજી ઉઠો!
ભાનુ પ્રેમ શૌર્યપ્રજ્વાળે! વીરા૦

* * * * * * *

ઉંચ નિતિથી, ઉંચ રીતિથી, શુધ્ધ હૃદય આત્માથી
પ્રકાશતા પરિપુર્ણ સુધાસુ શું તમ પ્રસાઓ? ક્યાંથી?

(હ. હ. ધ્રુવ-કૃત).

# રંગમાં-ભંગ.

લખનાર: "હરમીસ"

( પારસી સંસારી ચાલુ વાર્તા )



**[ગયા પ્રકરણનો ટુંક સાર:**—પારડી તાલુકાના ગામડાનો દેખાવ, તેના અપંગ માલેક તથા તેમની દીકરી દીનુબાઇ, તાડીના દુકાનની વીગત—સાંજનો વખત, એક ઘાએલ થયેલા પુરૂષને ખેડુતો ઉંચકી લાવ્યા તેની સારવાર—તેના કારભારીની આમદ, જહાંગીર અને ભીખાનો ધામો—પ્યારની પજરણ જહાંગીરની માગણી, દીનુનું દામાડોલપણું ભીખાનો ગભરાત, જહાંગીર, પેસુબા અને દીનુબાઇની મસલત—લગનની પરવાનગી—જહાંગીરનો હરખ—અને સઘલાની વમાસણ.]

## પ્રકરણ ૪ થું.

જહાંગીર આગળથી પુર ખીલેલા હરખના બહારની સાથે દીનુ ઘરમાં ગઈ અને સહાજ પડી, એટલે સઘલું કામ ઉલટમાં આવેલા ખીલેલા બદનની જેનમાં ઝડપથી આતોપી નાખ્યુ. સઘળું ઠીક ઠાક કરી દઈ રાતનુ ખાણું સવળાને માટે તૈયાર કરી બધું બરોબર ભીખીની મદદ સાથે વગે સગે કરી પોતાના બાવાજી આગળ રાબેતા પ્રમાણે ગઈ અને થોડીવાર પાસે બેસી એકદમ બાવાજીને પોતાને ગળે લગાડી ઘણાજ વાહાલ સાથે જહાંગીરે કાધેલી પોતાના હાથની માગણીની વાત છેડી. જે સઘલું બન્યુ હતું તથા વાત ચીત થઇ હતી તે વીસ્તારીને કરી. પેસુબા અરધા હરખ, અરધી દલગીરી સાથ વીચાર કરતા કેટલી વાર મુંગા બેસી રહ્યા. તેવણ પોતે જાણતાજ હતા કે કોઈ વાર દીનુને સાસરીઆમાં સીધારવું પડશે. અને પોતાની હીણભાગ્યસ્થીતિ માટે દીનુ તેવણ પાસે પડી રહે એ વિચાર વતીકજ મતલબ્યો હતો પણ તેવા પરીણામની કસ્સી વધુ ફીકર કરવા વગર તેવણે દીનુને પુછ્યું—"દીનુ મને તો જોવા જાવા કસા સાધણ નથી. પણ તાહારી ખાતરી અને રાજી હોય તો પછી મને જરાબી વાંધો નથી જેમાં તું સુખી રહેશે એમ ખાતરી કરીતું મને જણાવશે તેમાજ હું ખુશાલી માની લેવશ. ખોદાની મરજી મને આ હાલતમાં કેટલી વધુ રાખવાની છે તે કોઇને ખબર નથી છતાં મારો વીશવાસુ લખમન મને તો હાલમા પુરતો છે અને હું માહરૂં એકપુરૂં બચ્ચુ સુખી છે એ સાંભલવાનોજ સંતોષ મને મલશે કે ખુદાના શુકર કરીશ. તાહરી બેસતન મા આ વેળા હતે તો એ બધુ જાણવા જોવાની ચીંતા માથી હુ બચતે. તારે ગમે તો આસપાસનાઓના વીચાર લે અને તુને જેમ સારૂ લાગે તે કર."

"પણ બાવાજી હું તમુને કહેતા ભૂલી" દીનુએ જવાબ દીધો "કે જહાંગીરજી તો આ ગામમાજ રહેવાના છે અને મને તમારી આગલથી જરાબી ખસાડવાના સાફ ના પાડે છે. અને મે પણ પહેલાં એમને કહ્યું હતુ જે માહારી મરજીનુ ઘર મલે અને સાથે માહારા બાવાજીબી સચવાય તોજ મારે કરવું જે માટે એઓબી મને હા પાડેછે.—ત્યારે શું એમ સમજતા હતા બાવાજી કે હુ તમને આવી હાલતમા પડતા મુકી ચાલી જવશ. બીજા હજી દશ બાર વરસ પણ વહી જતે તે છતાં બી માહરા વહાલા બાવાજીને એકલા મુકી જતેજ નહી. જ્યારે માબાપની એવી હાલત થાય અને બચ્ચાં તેઓની દરકાર નહી કરે તો દાદારજી કેવો ગુસ્સો કરે અને આપરા માબાપને જરાબી દુખ દઇએ તો આપરા બચ્ચાંઓથીબી તેમજ દુખ ભોગવીએ."

પેસુબા બોલ્યા "પણ દીકરા એમ સમજ કે થોડા મહીના ગયા પછી તાહારા ધણી સાથ જવુંજ પડ્યું તો પછી કોઇને કહેવાઇ શકાય એમ છે?"

"ઘડીભર તેમબી બન્યું તો હુ જ્યાં જાઉં ત્યાં સાથે કાંય નહી લઇ જાતું." દીનુએ જવાબ દીધો "નહી બાવાજી એવું કઇ થશે નહી. માહારી પહેલાથીજ આશા ફળી છે અને જહાંગીરનુ હેત માહારી ઉપર ઘણુંજ છે એવી માહારી ખાતરી કરી રાખીછે. તે કદીબી તમુને દુખ દેશે નહી

અને તમોને છુટા પારશે નહી. તેવનના માયબાપબી નથી અને એકલાજ છે. પછી આપુને ફીકર કાય?"

એટલામાં જાણે શરમાતો હોય તેમ ધીમે ધીમે જહાંગીર આવ્યો, અને દીનુની પહોશમાં બેસી પેસુબાનો હાથ પોતાના હાથમા લઇ દાબ્યો અને તેના ઉપર એક ચુમી લીધી. દીનુથી જહાંગીરજીની હાજરીથી તુરતજ વાકેફ થયેલા પેસુબા બોલ્યા "દીકરા જહાંગીર તું થોડા દીવસ પર અકસમાતથી પડી મારે ત્યાં આવી ઉતારો લીધો અને ત્યારપછી આવા નેક સગનવંતા કામનું મંડાણ થયુ એમાં ખુદરતનો શો ભેદ ભરમ હોશે! કઈ નહી બા એ સઘલું સરજત પણ માહરી દીકરી તમારી બહુજ તારીફ કરેછે. અને તમારી મમતા ઘણી છે. એ સાંભલી મારા દુખમાં મને સુખ જેવું કાંઇ લાગે છે અને ખોદાના શુકર કરૂચ કે તમો બન્ને જન સુખી થાવો. માહારૂં એક પુરૂં બચ્ચું તમારાથી સુખ પામશે તો વધારાના આશીશ માહરી બહેસતન તે જહાનથી નાખશે અને જો વિના કારણે કોઈ દુખ દેશે તો કદીબી તે સુખી થવાનું નથી અને માહરી તેમજ બહેસતનની કદુવાથી એક ઘડી પણ તેને ચેન થશે નહી. હમારી ખાતરી હમારા પરવરદેગાર ઉપરના આખ્ખા ભરૂસા ઉપર હમેશ છે બાકી તમો કેવા છેઓ તે જાણવાની મારી દીકરીએ કનવાર કીધી નથી જેથી હુ માનુછું કે તેની તમારા બોલ ઉપર ખાતરી કરી ચુકી છે."

જહાંગીરે અતિ પ્રેમ દેખાડતા તથા પેસુબાનો બરડો પસવારતા દીલાસો દીધો "બાવાજી તમો એ વીશે દીલગીર જતા સાંભલશો. આવી પરી સમાન ભોલી દીનુ મને મળી છે તે માટે હુ શુકરાના કરૂંછું અને ખાડામાં જઇ પડી ગાયેલ થયા પછી આ સેવટ એ ભાગ્યશાળી બનાવ લેખુ છું. જે ખોદી ગયેલું હતું અને જેથી નાતવાની થઇ હતી તે સઘલી તમારી દીકરી દીનુના મારા હાથ કબુલ રાખવાથી પાછું મળ્યું એમ હું ધારૂ છું. પણ મારી એકજ માંગણી છે તે એજ કે મારા એક ઘણાજ પૈસાદાર સગા કાકા છે. જેવનને હમણા વાત જણાવવા માગતોજ નથી. કારણ કે જો કે મને તેવનની કશી જરૂર નથી પણ છતા તેવનને પહેલાથીજ ગુસ્સો આપવા માગતો નથી. તેવન પાસે હું ગમે તે કરૂ તેની રજા માગવા બંધાયલો નથી છતા આપણા મુરબ્બીઓને માન આપવુજ જોઇએ.

પેસુબા વચ્ચે પુછાયા "હા બા હા એમજ દીકરા આપણું જોઇએ" જહાંગીરે આગળ શરૂ કીધું. "તેવન લગન થવા પછી જાણશે; એટલે પછી કાંઇ વધારે બોલશે નહી અને બોલશે તો મને તેની કાઇ પરવાબી નથી."

પેસુબાએ પુછયું, "પણ જહાંગીર તમારૂ કામ કાજ શું છે. કાંઈ ધંધો કરોછો કે નોકરી"

"હમારા બાપ દાદાના વખતથી હમો ધંધો કરતા આવ્યા છઇએ અને હું પણ એક ગામથી માલ બીજે ગામ તથા ત્યાંથી બીજે ગામને બરનો માલ એમ તેમ મોકલી ખરીદીએ પૈસા તમો મેહરબાનની દુવાથી કુદી કહાડું છું," જહાંગીરે આગળ ચલાવ્યું "માહારા કાકાજી ઘણાજ લક્ષાપતી છે. બીજા કાકાજી ચીનમા છે. અને તેઓને કશાપણ છોકરા નથીજી. માહારા બાવાજીનુ નામ **પેસતનજી** હતું"—આ પછી બીજી ત્રીજી વાત કરી વર વહુ તથા પેસુબા ખાના માટે છુટા પડ્યા.

તે રાત્રે તણે જણે સાથે ખાનું ખાધું અને માંહે માહે એકમેકની સલામતી લીધી. બીબી જે સઘલુ જાણતી હતી તે ભોલુ માલ લઇ જાવ કરતા હસી હસી પડતી હતી. પોતાની બાઇને ખુશાળ જોઈ બીબી બહુજ મગન થઈ રહી હતી.

ખાનું ખાધું—સઘલું ઘરનું બરોબર ગોઠવ ગાઠવ કરી પેસુબાને તેઓના ઓરડામાં સુવાડી—દુકાન વધાવી...... ઈત્યાદી પછી દરેક જણ પોતાને બિછાને ગયા.

દીનુબાઈ પોતાના ઓરડામા સુવા ગઈ. તુરતજ તન બદનની ભારે ખુશાલીમાં પોતાના હવે પછી થનાર ધણીના ખ્યાલમાં નિદ્રાવશ થઈ અને ચમન ચમનના ભારે ખુશાલીથી ઉછળતા મોજનામોજાઓમા વમળ કરતી રહી. જ્યારે બીજી ગમથી જહાંગીર પોતાનાં ઓરડામાં પોતાના નેક નામ ગોઠ્યા સાથે ગુસ ગુસ કરી છુટો થયો હતો તે બીજાનામાં હજારો વીચાર કરતો વમાસણમાં પડ્યો હતો. આ નાતરસ નગુણો એટલો તો દીનુની ખુબસુરતીથી ચકભમ થયો હતો કે પોતે શું કરવા માગે છે તેનુ ભાન વતીક બી ખોદી દેવા જેવી હાલતમા હતો અને પોતાના ઓરડાની બતી બુજાવી હલવે રહીને બારણું ઉઘાડી, ચાલમા ધીમે જઇ લાગી અને ત્યાની પણ ધીમી બતી બુજાવી નાખી કાંઈ આસપાસ જોતો હોય તેમ નજર કરવા લાગ્યો. વફાદાર લખમન જે એક ખુનામાં સુતો સુતો સઘલું જોતો હતો તેને આ દગાખોર શું કરેછે. તે શોધી તજવીજ કરવા બદલ નિરદોષપણે ઉઠી જહાંગીર જે લગભગ દીનુના ઓરડાના બારણા આગળ ગયો હતો ત્યાં આવી, બરડા ઉપર હલવેથી હાથ રાખી પુછયું.

"જહાંગીર શેઠ કાંઈ જોઇતુ છે?"

"ના લખમન મને કશુ જોઇતું નથી. જરા મકુજે મારા માથામાં વધારે દુખાવો થાવે છે. તેથી જરા દીનુબાઇને

વાકેફ કરૂ." જહાંગીરે વાત ઉડાવી જવાબ દીધો "પણ તુ છે એટલે કાંઇ નહી" એમ કહી પાછો પોતાના બીછાને લઇ જવાને લખમનને કહ્યું અને ત્યાં જઇ એમ તેમ લખમનને પછાડા ખાવાડી તેને જવાની રજા આપી. આ ચંડાલ આ વખતસરની ખુદાઇ નડતલથી પોતાની નેમમા ફાવ્યો હતો નહી. તેમ લખમનને ઉડાવી થાપ આપી હતી તેથી મગન થયો પણ બીજી બાજુએ લખમનને ચતપત થઈ હતી અને આ એક વાણોતર ઉપર તેને કાંઇ પહેલાથીજ શક જતો હતો અને વખત જવે તેને વધારે સાવધ રહેવાની નેમ બાંધી અને પોતાના બાઇ શેઠના હકના આ ચગારાઓથી ઠગાય નહી તેની સંભાલ પોતે ગુપચુપ લેવા ધારી હતી, જોકે વખતસરની ચેતવણી દેતા તે એમ ભુલ્યો કે રખે કોઇ ઉપર નાહક શક લઇ જઇ બાઈ શેઠને ફોકત ગભરાવી મારવામાં આવે.

ટુંકમા રાત નિરદોષને માટે ખુશાથી પસાર થઈ અને હલકી ભાવના ઉપર ગરૂન કરનારાઓ એમ તેમ તરફડીઆ મારી સુતા નહી સુતા તેમ ચીંતાતુર પાછા ઉઠ્યા.

બડી બામદાદમાં દીનુબાઇએ સઘલુ સઘનવંતુ કરી નાખ્યું હતુ. તથા પોતાના વહાલાને સીધારતી વખતે મીઠું મોહડુ દહી તેમજ સેવથી કરાવ્યું હતુ. પેલા નામદારો બની થની પોતાના મનના સઘલા હર્ષો સાથે સહુને માત્ર ભેટી પોતાને મકાને જવા બહાર પડ્યા. અને થોડા દીવસમાં પાછા ફરી લગનથી દીનુને ભેડવવાના સ્વપના જોવા લાગ્યા. પેહલી સાકર તપકાની કીયા કરશે, એમ વાત થઇ હતી.

જહાંગીરના જવા પછી દીનુના દીલમા જે સુસ્તી પેદા થઈ હતી તે વીશેના હરખ અને હોંશની વાતનો વીસતાર કરવો એક નાના ચોપનિયા જેટલો સમાવેશ થાય, પણ આ ભલી ગામડીયનનો પતી ઉપરનો પ્યાલજ જે જીંદગીનો સેવટનો સાથીજ હતો, અને કુલ્લે જગતમાહેથી આ એકજ-જીવ ઉપર કુરબાન કુરબાન થઇ હતી. પોતાની પ્રીતી પોતાના હૃદયમાજ સમાવી રહી હતી. કાંઈ ઇતરાજ કે અકરાટ કરવાનુ તે જાણતીજ ન હતી. ન હોતું તેણીની પાસે કોઇ મુબારકબાદી આપનાર, ન તેણીની પાસે તેણીના આવા પ્રસંગ ઉપર ટોંગી ખુશાલીમાં ભાગ લેનાર હતુ. ત્યા કોઇ તેણીની તેમજ તેણીના ધના ધણીની ચાવા ચાવી કરનાર બસ પોટે પોતાના ગામડીઅન પ્યાલમા ખીલતી મનમાજ અખંડ મજાહ માનતી હતી. અને કીરતારનુ નામ મનમાં લેથા કરતી હતી. આ ભલી બાઇને હાલમા હાંજ છોડી જાએ અને વખત અને સમયે સંભાલવા ખાતરે તેઓને હમણા પડતા મેલી પેલા મહેરબાન સાહેબો કયાં પધારીઆ છે. તથા તેઓને કોણ સાથ સંબંધ છે. કાંઇ બુરો રસતો લેવાય તેટલા દુવા ગુજારીયે કે તે કરી મે કારસાજ આ નિરદોષ ગામડીઅન બાપ બેટીને દરેક સંકટમાંથી બચાવે !

## પ્રકરણ પાંચમું.

### પારસી સંગીત કલબ.

મુંબઇની એક કુશાદે જગ્યા ઉપર ઉપલી કલબ જ્યા સંગીતના ઓદા હેથળ તરેહવાર જાતના રંગીત રંગચાલ્યા હતા, ત્યાં પેલા ગામમા કાંઇ નવું જુનું બજાવી આવેલા નેકનામ સાહેબ જહાંગીરજીને પ્રવેશ થતા હાલમાં જોઈશું. કલબની અંદરના દેખાવ વીશે વાચનારને કાંઇ વાકેફ કરવાની જરૂર નથી પણ ત્યાં રમુજના સાધનોનો સાથી બીલીયર્ડ ટેબલ પણ હતી. સંગીત શીખાડનાર ઉસતાદ એકાદ બાંકડા ઉપર અવાચી ખાતો એક પારસી જવાનને સારે–ગમ– શીખાડતો હતો. બીચારો સરગમ શીખતા તે એટલો ઉલટમાં આવી ગયેલો જણાતો હતો કે બસ થોડા વખતમા તો ખાં થઇ જશે—અફસોસ એવા કેટલા જવાનો પહેલા આંફલા શાંફલા બની દોડા દોડ કરી થોડાજ વખતમાં શીખવાનુ પડતું નાખી ધરાઇ જાયછે. બીજી બાજુએ ટેબલ ઉપર બીલીયર્ડની બાજી ચાલતી હતી અને જાણે કેવીક માહાભારત ફતેહ તથા જંગી જીત મેલવવાના હોય તેમ એક " પીકમી અપ "ના સાટાં ઉપર આતુરતાઇથી રમનારા તેમજ જોનારા મોજ મારતા હતા.

જ્યારે બાપીકા વખતમા બાપદાદા દેશપરદેશની આડતના સંબંધમાં રાત સુધી મસલતનો વખત ગુજારી દવ્યવાન બનતા હતા ત્યારે આ તેઓના ચીરંજીવીઓ પાંચ પંદરના પગારની નોકરીમાથી સાંજને છેડે ફારેગ થઇ એકાદ બે આનાની રસાકસી ઉપર કેવોક કીર્તિનો સ્થંભ ઉભો કરનાર હોય તેમ આતુરતાઇથી મંડ્યા હતા. આ ગડબડ ચાલતી હતી તે વેલા જહાંગીર દાખેલ થયો અને તેના બહારના થાય ઉપરથી તેના ગોઠ્યાઓ તુરત ચેતી ગયેલા હતા કે ભાઇને આજે કાંઇ નવી ચસ્કી હાથ લાગી હતી.

તેઓ માહેલો એક બોલ્યો, "કેમ જહાંગીર આજે કાંઈ ખુબ લહેરમા છે. બચ્ચા કાંઇ છકડા પડ્યા ખરા કે અરે આએ માથા ઉપર ધસારો શાનો ? કેમ બચ્ચા કોઇની કોઠરી તો નથી ફાડી આવ્યો ? હમારી તો બા પેહલાથીજ ખાતરી હતી કે કોઇબી દીવસે કાંઇ દોલત કરશે ખરો."

"અરે મુગો મર અને કોણ કોદરી આપતુ હતુ. એતો જરાબહારગામ ગયેલો હતો ત્યા અંધારામાં ખાડામાં પડતા માયામા લાગુ." જહાંગીરે જવાબ દીધો.

"બીજો દોસ્ત–એ એમ નહી કહે તો કેમ કહે કોઇ ચોરી કરી કહેતુ હશે તે" કોઇ કહે? ઠીક છે કે ખાડામા પડયો પણ રખે કોઇને નાખી આવ્યો હોય.

"કેમ બચ્ચા, કમબખ્તી આવીચ કે હમો કહીયે ખોટું અને તાહરી તરફ ખરી." જહાંગીરે ચીરડાઇને જવાબ દીધો.

"નારે બા, હુ કાંઈ તેમ કહેતો નથી. જો તુ પડી ગયો હોય તો ખરેજ હુ દલગીર છુ અને તાહરા દુખમા ભાગ લેઉછું. બાકી તાહારી ચાલ કેવી છે. તે શુ હમો જાણતા નથી. અને તેટલાજ માટે જરા હમોને શક ગયો" પેલો બીજા દોસ્ત બોલ્યો. હયાં સોરાબજી મુનાવાલા બચ્ચે પુરા યો "જો બા તમો બધુ એક બોલોચ તે ખરૂ. પણ જે થવાનુ તે તો થવાનુ. એતો જેવુ જેનુ કર્મ—કર્મ."

"કેમ સોરાબજીબા પાછું તારૂં થીઓસોફીઝમ ચાલ્યુ કે!" જહાંગીર તણાઇને બોલ્યો.

સોરાબજીએ જવાબ દીધો "ભાઇ જહાંગીર, જગતનો કાયદો શરૂઆતથીજ ચાલ્યો છે, અને ચાલશે સરજત તો કપાળે વલગેલી છે. અમો થીઓસોફીસમે શું કીધું"?

"કારણ કે મારે ત્યાં સભાસદ છે અને જ્યારે ત્યારે તેઓની પક્ષનું મારે બોલો છો કે એકાદ બે જણા તે પંથ માં બતલાવે" જહાંગીરે જવાબ દીધો.

"ભાઇ હું ત્યાં સભાસદબી નથી અને તે પંથમાં મોકલવાની મારી ઉમેદબી નથી તથા કોઇને ભલામણ કીધી નથી અને કરીશબી નહી."

સોરાબજીએ જવાબ દીધો "ભાઈ હું તમારે માટે કશુ બોલ્યોજ નથી અને મહારા બોલવાથી તમુને ગુસ્સો જો ઉનપન થયો તો લગાર ખાતરી થાય છે કે બાહેરના દેખાવ કરતાં ભીતર કાંઇ જુદીજ રીતથી કામ કરતુ હોય. જે માણસ બાતેનમાં કાંઇબી અપવાદથી ભરેલો હોય તે હમેશ પોતા માટે ભલુ બોલાવવાનીજ કોશેશ કરે છે. આપ શું એમ સમજેછો કે તમો કરીબી ખામી રહીત છો! શું તમારા અંતઃકરણ ઉપર હાથ મુકી મને ખુલ્લો એકરાર કરી કહેશો કે આપે કશુબી દુનીઆમાં ખોટું કીધુંજ નથી! અને કીધું હોય તોજ તે કર્મના ભાવથીજ થયેલુ, માટે સાધારણ વાત ઉપરથી તમારે પોતાને માટે કશોબી વહેમ લઇ જવો મુનાસેબ્ નથી અને આપ ઉસોફાતમાં આવી જઈ બીજામાં બધી ખોડ ખાપન જેવા તલબગાર થાવો તે આગમજ તમારી પોતાની ભૂલ કેટલી છે તે સુધારવા કોશેશ કરો છો."

જહાંગીરે નીશાસ નાખી જવાબ દીધો "સોરાબજી શેઠ મને દલગીરી લાગે છે કે આપ ચુસ્ત જરથોસ્તી થઈ એવા એબ લગાડનારા ફટવાઓને ચાહી બચાવ કરો છો."

સોરાબજી બોલ્યો "જો એબ લગાડનારા ફટવા તમુને લાગ્યા હોય તો તે તમારી અક્કલનુજ માપ છે અને જો બીજામાં ભલાઈ કીધી હોય એમ અનુમાન માહારાથી સાંભળ્યું હોય તો જરથોસ્તી ધરમની તરીકટ છે. કોઇને માટે ભુંડું બોલવું નહી જો ભુંડુ માલમ પડયું તો તેથી દુર રહેવું કારણ કે આખેરત સઘલું સુધારનાર માલેક છે."

કલબના માલેક કેખસરૂ જેવણ થોડુકના આવ્યા હતા તેઓ બન્નેની વચ્ચે પડયા અને કહ્યું "શેઠો આ રમુજનું મકાન છે ત્યાં કાંઇ ભાશન આપવાની જગ્યા નથી અને ધર્મની કર્મની વાત હમુને સોહતી નથી. તમુને એવી તકરાર કરવી હોય તો બીજી જગ્યા શોધી લેઓ."

સોરાબજીએ ઘણીજ નમનતાઇ સાથ જવાબ આપ્યો, "ના ભાઈ હું એવી તકરાર કરવા માગતોજ નથી પણ એકાદ નસીહતની વાત કરવા માંડી તેટલા જહાંગીરજી ઉસકેરાઇ ગયા અને એક મંડલની ગીબત કરવા લાગ્યા. આપણા જરથોસ્થીની ફરજ છે અને ધર્મની પણ ફરજ છે, કે બીજાઓની તેમજ બીજા ધર્મ વાળાઓની નિંદા ગીબત નહી કરવી."

કેખસરૂ લગાર થડો પડી સોરાબજીને બાજુ લઇ જઇ કહેવા લાગો "કે તમો શું કામ એ નાદાન પોરીઆ સાથી મોહડુ લગાડો છો. એ પોરીઓ દુનિઆમા કાઇ નામ કાઢશે ખરો–"

"હું કર્મને માનુ છું અને આખરે ઇનસાન કોઇથી ન સમજશે તો સરજતથી અને ઠોકરથી સમજશે એમ હું જાણુ છું" સોરાબજીએ વધુ સમજ આપી.

"વારૂ સોરાબજી" જહાંગીરે પુછયું "તમારૂં મંડલ માટે કેવું મત છે. શું તમો થીઓસોફીને વખાણો છો? શું એ મંડલ ને ધીકકારતા નથી!"

સોરાબજીએ જવાબ દીધો "અલબત જેમાં ખુદાઇની તાસીરો મળે તે હું વખાણુંછું પણ મંડલ માટે મને કાંઈ કહેવું નથી કારણ કે મારા એકલા મનથી કોઇને લાસર થવાની નથી.

જહાંગીર તુચ્છકારથી બોલ્યો "શું! જે મંડલમા પરણવાની બધી!"

સોરાબજીએ શાન્તિથી જવાબ દીધો, "ભાઈ જહાંગીર આ તારો અનુભવ જાતે જોયેલો હોય એમ લાગતુ નથી." હુ જેબી કાઇ બોલ્યો તે માંહેલું ત્યા કાઇબી નહી હોય ઘડીભર તેવા ચસકેલા ત્યા બીરાજમાનથી હોય તેથી જેઓ ખુદાઇ માટેનુ જ્ઞાન સોધવાની કોશેશ કરે છે, તેને કશુ નીસબત નથી. એમતો જરથોસ્તીને નામના આસરા હેઠળ કેવી બદમાશી ફરતી કરે તે શુ ન માનવા જોગ વાત છે. તમો પોતે કેવા છો તે કેમ કહેવાય. જ્યા સુધી તમારી બહારની ચાલ ચલન સંભાલોછો, ત્યાં સુધી તમો ભલા કહેવાય છો. જ્યારે કાઇબી બાતેનની એબ ધાકવાનો રસ્તો રહેતો નથી એટલે કર્મ પોતાનુ કામ ખુલ્લુ કરે છે."

જહાંગીર લગાર ચીરડાઇને બોલ્યો "બસ બસ સોરાબજી તમારી પતરાજ તમારી પાસે રાખો. તમો દાખલા દલીલ આપવા કયાથી શીખ્યા એકદમ પરસનાલીતી ઉપર હુમલો કરોછો."

સોરાબજીએ જવાબ દીધો. "હું કાંઇ એવું ચાહતો નથી ખોદા એનુ સારૂંજ કરે અને વખતસરની ચેતવની થવાથી એ દરેક કામમાં સુખી રહે માહારી એવી દુવાછે" અત્યાર પછી જાણે કશું બન્યુજ નહી હોય તેમ સઉ પોતાની તોલકીમાં મજાહ કરી કહેવાક દહાપણના કામમાંથી ફારેગ થયા હોય તેમ મોહાં કરી પોતાને ઘરે ગયા.

હાલમાં બીજાઓ કયા જાયે છે તે સાથે આપણુને કામ નથી પણ આપણા વારતાના નબીરા નેક નામ સાહેબ જહાંગીર પેસતનજી દારૂવાલા કયા પાછા જાય છે તે પાછલ જઇએ.

(અધુરૂં).

---

# "પ્રભાતનું" પતંગીઉં.

———:o:———

લખનાર:—માણેકજી ફરામજી સુનાવાલા

———o———

"પ્રભાત"નો પ્રભાકર પોતાનો પ્રાથમિક પ્રકાશ પવનમાં પ્રસારતો, પરોઢીયાંનાં પંખેરાઓ, પતંગીઆંઓમાં પંથરાઇ, પ્રત્યેક પ્રાણીને પ્રાથનાનો પ્રારંભ પ્રકટાવશે.

પ્રેમ, પ્રિતિનો પ્રવાસ, પોતાના પ્રભાતિયાંથી પોતે પ્રફુલ્લીત, પ્રથમના પ્રતિવચનથી પ્રાસીએ પામી, પવિત્ર પણ પરસ્પર પડઘાથી પંકાશે.

પંડીતાઇ, પ્રતાપ, પ્રવીણતા, પોતપોતાના પ્રવેશ પછી પ્રાતઃકાળ પ્રસંગને પુંજશે.

પહેલાં પ્રણામ પછી, પોતાના પ્રવાસને પ્રતાપથી પ્રસિદ્ધતાએ પમાડશે.

પાપી પુરૂષોને પ્રજા-ધર્મનો પુરેપુરો પાઠ પઢાવી પસ્તાઓ પીછાણી, પોતાની પ્રસન્નતાની પુરવારી પુરી પાડશે.

પરમાર્થી, પ્રામાણીક પેગામ પ્રથમમાંજ પચરંગી પતંગીઆંઓ પૃથ્વીપર પવનવેગે પાંથરશે.

પંચરંગ્યા પતંગીઆંના પ્રણામ "પ્રભાત" ના પ્રભાકરને પુગે!

"અરે મુગો મર અને કોણ કોદરી આપતુ હતુ. એતો જરાબહારગામ ગયેલો હતો ત્યા અંધારામાં ખાડામાં પડતા માથામા લાગ્યુ." જહાંગીરે જવાબ દીધો.

"બીજો દોસ્ત—એ એમ નહી કહે તો કેમ કહે કોઇ ચોરી કરી કહેતુ હશે તે" કોઇ કહે? થીક છે કે ખાડામા પડેલો પણ રખે કોઇને નાખી આવ્યો હોય.

"કેમ બચ્ચા, કમબખ્તી આવીચ કે હમો કહીયે ખોટું અને તાહરી તરફ ખરી." જહાંગીરે ચીરડાઇને જવાબ દીધો.

"નારે બા, હુ કાંઈ તેમ કહેતો નથી. જો તુ પડી ગયો હોય તો ખરેજ હુ દલગીર છુ અને તાહરા દુખમા ભાગ લેઉછું. બાકી તાહારી ચાલ કેવી છે. તે શુ હમો જાણુતા નથી. અને તેટલાજ માટે જરા હમોને શક ગયો" પેલો બીજા દોસ્ત બોલ્યો. હયાં સોરાબજી સુનાવાલા બચ્ચે પુરાયો "જો બા તમો બધુ એક બોલોય તે ખરૂ. પણ જે થવાનુ તે તો થવાનુ. એતો જેવુ જેવુ કર્મ—કર્મ."

"કેમ સોરાબજીબા પાછું તારૂં થીઓસોફીઝમ ચાલ્યુ કે!" જહાંગીર તણાઇને બોલ્યો.

સોરાબજીએ જવાબ દીધો "ભાઇ જહાંગીર, જગતનો કાયદો શરૂઆતથીજ ચાલ્યો છે, અને ચાલશે સરજત તો કપાળે વલગેલી છે. અમો થીઓસોફીસમે શું કીધું"?

"કારણ કે મારે ત્યાં સભાસદ છે અને જ્યારે ત્યારે તેઓની પક્ષનું માટે બોલો છો કે એકાદ બે જણા તે પંથ માં બતલાવે" જહાંગીરે જવાબ દીધો.

"ભાઇ હું ત્યાં સભાસદબી નથી અને તે પંથમાં મોકલવાની મારી ઉમેદબી નથી તથા કોઇને ભલામણ કીધી નથી અને કરીશબી નહી."

સોરાબજીએ જવાબ દીધો "ભાઈ હું તમારે માટે કશુ બોલ્યોજ નથી અને મ્હારા બોલવાથી તમુને ગુસ્સો જો ઉતપન થયો તો લગાર ખાતરી થાય છે કે બાહેરના દેખાવ કરતાં બીતર કાંઇ જુદીજ રીતથી કામ કરતુ હોય. જે માણસ આતેનમાં કાંઇબી અપવાદથી ભરેલો હોય તે હમેશ પોતા માટે ભલુ બોલાવવાનીજ કોશેશ કરે છે. આપ શું એમ સમજોછો કે તમો કશીબી ખામી રહીત છો! શું તમારા અંતઃકરણ ઉપર હાથ મુકી મને ખુલ્લો એકરાર કરી કહેશો કે આપે કશુબી દુનીઆમાં ખોટું કીધુંજ નથી! અને કીધું હોય તોજ તે કર્મના ભાવથીજ થયેલું, માટે સાધારણ વાત ઉપરથી તમારે પોતાને માટે કશોબી વહેમ લઇ જવો મુનાશેબ નથી અને આપ ઉસકેરાતમાં આવી જઈ બીજાનમાં બધી ખોટ ખાપન જેવા તલબગાર થાવો તે આગમજ તમારી પોતાની ભૂલ કેટલી છે તે સુધારવા કોશેશ કરો છો."

જહાંગીરે નીશોસ નાખી જવાબ દીધો "સોરાબજી શેઠ મને દલગીરી લાગે છે કે આપ ચુસ્ત જરથોસ્તી થઈ એવા એબ લગાડનારા ફટવાઓને ચાહી બચાવ કરો છો."

સોરાબજી બોલ્યો "જો એબ લગાડનારા ફટવા તમુને લાગ્યા હોય તો તે તમારી અક્કલનુજ માપ છે અને જો બીજામાં ભલાઈ કીધી હોય એમ અનુમાન માહારાથી સાંભલ્યું હોય તો જરથોસ્તી ધરમની તરીકટ છે. કોઇને માટે ભુંડું બોલવું નહી જો ભુંડુ માલમ પડયું તો તેથી દુર રહેવું કારણ કે આખેરત સઘલું સુધારનાર માલેક છે."

કલબના માલેક કેખસરૂ જેવણ થોડુકના આવ્યા હતા તેઓ બન્નેની વચ્ચે પડયા અને કહ્યું "શેઠો આ રમુજનું મકાન છે ત્યાં કાંઇ ભાશન આપવાની જગ્યા નથી અને ધર્મની કર્મની વાત હમુને જોઇતી નથી. તમુને એવી તકરાર કરવી હોય તો બીજી જગ્યા શોધી લેઓ."

સોરાબજીએ ઘણીજ નમનતાઇ સાથ જવાબ આપ્યો, "ના ભાઈ હું એવી તકરાર કરવા માગતોજ નથી પણ એકાદ નસીહતની વાત કરવા માંડી તેટલા જહાંગીરજી ઉસકેરાઇ ગયા અને એક મંડલની ગીબત કરવા લાગ્યા. આપણા જરથોસ્થીની ફરજ છે અને ધર્મની પણ ફરજ છે, કે બીજાઓની તેમજ બીજા ધર્મ વાળાઓની નિંદા ગીબત નહી કરવી."

કેખસરૂ લગાર ચડો પડી સોરાબજીને બાજુ લઇ જઇ કહેવા લાગો "કે તમો શું કામ એ નાદાન પોરીઆ સાથી મોહડુ લગાડો છો. એ પોરીઓ દુનિઆમા કાંઇ નામ કાઢશે ખરા—"

"હું કર્મને માનુ છું અને આખરે ઇનસાન કોઇથી ન સમજશે તો સરજતથી અને ઠોકરથી સમજશે એમ હું જાણું છું" સોરાબજીએ વધુ સમજ આપી.

"વારૂ સોરાબજી" જહાંગીરે પુછયું "તમારૂં મંડલ માટે કેવું મત છે. શું તમો થીઓસોફીને વખાણો છો? શું એ મંડલ ને ધીક્કારતા નથી!"

સોરાબજીએ જવાબ દીધો "અલબત જેમાં ખુદાઇની તાસીરો મળે તે હું વખાણુંછું પણ મંડલ માટે મને કાંઈ કહેવું નથી કારણ કે મારા એકલા મનથી કોઇને હાસલ થવાની નથી.

જહાંગીર હુચ્કારથી બોલ્યો "શું! જે મંડલમા પરણવાની બધી!"

સોરાબજીએ શાન્તિથી જવાબ દીધો, "ભાઈ જહાંગીર આ તારો અનુભવ જાતે જોયેલો હોય એમ લાગતુ નથી." હુ જેબી કાંઇ બોલ્યો તે માંહેલું ત્યા કાંઇબી નહી હોય ઘડીભર તેવા ચસકેલા ત્યા બીરાદ્દમાનબી હોય તેથી જેઓ ખુદાઇ મારેનુ જ્ઞાન સોધવાની કોશેશ કરે છે, તેને કશુ નીસબત નથી. એમતો જરથોસ્થીને નામના આસરા હેટળ કેવી બદમાશી ફરતી કરે તે શુ ન માનવા જોગ વાત છે. તમો પોતે કેવા છો તે કેમ કહેવાય. જ્યા ચુંધી તમારી બહારની ચાલ ચલન સંભાલોછો, ત્યાં સુધી તમો ભલા કહેવાંય છો. જ્યારે કાઈબી બાતેનની એબ ધાકવાનો રસ્તો રહેતો નથી એટલે કર્મ પોતાનુ કામ ખુલ્લુ કરે છે."

જહાંગીર લગાર ચીરડાઇને બોલ્યો "બસ બસ સોરાબજી તમારી પતરાજ તમારી પાસે રાખો. તમો દાખલા દલીલ આપતા કયાથી શીખ્યા એકદમ પરસનાલીતી ઉપર હુમલો કરોછો."

સોરાબજીએ જવાબ દીધો. "હું કાંઇ એવું ચાહતો નથી ખોદા એનુ સારૂંજ કરે અને વખતસરની ચેતવની થવાથી એ દરેક કામમાં સુખી રહે માહારી એવી દુવાછે" અત્યાર પછી જાણે કશું બન્યુજ નહી હોય તેમ સઉ પોતાની તોલકીમાં મજાહ કરી કહેવાક દહાપણના કામ-માંથી ફારેગ થયા હોય તેમ મોહાં કરી પોતાને ઘરે ગયા.

હાલમાં બીજાઓ કયા જાગે છે તે સાથે આપણુને કામ નથી પણ આપણા વારતાના નબીરા નેક નામ સાહેબ જહાંગીર પેસતનજી દારૂવાલા કયા પાછા જાય છે તે પાછલ જઇએ.

(અધુરૂં).

# પ્રભાત, શારિરીક, રવાનીક અને બૌધ્ધિક.

લખનાર ડૉ. જહાંગોર ખરશેદજી દાજી.

### ૧ શારીરીક પ્રભાત.

રાત પછી દીવસ પડે છે. દીવસની પહેલી શરૂઆત અથવા દીવસ ખોલ્લી રીતે રજુ થવાની અગાઉનો વખત પ્રભાતને નામે પિછાનવામાં આવે છે. પ્રભાતનો વખત બહુ અગતનો અને અર્થ સુચક છે. તેની પહેલી અગત એ છે કે તે દીવસની આગાહી આપે છે. આ આગાહીને જાણે કુદરત આવકાર દેતી હોય અને વધાવી લેતી હોય તેમ પ્રભાતને વખતે કુદરત જાગૃત થઇને ગાજતી દીઠામાં આવે છે. સારી તનદરૂસ્તી અને સારી તબેહનાં માણસો તે વેળા જાગૃત થઇને ખોદાની બંદગી કરે છે અને જેઓની ઉંચ્ચ લાગણી ખીલેલી હોય છે તેઓ કુદરતમાં વ્યાપી રહેલી ખુશાલીના સમાગમમાં આવી આનંદ પામે છે; પ્રાણીઓ જાગૃત થઇને પોતાનો સરોદ હવામાં ફેલાવે છે, અને જ્યાં આગળ બુલબુલ જેવાં સુંદર પક્ષીઓ રહેતાં હોય છે, ત્યાં આગળ તેઓનો સુંદર સરોદ દીલને ખુશ કરે છે; વણસ્પતી જગત પણ જાણે જાગૃત થયલી દિસે છે, અને જ્યાં આગળ સુંદર ઝાડપાન હોય છે ત્યાં આગળ તેઓની લીલોતરીનો સુંદર દેખાવ આંખને તાજગી આપે છે અને ફુલોનો સુંદર ખમસાટ મગજને શાન્તિ બક્ષે છે; ખણીજ પદાર્થ વરીક જાણે જાગૃત થઇને પ્રભાતને આવકાર દેતી હોય તેમ લાગે છે. પહાડ, ડુંગર, સાગર, સરોવર, નદી, નાળાંના સુંદર દેખાવો પ્રભાત વેલા વધુ સુંદર દીશે છે. જેઓ પ્રભાત વેળા સુઇ રહે છે તેઓ જીંદગીની મોટી મોજ ખોહે છે, જેઓ પ્રભાત વેલા દીલ લગાડીને શાન્ત મને બંદગી કરે છે તેઓ જીંદગીની મોટી મોજ ચાખે છે.

### રવાનીક અને બૌધ્ધિક પ્રભાત.

આપણે શારીરીક જાગૃતી ઉપરાંત રવાનીક અને બૌધ્ધિક જાગૃતી માટે સરજ્યા છીએ. રવાનીક જાગૃતીનો સમો જે રવાનીક પ્રભાત તરીકે પીછાણી શકાય તે રવાનીક રોશનીવાલી મોટી જીંદગીની આગાહી આપે છે, જ્યારે બૌધ્ધિક જાગૃતીનો સમો જે બૌધ્ધિક પ્રભાત તરીકે પિછાની શકાય તે અશોઇુધ્ધીની રોશનીવાલી ઉંચ્ચ જીંદગીની આગાહી આપે છે. કમનસીબે ઘણાંઓમાં અત્યાર સુધીક રવાનીક અને બૌધ્ધિક જાગૃતી થયલી નહીં હોવાને લીધે તેઓ એકપુરી શારીરીક જીંદગી ગુજારે છે, એટલુંજ નહીં પણ વળી જે શારીરીક સાનને આધારે અઘટીત અભીમાન ખીલવી, ધાર્મીક રીવાજ અને તરીકતનો તુચ્છકાર કરી, ધાર્મીક જીંદગી અને વિચારનો ઇનકાર કરી, તેઓ પોતાની બૌધ્ધિક જાગૃતી થતી અટકાવે છે. જેઓની બૌધ્ધિક જાગૃતી થયલી હોય છે, તેઓ શારીરીક જીંદગીની જોડે જોડે બૌધ્ધિક જીંદગી ગુજારે છે, અને ઉંચ્ચ જીંદગીની રોશણી વડે દુન્યાઇ જીંદગીને સીધી વલણ આપીને ઉંચ્ચ પ્રકારની બનાવે છે. એ રીતે તેઓ ખરની જીંદગી ગુજારે છે કે જે મધની શારીરીક જીંદગી બૌધ્ધિક જીંદગીની સંગત વડે વિચારવંત અને અશો પ્રકારની બને છે, વખત જતાં રવાનીક જાગૃતી જોડાય છે, જ્યારે માનવી ત્રમણી જીંદગી ગુજારે છે, જે મધની મોટી રવાનીક જીંદગી પણ નાની શારીરીક જીંદગીની માફક ઉંચ્ચ બૌધ્ધિક જીંદગીની સંગત વડે ઉંચ્ચ પ્રકારની બને છે.

### રવાનીક જાગૃતી અગાઉ બૌધ્ધિક જાગૃતી થવી જોઇયે.

કુદરતને કાયદે રવાનીક જાગૃતી અગાઉ બૌધ્ધિક જાગૃતી થાય છે, અને ઉંચ્ચ જીંદગીની સંગત વડે શારીરીક જીંદગી ચોકસ દરજ્જે સ્વચ્છ અને સીધ્ધ થવા પછી રવાનીક જાગૃતી થાય છે. કમનસીબે કોઇક વેલા ચોકસ પ્રકારની શારીરીક નબલાઇને લીધે બૌધ્ધિક જાગૃતી થવા અગાઉ રવાનીક જાગૃતી થાય છે. અને તેવા બનાવને નબલાઇ તરીકે સ્વીકારી તેનો ઘટતો ઉપાય કરવાની જગા એક વખતની રવાનીક જાગૃતીને અનઘટતી રીતે ખીલવવામાં આવે છે. તેમજ કોઇક વેલા મીનોઇ વૃધ્ધીની દોડાદોડીમાં બૌધ્ધિક જાગૃતી કરીને ઉંચ્ચ જીંદગી ગુજારવાની જગાએ રવાનીક જાગૃતી કરીને રવાનીક શકતિઓ કવખતે ઉશ્કેરીને પ્રગટ કરવામાં આવે છે, એ રીતે કવખતે પ્રગટ થયલી શકતિઓનો અસ્વચ્છ શારીરીક જીંદગીની સંગતમાં ગેરઉપોગ થાય છે, અને તેમ થવાથી લાભ થવાની જગાએ નુકશાન થાય છે.

### પિછાન અને સાહુચેતી.

ત્યારે આપણે રવાનીક પ્રભાત અને બૌધ્ધિક પ્રભાતની પિછાન કરવી જોઇયે છે, અને રવાનીક જાગૃતી કવખતે ઉશ્કેરવાથી સાહુચેત રેહી, બૌધ્ધિક જાગૃતી ઉપર ધ્યાન

આપી, નાની શારીરીક જીંદગીની સાથે ઉચ્ચ બૌધ્ધિક જીંદગીનું જોડાણ કરવું જોઇયે છે; અને તેની સંગત વડે વિચાર સિધ્ધ થાય, લાગણી સ્વચ્છ થાય, અને ખાસીયત ઉચ્ચ પ્રકારની બને, ત્યા તુલીક સ્વાનીક પ્રભાતને અઘટીત આવકાર દેઇ, તે પ્રભાત વેળા નીપજતી ખુશાલીને આનંદ સમજી, બૌધ્ધિક જીંદગી પૂરતી ખીલવ્યા અગાઉ, સ્વાનીક જીંદગી અઘટીત પ્રમાણમાં ખીલવવાની ભુલથી પરહેજ રહેવું જોઇયે છે. એટલા માટે આપણે સ્વાનીક પ્રભાત અને તે પ્રભાત વેળા રજુ થતી ખુશાલીનું ખાસ લક્ષણ શું છે, તેમજ બૌધ્ધિક પ્રભાત અને તે પ્રભાત વેળા રજુ થતી ખુશાલીનું ખાસ લક્ષણ શું છે, તે એવી સ્પષ્ટ રીતે સમજવું જોઇયે છે, કે એકની જગાએ બીજાને સમજવાની ભુલ નહીં થવા પામે.

### ખાસ લક્ષણ.

સ્વાનીક પ્રભાતનું ખાસ લક્ષણ શક્તિ છે, અને તેની ખુશાલીનું ખાસ લક્ષણ શુક્ષમ સ્વાર્થ સાથે જોડાયલો મનનો સંતોષ છે; બૌધ્ધિક પ્રભાતનું ખાસ લક્ષણ ભલાઇ છે અને તેની ખુશાલીનું ખાસ લક્ષણ પરમાર્થ સાથે જોડાયલો અંતઃકરણનો સંતોશ છે. શુક્ષમ સ્વાર્થ શરૂઆતમાં દેખીતો રજુ થવાની જગાએ અનદીઠ રૂપે અથવા પરદા પછવાડે છુપાઇને રજુ થાય છે, એટલે તેને સારી નિષ્ટાનાં માણસો, ભુલાવામાં પડીને, ખીલવે છે. શુક્ષમ સ્વાર્થ મોટે ભાગે કામ, ક્રોધ, અથવા લોભ ને રૂપે નહીં, પણ અહંકાર, અભીમાન અથવા ગર્વને રૂપે રજુ થાય છે. ગર્વના દુરગુણને કવી 'અમીરી મગજોની છેલ્લી નબલાઇ' (The last infirmity of noble minds) તરીકે ઓળખાવે છે, તે બરહક છે. મીનાઈ જીંદગીમાં આગળ વધવા પછી જેઓ પાછળ હઠે છે તેઓ મોટે ભાગે ગર્વને માટે હઠે છે. પણ કોઇક વેલા 'કામ' સ્વચ્છ પ્રીતીના સાહયા તલે અને 'ક્રોધ' ઇનસાફી કાલજીના સાહયા તલે છુપાઇને ટક મલવે ખાડામાં ઉતારે છે. આ કારણને લીધે એક જાણ ભેદુ કહે છે કે 'જે કોઇ સ્વાની શક્તિઓ અણઘટતા પ્રમાણમાં ખીલવે તેની કમબખતી લાગેલી સમજવી' (Woe to the man who unduly develops his psychic faculties.)

### સ્વાનીક જીંદગીની એકપુરી સલામતી.

સ્વાનીક જીંદગીની એકપુરી સલામતી બૌધ્ધિક જીંદગી ગુજારીને લાગણી સ્વચ્છ કરી, વિચાર સુધ્ધ કરી, ખાસીયત ઉચ્ચ પ્રકારની બનાવવામાંજ સમાયલી છે. કવી કહે છે કે 'માનવીની બે મોટી જરૂરીયાત છે, એક શક્તિની અને બીજી ભલાઇની, અને આ બે મધેની બીજી જરૂરીયાત વધારે અગતની છે'. શક્તિની જરૂર છે ખરી, પણ શક્તિ બે ધારી તલવાર છે, કે જેનો સદ-ઉપયોગ જેમ લાભ કરે છે, તેમ ગેર-ઉપયોગ વડે નુકશાન થાય છે. ત્યારે તલવારને વધારે ચાંધારી બનાવવા અગાઉ તેનો સદ-ઉપયોગ થવા પામે અને ગેર-ઉપયોગ થવા નહીં પામે તેની જામીનગીરી ઉભી કરવાની જરૂર છે, અને તેવી જામીન-ગીરી બૌધ્ધિક જીંદગી પુરતો વખત, જોઇતી ખંતથી, ગુજારવે ઉભી થાય છે. એટલા માટે આપણે હાલ તુરત બૌધ્ધિક પ્રભાતનેજ આવકારદાયક ગણવો જોઇયે છે, સ્વાનીક પ્રભાતને આવકારદાયક ગણવો જોઇતો નથી; નેક વિચાર વાચા-કાર્ય વડે ભલાઇ ખીલવવી જોઇયે છે, એક અથવા બીજા પ્રયોગ વડે કવખતે અને અઘટીત દરજ્જે અદ્દભુત શકતી ખીલવવાની વાત બાજુએ મુકવી જોઇયે છે.

(અધુરૂં)

## પ્રભાત

### હરિગીત છંદ.

**પ્રભાત** કેરો ઉદય નિરખિ, હૃદય મમ રળિયાત છે,
**પ્રભાત**ના ઉદય જ સંગે; ઉદય પણ મુજ થાય છે,
દ્રષ્ટી ચોમેર ફેંકતા, પ્રકાશ દિવ્ય જણાય છે,
દિવ્યાકૃતિ મનહરણી મૂર્તિ; પ્રકટ **પ્રભાત** થાય છે.
**પ્રભાત**ના પ્રકાશ પાસે, તિમિર દૂર થઈ જાય છે,
**પ્રભાત**ના નિત્યે સ્મરણથી; મન પ્રસન્ન બહુ થાય છે.
વન રહેતી જીવન મૃગલી, જગજીવન અતિ ચહાયછે.
પણ દયા લાવી લહેંકતી; વળી સુખ ગણતિ થાય છે.

મનહર

# જીજ્ઞાસુ મુસાફર.



**લખનાર:—મી. ભગવાનદાસ વિઠલદાસ**

સૂર્ય નારાયણ પૂર્વ દિશામાં પોતાના રથમાંથી આછાં સોનેરી કીરણો જગત ઉપર પ્રસરાવતો હતો. અંધકાર સપાટાબંધ નાશ પામતો હતો. તારાઓ ધીમે ધીમે પોતાનું તેજ સૂર્યના કીરણો સમક્ષ ઓછું કરતા હતા. જગતના પ્રાણીઓમાં કાંઇ નવીન જાતની સ્ફુરતા પ્રકટતી હતી. આકાશમાં કોઇ કોઇ સ્થળે રંગ બેરંગીન વાદળાં છુટાં છવાયાં નજરે પડતાં હતાં. શીતળ, મધુર પવન આનંદમય વાતો હતો. પક્ષીઓ ધીમે ધીમે પોતાના માળા છોડતાં હતાં. તેઓએ પોતાના સુસ્વરથી સૂર્ય-નારાયણના રથને વધાવી લેવાનું શરૂ કર્યું હતું. રથ બે પૈડાંનો હતો. સાત તેજસ્વી મિથીત રંગના ઘોડાઓ તે રથને પવન કરતાં પણ વધારે વેગથી ખેંચતા હતા. રથ જેમ જેમ આગળ વધવા લાગ્યો, તેમ તેમ પક્ષીઓ પણ પોતાના ઉધ્યમે વળગવા લાગ્યાં. An early bird catches the worm ની કહેવત પ્રમાણે વહેલો તે ...હેલો થતો હતો. ઝાડો નવાં કુમળાં ફુટેલાં પાંદડાંથી ...લિત દેખાતાં હતાં ખીલતી કળીઓ ઝરમર ઝરમર ...સતા વરસાદને આવકાર દેતી હતી. તાજાં જન્મેલાં ...ળકને જાણે કુદરત સ્તનપાન કરાવતી હોય, એવો ...ભાસ થતો હતો. જમીન તાજા ઉગેલા ઘાસથી લીલી મખમલના ગાલીચા માફક આંખને સતેજ બનાવતી હતી. વચમાં કોઇ કોઈ ઠેકાણે રંગ બેરંગીન ફુલો કુદરતના ગાલીચાની શોભામાં વધારો કરતા હતા. આ સમયે એક તરૂણ વયનો મુસાફર એક પથરા ઉપર બેઠો બેઠો કુદરતની રચના નીહાળતો અને વિચારમાં એકદમ લીન બની ગયો હતો. ઉગતા સૂર્યના કિરણો તેના મુગ્ધ આકાશમાં કાંઇ નવોજ પ્રકાશ પાડી રહ્યાં હતાં. લાલ સોનેરી રંગ આકાશમાં નીહાળતો હતો. વળી તે સાથે આકાશનો સ્વચ્છ ભુરો રંગ પણ તેનાં મન પર અસર કરી રહ્યો હતો. તેને ઉપરના રંગો જોતાં નીચેની લીટી યાદ આવી:—

> લાલ પીળો ને વાદળી મૂળ રંગ કહેવાય
> બાકીના બીજા બધા મેળવણીથી થાય.

આ વિચાર કરતાં કરતાં તેને Vibgyor શબ્દ યાદ આવ્યો, અને તેમાંના Violet, Indigo, Blue, Green, Yellow, Orange અને Red આ સાત રંગો વિષે ભાન થયું અને ઉપલા સાત રંગો એણે પ્રત્યક્ષ કુદરતમાં અનુભવ્યા. તેને એમ લાગ્યું કે શું માણસ જાતે આ કુદરતનાજ રંગોની નકલ કીધી છે! વળી તે વખતે તેને ધનૂપ બાણ (Rain-bow) ના રંગો પણ યાદ આવ્યા. અને એમાં પણ રંગો સાતજ છે, એમ ખાત્રી થઇ. તે થવાની સાથે રંગોની સંખ્યા સાતનીજ કેમ હશે એ સવાલ ઉભો થયો. એમ થવાની સાથેજ એમ લાગ્યું કે અઠવાડીઆના જુદા જુદા દીવસો પણ સાતજ છે. હવે આ સાતનો આંકડો એવો પવિત્ર છે કે જ્યાં જ્યાં આપણે નજર કરીયે, ત્યાંત્યાં સર્વે ઠેકાણે, આપણને સાતની સંખ્યા નજરે પડે છે. Solid, Liquid, Gaseous, અને ચાર જાતના Ether એ પણ સાતની સંખ્યાજ થઇ. લોક પણ સાતજ છે, જેવાકે ભુર, ભુવર, સ્વર, મહર, જન, તપ અને બ્રહ્મ લોક. પાતાળ પણ સાત છે—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, બુદ્ધિ અને આત્મા. શરીરના કોષો પણ સાત છે. અન્નમય, પ્રાણમય, મનોમય, જ્ઞાનમય, વિજ્ઞાનમય, આનંદમય, અને હિરણ્યમય. મૂખ્ય ઋષિઓ પણ સપ્તઋષિને નામે ઓળખાય છે. પૃથ્વિના દ્વિપો પણ સપ્ત દ્વિપને નામે પ્રખ્યાત છે. અને એવીજ રીતે આ જગતની અંદર સાતનો આંકડો પવિત્ર ગણાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે સૂર્યના રથના તેજસ્વી ઘોડાઓની સંખ્યા પણ આજ કારણને લીધે સાતની અનૂમાન બાંધી હશે, કે જેથી મનૂષ્ય જાતીને તે રથના ચિત્ર ઉપરથી પણ જ્ઞાન થાય. એ સાતની ઉત્પતિ, ત્રણમાંથી થઇ, અને ત્રણની ઉત્પતિ, એકમાંથી થઇ. અને જ્યારે એ સાતનો લય થાય છે ત્યારે પાછો એકમાંજ થાય છે. સૂર્યના કિરણો સાત રંગના હોય છે, અને તે ભેગા થવાથી સફેત પ્રકાશ પડે છે.

હવે આપણે પેલા મુસાફરના વિચારો તરફ પાછા ફરશું. તેને સર્વે ઠેકાણે કુદરતમાં કાંઇ નવો જુસ્સો જોયો. પક્ષીઓમાં, ઝાડપાનમાં, અને વળી મનૂષ્ય જાતમાં પણ આ સમયે કાંઇ નવો જુસ્સો આવે છે. દાક્ટરોને પણ માંદા માણસની સ્થિતિ આ વખતે સારી લાગે છે, મૃત્યુનું પ્રમાણ પણ આ વખતે કમી હોય છે. સરજનાર ઈશ્વરની પ્રાર્થના પણ મનૂષ્ય જાત આ વખતે કરે છે. દેવાલયના ઘંટનો સ્વર પણ આ વખતે સંભળાય છે.

ગામડામાં અનાજ દળવાની ઘંટીનો આવાજ પણ આ વખતે સંભળાય છે. અને સર્વ સ્થળે આ વખતે કાંઇ અજાયબ જેવી જાગૃતિ આવે છે. શું મનૂષ્ય જાતને આ વખત, તેના ઇશ્વરનું ભાન નથી કરાવતો? આવે વખતે ઈશ્વરમાં નહિ માનનાર માણસને પણ કુદરત પોતાનું ખરૂં સ્વરૂપ દેખાડે છે. આગલા વખતના, તેમજ આ સમયના મહાન પૂરૂષો પણ પોતાના નિયમીત કર્મો આજ સમયે કરે છે.

વિચારોમાં લીન બનેલો પેલો મુસાફર એક ગાંડા માણસની માફક ઉઠયો, અને નવા સ્ફુરેલા જોશમાં આગળ વધ્યો. આગળ વધતાં વધતાં એક નાની નદીએ તેનો પ્રયાસ થોભાવ્યો. એકાએક તે થોભ્યો અને જુએ છે તો પોતાને નદીના કીનારા આગળ આવી લાગેલો જોયો. સામે દ્રષ્ટી કરે છે તો, નદીની પેલે પાર સુકાયલાં ઝાડનાં પાંદડાંની એક નાની ઝુંપડી અથવા પર્ણકુટી નજરે પડી. નદી મંદ મંદ વહેતી હતી. પાણી સ્વચ્છ હતું. કીનારો રૂપેરી રંગની રેતીવાળો હતો. કોઇ કોઇ ઠેકાણે પક્ષીઓ પોતાની ચાંચથી નિર્મળ જળનું પાન કરતાં હતાં, કોઇ કોઇ ઠેકાણે ચોપગાં જનાવરો લીલા ઘાસનો ચારો કરીને પોતાની તૃષા છીપાવતા હતા. આ જોઇને આપણા મુસાફરને પણ ભુખનું ને તરસનું ભાન થયું. એ મન કામના તૃપ્ત કરવા સામેની પર્ણકુટીમાં જવાનો વિચાર આવ્યો. સામે પાર જવાને નદી ઓળંગ્યા સિવાય જવાય તેમ ન હતું. નદીનું જળ શિથીલ અને શાંત વહેતું હતું. પહેરેલાં કપડાં નદીની રેતીમાં સ્વચ્છ પાણીથી ધોઇને કીનારે સુકાવા નાંખ્યાં, અને પછી શરીરની શુદ્ધિ માટે નદીના જળમાં ન્હાવા બેઠો. ન્હાતાં, ન્હાતાં, પવનની લ્હેરોથી નદીમાં થતાં તરંગોને જોઇને, તે તરંગોને પોતાના મનના વિચારો સાથે સરખાવવા લાગ્યો. આહા! આ મંદ મંદ વાતો પવન, નદીના પાણીમાં ધીમા તરંગો લાવીને, સઘળો તરતો કચરો કીનારા ઉપર ખસેડી કાઢે છે. શું એવીજ રીતે આ એકાંત પણ રમણીય સ્થળના આંદોલનોએ (vibrations) મારાં મનના કચરા રૂપિ કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ વિષયોને આ સ્થળની બીજી બાજુના પ્રદેશમાં ફેંકી દીધા હશે! આ નદીના તરંગોને ઉપજાવનાર મંદ મંદ વાતો મધુર પવન છે, તેમ આ મુસાફરના તરંગોને પેદા કરનાર કોઇ મહાન પુરૂષની શકિતવાળા પવિત્ર વિચારો કેમ નહિ હોય? આ નદીમાંનો કચરો, બીજા કચરા સાથે મળીને ખાતર રૂપ બનીને તેમાંથી સુંદર વનસ્પતી પેદા થાય છે તેવીજ રીતે આ મુસાફરના મનને આ વખતે ઉપયોગી નહિ થઇ પડે એવા વિચારો એ મુસાફરથી ઉતરતી સ્થીતીના પણ ઉન્નતિ ક્રમના માર્ગે જનારા માણસોને ઉપયોગી થઇ પડતા કેમ નહિં હોય? અને વળી તેવાજ માણસોમાંથી વાલ્મીક અને વિશ્વામિત્ર ઋષિ જેવાં રત્નો પેદા કેમ નહિ થતાં હોય? વાંચનાર! કુદરત એ એક ઉઘાડી ચોપડી છે અને જેટલું કુદરત આપણને શિખવે છે, તેના કરતાં વધારે કોણ શિખવી શકે એમ છે? માણસ જાત શિખે છે અને ભૂલી જાય છે, પણ કુદરત માણસ જાતને ફરી ફરીને શિખવે છે. મહેતાજી નિશાળમાં બાળકના પહેલા એક બે ગૂન્હાને માફ કરે છે તેમ જગત પણ કુદરતની એક નિશાળ છે અને તે નિશાળમાં બાળક-જીવોના એક બે પહેલા ગૂન્હાઓને કુદરત પોતાનાં દયાળુ પણે ક્ષમા બક્ષે છે. બાળક-જીવ ફરી એવોજ ગૂન્હો કરે છે. કરતી વખતે અંતરના હૃદયના અવાજથી એમ નહિ કરવાને ચેતવે છે, છતાં જો કરે છે તો થોડી ઘણી શિક્ષા રૂપી દુ:ખનુ પરિણામ આવે છે; છતાં જો ફરીવાર એવોજ ગુન્હો કરે છે તો તે વધારે શિક્ષાને પાત્ર થાય છે, અને વધારે દુ:ખ પ્રાપ્ત કરે છે. હવે એવી શિક્ષાને, એવા દુ:ખને, કયો વિચારવાળો માણસ દુ:ખ ગણે અને તે દુ:ખને સારૂ કુદરતને નિંદે? મહેતાજી શિક્ષા કરે તો બાળકના ફાયદાને માટેજ, કે જેથી તે બાળક સૂધરે અને તે શિક્ષા પણ ધ્યાનની લાગણીથીજ; તો તેવીજ રીતે કુદરત પણ માણસ જાતના ઉન્નતિક્રમ માટેજ દયા ભાવથી દુ:ખ-રૂપી શિક્ષા આપે છે, અને એ દુ:ખ, દુ:ખ નથી પણ ભવિષ્યના સુખનું પ્રભાત છે.

આવા વિચારોમાં આપણો મુસાફર નદીના જળની સ્તુતી કરતાં બોલ્યો હે ઓ જળના દેવ તમે કે જે આ જળને સ્વચ્છ બનાવો છો તે તમો આ તમારા સ્વચ્છ કરેલાં જળથી મારાં ઉન્નતિ ક્રમમાં મદદ કરો, મારા સ્થુલ શરીરને સ્વચ્છ કરવામાં, મારાં કામ-શરીરને (Desire body) ને પવિત્ર કરવામાં, અને મારાં મનના વિચારોને નિર્મળ બનાવવામાં મદદ કરો. આવો સંકલ્પ કરીને તે મુસાફરે ત્રણ વખત સૂર્યને નમસ્કાર કરીને નહાવાનું શરૂ કર્યું. સુકવેલાં કપડાં તરફ નજર કરી તો તે તદ્દન સ્વચ્છ સફેત દીઠાં. મનમાં આશ્ચર્ય પામ્યો કે જે કપડાંને સાબુથી ધોવાથી આટલાં સ્વચ્છ નથી થતાં તેને શું આ રેતીએ અને પાણીએ આટલાં સ્વચ્છ બનાવ્યાં! કુદરત તારા ફાયદા ઘણાજ મુલ છે. સુકાયલાં કપડાં પહેરી ફરી સુર્યને નમસ્કાર કરી પર્ણકુટી તરફ વિચારમાં તે આગળ વધ્યો. પર્ણકુટી નજીક ને નજીક આવતી જાય છે. રસ્તામાં નાના ને મોટાં ઝાડો પાકેલાં ફળોથી લચી રહેલાં

નજરે પડતાં હતાં અને સુચવતાં હતાં કે એ મનુષ્ય જેમ, હમે ફળો આવવાથી વધારે લચી પડીએ છિએ તેમ તું પણ દુનિયામાં પૈસો, માન અને એવી બીજી સુખની ચીજો મળવાથી વધારે ને વધારે નમ્ર થજે અને એજ નમ્રતાઇ ( Humility ) તારૂં ભુપણ છે. કોઇ કોઇ સ્થળે પાકેલાં ફળો જમીન ઉપર પડેલાં નજરે પડતાં હતાં, જેમને જોતાં મનમાં વિચાર આવ્યો કે આવાં સારાં પાકેલાં ફળો શું આ સ્થળે નકામા થઈ પડ્યા હશે, કે શું આ સ્થળે માણસનો રહેવાસ નહિં હોય? કારણ કે જો રહેવાસ હોય તો આવાં ફળો આમ રઝળતાં ન રહે. વળી વિચાર આવ્યો કે શું આ ફળો જેવાં દેખાય છે તેવાં ખાવામાં નુકસાનકારક હશે ? આ વિચારો સાથે એના ગાત્રો ભૂખથી નરમ થતાં હતાં. ધીરે ધીરે ફળોને જોઇને ભૂખ વધારે તિવ્ર થઇ. અને મુસાફરને તે ફળો ખાવાનું મન થયું. નીચો વળીને ફળ ઉંચકવા જાય છે કે તરતજ લચી રહેલાં ઝાડોના પાંદડાંમાંથી ફુંકાતા પવને (rustling noise) આવાજ કીધો, તે સાથે ઝાડોના આમ તેમ સરતા પડછાયાથી તેને તે ફળો ઉચકતાં ધાસ્તી લાગી. મનમાં વિચાર આવ્યો કે શું આ ઝાડો મને ફળ ઉંચકતાં અટકાવે છે. મધ્યાનનો સમય હતો છતાં આપણા મુસાફરને એમજ લાગ્યું કે ખચ્ચીત આ ઝાડમાં વસતાં વનચરો ( Nature spirits ) મને ફળ ઉચકતાં કેમ અટકાવે છે. જો હું આ ફળો ખાઇશ તો એમાં કાંઇ ખોટું છે ? હા ખોટું ખરૂંજ તારે માટે તે ખોટુંજ થશે કારણ કે એક તો તેં સામે પર્ણકુટિ જોઇ છે, અને એ પર્ણકુટી છે તો ત્યાં કોઇ વસતું હશેજ ને જો કોઇ હોય તો ખચ્ચીતજ આ ઝાડોનો ને ફળોનો તે માલીક હોવોજ જોઇયે અને જો તું તે માલીકની રજા વગર ખાઇશ તો તું ચોરીનો અપરાધી થઇશ. સાધારણ માણસો આવા કામને ચોરી નથી ગણતાં પણ વાંચનાર વિચાર કરીજો કે અપરાધ દરેક માણસને સારૂં જુદી જુદી પ્રકારનો બને છે.

એક માણસનુ ટોળું બીજા માણસના ટોળાં ઉપર હુમલો કરે તો તે ગુન્હો ગણાય છે. પણ તેજ ટોળું પોતાના ઉપરીની દેખરેખ હેઠળના ટોળાં ઉપર હુમલો કરે તો તે ગુન્હો નથી ગણાતો.

એક જંગલી માણસ કે જે માણુસ જાતના શરીરના ભક્ષ ઉપર જીવે છે તે જો પશુ પક્ષીનો વધ કરે તો તે પશુ પક્ષીનો વધ તે જંગલી માણસને સારૂ તેનો ધર્મ ગણાય છે. પણ જો સાધારણ માણસ કે જેને ખાવાને ઇશ્વરે પુરતું અન્ન પેદા કીધું છે તેવો માણસ જો પશુ પક્ષીનો પોતાના આહારને સારૂ વધ કરે તો તે સાધારણ માણસને સારૂ અપરાધ થઈ પડે છે.

અન્નાજ ખાવું એ આપણો ધર્મ છે પણ આપણાથી ઉચ્ચ પદ્ધતિના માણસો ( રૂષિઓ ) ને માટે ફળ અને કંદ મૂળ ખાવા એ તેમનો ધર્મ છે અને અનાજ ખાવું એ તેમને માટે અધર્મ છે.

ઉપલા દાખલાથી વાંચનાર વિચાર કરી જો કે જે ચીજ એક માણસને સારૂ ધર્મ છે તેજ ચીજ બીજા માણસને સારૂ અધર્મ થઈ પડે છે. એને માટેજ દરેક માણસનો ધર્મ જુદો છે તે આવા આવા અનેક દાખલાઓ પુરવાર કરી આપે છે. One's meat is another's food એ કહેવત પણ આને અનુસરતીજ છે. અને તે મુજબજ આપણા મુસાફરને જમીનપર પડેલાં ફળો ખાવાં એ અધર્મ ગણી શકાય.

લોભ, મોહ, મત્સરાદિ વિષયો સાધારણ માણસને સારૂ અધર્મ ગણાય, પણ જો તદન બાળક-જીવ કે જેણે દુનિયાનો ઘણો અનુભવ લીધો નથી તેવા જીવોને સારૂ તેજ વિષયો તેમના ઉન્નતિક્રમના માર્ગમાં મદદ કર્તા થઇ પડે છે અને માટેજ તેમને સારૂ ધર્મ ગણાય છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

સ્વધર્મે નિધનં શ્રેય પરધર્મો ભયા વહઃ

માણસને પોતાનો ધર્મજ સૂખરૂપ છે, પણ પારકાનો ધર્મ ભય રૂપ છે. દરેક માણસનો ધર્મ જુદો છે.

ઉપલા મુસાફરને ફળો ખાતાં આ સ્થળે કેમ વાંધો લાગ્યો હશે? જો એજ મુસાફર સાધારણ સ્થળે હોત તો જરૂર સંકોચ વિના આવાં ફળોનું ભક્ષણ કરત. પણ આ સવાલનો જવાબ ફક્ત પવિત્ર સ્થળના, મહાન પુરૂષોના સદવિચારોના આંદોલનો (vibrations) શિવાય બીજું કાંઈ નથી. મુસાફરે ફળોને એમ ને એમ જમીન પર રહેવા દીધાં, ભૂખના ઉપર સ્થીર મનથી કાબુ રાખ્યો અને આગળ વધ્યો.

( અપુર્ણ. )

# બેહમન અમેશાસ્પંદ
# તેમની અક્કલ અને તેમની દયા

અને

## અશો જરથોસ્ત સાથનો તેમનો સંબંધ.

લખનાર:—મી. ફરેદુન કે. દાદાચાનજી. બીએ. એલએલ. બી. સોલીસીટર.

બેહમન અમેશાસપંદ કોણ છે તેની આજે આપણ ઓળખાણ કરીશું. તે મહાન બુધી ધરાવનાર બેહમન અમેશાસપંદ ખુદ, આપણા અષો રમજગો, ધર્મગુરૂ સ્પીતમાન જરથોસ્ત ને દીનનો રસ્તો દેખાડયો હતો, એ એમને લગતી સર્વથી જાણવાજોગ બીના ધ્યાનમાં રાખવી જોઇએ. હવે આપણા પવિત્ર ધર્મ પ્રમાણે પાક અહુરમઝદ જે અપોઉરવીમ છે, એટલે કે જે એટલો શ્રેષ્ઠ છે કે તેની પછવાડે તેનાં કરતાં વધુ કોઇ શક્તિ નથી, તેમાંથી અતી બળવાન, અત્યંત પ્રકાશીત, અને સુશોભીત સાત શકિતઓ નીકળી અથવા પેદા થઇ, જે તે મહાન પોતાના તખ્તઆગળ સદા ઉભી રહે છે, અને તેનો એક એક હુકમ ઉસ્તવારીથી બજા લાવે છે.

તે શકિતઓને આપણે અમેશાસ્પંદો તરીકે ઓળખીએ છીએ. તેઓમાની સ્પેન્ત આરમઈતી જે પમી અમેશાસ્પંદ છે, અને જે નારી હોય એવું જણાય છે, તે શીવાય સઘળા અમેશાસ્પંદ નર જાતીના છે, એવું આપણે અનુમાન કરી શકયે છીએ. તે સાત શકિતઓએ આપણી આખી દેખાતી સૃષ્ટીને દાદાર અહુરમજદના હુકમ પ્રમાણે ઉત્પન્ન કરી. તેઓ દરેકે એકએક ફરજ માથે ઉઠાવી લઇને તે સૃષ્ટિ બનાવી, અને તેનું પાલન રક્ષણ અને પ્રકટીકરણ હમેશ સુધી કર્યાંજ જાયછે. પ્રથમ અમેશાસ્પંદ અહુરમજદે સૃષ્ટિ બનાવી, જે શકિતને હિન્દુભાઇઓ 'બ્રહ્માને' નામે ઓળખે છે. બીજું એ સૃષ્ટિની રચતા કરવી તેને ડહાપણથી દોરવવુ, તેમાં જ્ઞાન બરપા કરી ફેલાવવું, તેમાં દયા આમીજ કરી પાંથરવી અને શીખાવવી, તેનું રક્ષણ કરવું, એ સર્વે બેહમન અમેશાસ્પંદ હાથ ધર્યું છે અને સૃષ્ટિ જાગે છે ત્યાં સુધી તે ફરજ એ મહા કૃપાળુ, શકિત બજાવશે. ખ્રિસ્તી ભાઇઓ એને 'Holy Ghost' તરીકે ઓળખે છે અને હિન્દુ ભાઇઓ 'વીષ્ણું' ને નામે એને બોલાવે છે. તે પ્રાણુનો જાળવનાર અને દયાનો કરનારછે અને પ્રાણીઓ ઉપર મુવકકલ છે. ત્રીજો, અરદી બેહસ્ત અમેશાસપંદ છે, જેણે સૃષ્ટીમાં કાયદો સ્થાપ્યો, જે તે કાયદો હમેશ સુધી જાળવશે, અને તે કાયદાનાં ઉલંઘનને સજા કરી દાદ આપશે, અને તેમ કરીને સૃષ્ટિને આડે માર્ગે જતાં અટકાવશે. તે આતશ ઉપર મુવકકલ છે. અને તેથી આપણી પવીત્ર ગાથાવાણીમાં આતશને મજબુત 'સજા કરનાર' તરીકે ઓળખ્યો છે. તે બાળે છે, એટલે કે એક રૂપમાંથી ફેરવી આતશની માફક દરેક ચીજને પ્રવાહી બનાવી તેનુ રૂપ જુદૂંજ બનાવીને, કુદરતમાં બીજા આકારો બનાવવાં માટે જગા કરે છે, અને તત્વો છુટાં પાડી આપે છે. તેથી તે 'મારનારા તરીકે ગણાય છે. તે હિન્દુ ધર્મમાં ' શીવ ' તરીકે ઓળખાય છે. તે ઘણોજ ખોરેહ અને ઝલકાટવાળો અને પવિત્ર કરનાર છે. ચોથાથી તે સાતમાં અમેશાસપંદો ધાતુ, જમીન, પાણી અને ઝાડપાન એ જુદી જુદી પેદાયશો ઉપર મુવકકલ છે. પણ એ ૪) પહેલા ૩) કરતાં કાંઇક ઉતરતી પંકતીના લેખાય છે. તેમનામાનો અમરદાદ આપણને અમર્ગી બક્ષેછે, તેથી તે ખાસ નોંધને લાયક છે.

હવે એ મીસાલના દૈવીક અમેશાસ્પંદો જેઓ ખુદ યજદોના સરદારો ગણાય છે, તેઓમાનો બેહમન અમેશાસ્પંદ બીજો છે. દરેક માણસનુ ઉચ્ચ શરીર જેનું નામ અવસ્તામાં 'બ્ઓધંગ' આપ્યું છે, (અને જેમાં પવીત્ર ફ્રવષી જે અહુરમજદ પોતાનુ એક કીરણ છે, તે રહે છે.) તે શરીર બનાવવાને માટે બેહમન અમેશાસ્પદે પોતાની શકિતનો એક ભાગ માણસને આપ્યો છે. જેમ અહુરમજદે આપણને પોતાની ચીંગારી 'ફ્રવષી' આપી છે. તેમ બેહમને પોતાનો ભાગ બ્ઓધંગ બક્ષ્યો છે. તોજ માણસ એક માનવી બની શકયો છે આપણે તે અમેશાશપંદોના, ખુદ આપણ દરેકની હસ્તીને માટે ત્યારે આભારી છીએ.

હવે એ બેહમનના હાથમાં 'દાદીસ્તાને દીનીમાં' કહયું છે કે માનવીઓના સઘળા વિચાર, ઉચ્ચાર અને આચારોની નોંધ કરવાનું સોંપવામાં આવ્યું છે. તેની મદદ ચાહનારને તેથી તે બરોબર ઓળખે છે, અને મદદને લાયક હોય છે,

તેને તે અમુક રીતે લગતું મીનોઈ જ્ઞાન બક્ષે છે, અને નીત્ય મદદ કરે છે.

તે અમેશાશપંદ, આપણા વહાલા અષો અને ગેતીના યઝદ તરીકે ઓળખાયલા, પયગમબર, સ્પિતમાન જરથોસ્તને જન્મવાને ટાંકણેથી તે તેઓ અહુરને, પુરૂપાર્થ બતલાવી ભેટવા પામ્યા, ત્યાં સુધી હમેશ સહાય કરતા રહ્યા. પ્રથમનો તેઓનો જન્મ થયો ત્યારે બેહમને તેમનો કબજો લીધો. તેથી બીજાં બાળકો જન્મતાં રડે છે તેને બદલે તેઓ હસ્યા, અને અહુનવર પણ અમુક રીતે ભણી ગયા.

ત્યાર બાદ આપણે જાણ્યે છીએ કે જ્યારે તેમના પીતા પોઉરૂશસ્પે નાપાક કરપોની ઉશકેરણીથી પોતાનો જાન તે અષો બાળકના હાથે જશે એવી ધાસ્તી કરપોએ આપી હતી, તેમાંથી બચવાને માટે, જ્યારે તે બાળકને એક જંગલમાં વરૂનાગુફામાં, વરૂનાં બચ્ચાંઓને મારી નાખ્યા પછી, મુકી આવ્યો, અને ઈચ્છયું કે વરૂ આવીને પોતાના બચ્ચાઓ મરેલાં અને લોહી લુહાન જોઇ, કહેરથી તે બાળકને ચીરી નાખી, બેજાન કરશે, ત્યારે પણ શું ચમત્કાર બન્યો? સરોશ અને બેહેમને તે બાળકના રક્ષણ માટે ઈલાજો શોધ્યા. તેઓ તે ગુફામાં જ્યાં જરથોસ્તને મેલ્યો હતો, ત્યાં એક મેંઢુ લઇ ગયા, અને તેનું દુધ તે બાળકે ધાવીને રાત્રી કાઢી. વળી તેજ મહાન શક્તિઓએ વરૂઓ ત્યાં આવ્યા ત્યારે તેનું મોંઢું ચીપટાવી દીધું, જેથી બાળકને તેઓ ઇજા કરી શકયાંજ નહિં.

વળી ફરીથી જ્યારે અષો જરથોસ્તસાહેબ ૧૫ વર્ષના થઇ, એકાંતવાસમાં જઇ, અહુરની ભેટ માટે જાન અને જીગરથી પોકાર કરવા લાગ્યા ત્યારે બેહમન અમેશાસ્પંદ તેમની મહેનત, તેમની પ્રવીત્રાઇ અને તેમની એકચીત્તની બંદગી જોઇ, જરથોસ્તની નઝદીક આવ્યા. તેઓએ તે વેળા એકેવું રૂપધારણ કર્યું હતું? આપણે વાંચ્યે છીએ કે તેઓ માનવીના શરીરમાં આવ્યા, પણ સાધારણ માણસ કરતાં તેમનું કદ ૯ ઘણું લાબું હતું. એટલે આશરે ૫૪ ફુટનું હતું. વળી તેઓ ઓરેહવાળા, ચળકતા, ખુબસુરત, રેસમી સાયામાં સજ્જ થએલા હતા, અને એક સુંવાળી ડાંખલી તેઓના હાથમાં હતી. હવે બેહમન જરથોસ્તની આગળ આવ્યા ત્યારે જરથોસ્તે તેમને નમસકાર કર્યો. બેહમને તેને પૂછ્યું કે 'તારી સર્વથી મોટી ચીંતા અને કોશેશ શામાટેની છે તે જાહેર કર.' ત્યારે જરથોસ્તે જવાબ દીધો કે 'અષોઇની બદલની મારી સર્વથી મોટી ચીંતા અને કોશેશ ચાલી રહિ છે.'

ત્યારે બેહમને આ યાદગાર શબ્દો ઉચર્યા 'હસ્તી એકજ ચીજમાં છે. સર્વ બીજું નીસ્ત, નાબુદ અને નાપાયદાર ગણાય છે. ફકત રાસ્તી અથવા **અષોઈજ હસ્તી છે.** માટે જે પણ અષોઇ ધરાવે છે તે અને ફકત તેજ હસ્તીમાં છે.'

ત્યારે જરથોસ્તે પૂછયું કે 'હસ્તી અષોઇમાં છે ખરી પણ સપુંર્ણ હસ્તી ઓળખવાને માટે, તે રોશની, તે ઉચ દૈવીક અહુરને પીછાણી શકનાર અકકલ, જે બેહમનની મારફતે મળે છે, તે કયાં અને કેમ મેળવાય છે.'

ત્યારે બેહમન બોલ્યા 'ઓ જરથોસ્ત આ તારૂં શરીર એક બહારના કોટની મીસાલ છે. તે તું આ ધર્તી ઉપર મુકી દે. એટલે કે ખલ્લે બદન થા, અને ચાલ મારી સાથ, આપણે તે શકિત જેણે તને તેમજ મને પેદા કર્યા છે, તે સર્વથી વધુ આબાદી કરનાર હસ્તી છે, જેની હસ્તી બદલ હું જે બેહમન પોતે છું તે ગવાહિ તને આપું છું, તેની સાથે તને મેળવીશ. ત્યારે તારા દરેક સવાલની સંપૂર્ણ સમાધાની તને થશે. એ પ્રમાણે અહુર પાસે બેહમન જરથોસ્તને લઇ ગયા અને જરથોસ્ત સાહેબે તેમની સાથે મળી, પોતાને જોઇતી સઘળી બાબદોનું જ્ઞાન મેળવ્યું ત્યારે મઝદયસ્તી દીન પુરેપુરી તેઓ અહુરની મારફતેજ શીખ્યા, અને તેના ફળ આપણે ચાખ્યે છીએ.

વળી જ્યારે આ ટાંકણાં પછી દસ, બાર વર્ષ બીજાં ગુજર્યાં, અને શાહ ગુસતાસ્પની દરબારમાં જરથોસ્ત સાહેબ એકજ ચેલા મેદયોમાહ સાથે જઇ ચઢયા, ત્યારે તેઓએ ગુસતાસપને દીન ઉપર ઇમાન લાવવા ઘણાક મોઅજેજાઓ કર્યા. તો પણ ગુસતાસ્પનો યકીન પૂરો તેમની ઉપર બેઠો નહિ. તે ઉપરથી અહુરે તેની ખાત્રી કરવાને બેહમન અમેશાસપંદ, અરદીબેહસ્ત અમેશાસપંદ અને આતર બુરઝીન મહેરને ઇનસાનનું રૂપ ધારણ કરાવીને ગુસતાસ્પની દરબારમાં મોકલ્યા જ્યારે તેઓ ગુસતાસ્પના મહેલના છાપરાંની અંદરથી નીચે ઉતરતા ગુસતાસ્પને અને તેના દરબારીઓને જણાયા ત્યારે આખો મહેલ એક સુશોભીત ચલકાટમાં ઘેરાઇ ગયો. આ અચબુચ, દબદબા ભર્યો આંખને ઝાખી કરી નાખનાર દેખાવ, અને દૈવીક રોશની જોઈ ગુસતાસ્પ અને તેના સઘળા દરબારીઓ ધ્રુજવા અને કાંપવા મંડયા. ત્યારે તેમને ધૈર્ય આપવાને ખાતર આતર બુરઝીન મહેર બોલ્યા, 'ગુસતાસ્પ ડરમાં. અમે બેહમન, અષ, અને આતર બુરઝીનમેહર છીએ. અહુર તરફથી તારે માટે અમે પેગામ લાવ્યા છીએ કે દુનિયામાં મઝદની ભકતી, અને આરાધનાની અતીશય અગત્ય છે. જરથોસ્ત જે દીન

લાવ્યો છે તે અહુર તરફનો પેગામ છે અને નેક છે, અને અહુનવર અને બીજે સાથવાણીની બંદગી જે તે શીખાડે તે એનું કબુલ રાખશે તો તેના બદલામાં તને લાંબી ૧૫૦ વર્ષની જીંદગી, અને કીર્તીવંત પાદશાહી, અને પવિત્રાઈ હાંસલ થશે અને તારે પેટે એક છોકરો જે અમરગીને પહોંચી શકે તેવો પેદા થશે. તું દીન એખત્યાર ન કરશે તો તારો હાલ માંઠો થશે અને તું કંગાલ બનીતારો જલદીથી નાશ થઇ જશે.' આ ખાત્રીપૂર્વક પુરાવો મલ્યો ત્યારે ગુસતાસ્પે જરથોસ્તની દીન કબુલ રાખી, અને તેને આ મહાન શકતીઓએ આગાહિ કરી હતી તે સઘળા ફાયદાઓ તેજ જીંદગીમાં મેળવ્યા.

હવે પવીત્ર ગાથાવાણીમાં બેહમનની જગેજગ યાદ અપો જરથોસ્તે કીધી છે. વોહુમન એટલે ભલાં મનની મારફતેજ સર્વથી મોટું સાહસ જે અહુરની દોસ્તીએ પહોંચવાનું છે તે બજવાવી શકાય છે એવું ત્યાં જાહેર કરવામાં આવ્યું છે. વળી તે બેહમન અમેશાસ્પંદની સાથે, પોતાની આદીલ પાદશાહીને લીધે અહુર એકજ મુકામમાં રહેછે, એમ આપણે શીખ્યા છીએ. બેહમન જે સુખ, નમનતાઇ, અને તેઉચ બુધ્ધિ જેની મારફતે મિનોઈ જ્ઞાન મળે છે, તે આપનારને, હું કયારે જોઇશ એમ જરથોસ્ત સાહેબ અને તેના ચેલાઓ ગાથામાં ખાહેશ કરતા જણાય છે. તેઓ ઠેકાણે ઠેકાણે આરજુ દેખાડે છે કે "ઓ અહુર અમારી પવિત્રાઇની મારફતે અમને બેહમનના માર્ગો શીખાડ," અને જરથોસ્ત સાહેબ ૪૩મા હાનાં લગભગ દરેક ફકરામાં અહુરના હજારો શુકરાના કરી તેના ગુણ ગાય છે કે "ઓ અહુર મેં તને ખરેખર સુદ્દિનો ખેરખાહ તરીકે પીછાણ્યો, જ્યારે બેહમન મારી નઝદીક આવ્યો અને પુછયું તુ કોણ છે, તું કોણની સફનો છે" અને ત્યાર બાદ મારા ફલાન ફલાન સવાલોના જવાબો આપતોજ ચાલ્યો."

વળી બેહમન અમેશાસ્પંદ અક્કલનો બક્ષનાર અને વધારનાર છે. હવે આપણા ધર્મ પ્રમાણે અક્કલ બે જાતની છે. ગઓશો સૃત ખેરદ અને આસ્નીદેહ ખેરદ. ગઓશો સૃત તે અક્કલ છે, જે આપણે દુન્યામાં સાંભળી સાંભળીને અથવા જાહેર ઇન્દ્રિઓની અને ભેજાંની મારફતે મેળવ્યે છીએ. હવે તે અક્કલ ઉતરતી જાતની છે. પણ તે અક્કલ જે સર્વથી શ્રેષ્ઠ છે તે આસ્નીદેહ ખેરદ તરીકે ઓળખાય છે. તે આપણી કુદરતી જાતી અક્કલ છે, જે ભક્તિ, એકાંત અને પવિત્રાઇથી, ફરજો અદા કરવાથી, અને એકચીત્ત ધરવાથી, આપોઆપ આપણાં હૈયામાં, વખત આવવે પ્રગટી નીકળે છે એ સાંભળવાથી અથવા બાધા ઇન્દ્રિઓ મારફતે મળતી નથી. માટે આપણા ઘણા આગળ વધેલા દસ્તુર દાવરો "માગુશ" "મગવ" કહેવાતા હતા જેનો અર્થ એ છે કે તેઓએ દુન્યાઇ કાન વીગેરે મારફતે પોતાનું જ્ઞાન સંપાદન કર્યું ન હતું. આસ્નીદેહ અક્કલ મેળવવા આજના જમાનામાં જરથોસ્તીઓ કોશેશ કરતા જવલેજ જણાય છે, અને તેથી તે મેળવવાતી નથી; પણ વખતના વહેવા સાથે આપણા પાક ધર્મ પ્રતી આપણો ઇમાન અને ચાહ વધતો જશે, ત્યારે આપણે આશા રાખ્યે છીએ, કે આઝરકેવાન અને આદરબાદ મારેસ્પંદ જેવા શુરા વીરલાઓ આપણી વચમાં પેદા પડશે. અને તેઓ આસનીદેહ ખેરદની મારફતે બેહમનસાથે ભેટશે. અને તે અતી બળવાન શક્તિની મદદથી અહુર અમેશાસ્પંદને ચરણે પહોંચશે અને તેમની બક્ષીસ અને આશીસથી અપોઉરવીમ અહુરમજદની ભેટ કરશે. વળી બેહમન આપણે જોયું તેમ સર્વે જાનદાર ઉપર મુવક્કલ છે અને તેમનું રક્ષણ અને પોષણ કરે છે. હસ્તીઓ તેથી જ્યારે પણ આપણે તેના હાથ હેઠળની પેદાયશને દુઃખ દીએ છીએ, માર્યે છીએ, અથવા કતલ કર્યે છીએ ત્યારે બેહમન અમેશાસ્પંદને રંજીદા કર્યે છીયે. તેની મદદ મેળવવાથી બેનસીબ બન્ગે છીએ. તેના પોતાનાંને આપણે બેજાન કર્યે તો તે આપણને કેમ ચાહે, અને આપણે તેનાં બચ્ચાંઓ છીયે તેમની ઉપર પણ દયા કેમ કરે ? અને તમે દરેક જાણોછો કે જીંદગીમાં હજારો ટાંકણાંઓ દુઃખ અને આફતનાં આવી આપણી આગળ ઉભાં રહેછે, જ્યારે આપણે બે હાથો જોડી, દયા તે બેહમન અમેશાસપંદ અને અહુર પાસે ચાહિએ છીએ. પણ જે દયા બતાવતો નથી તેને કદી દયા દેખાડવામાં આવશે નહિ એ કુદરતનો અચુક નીયમ છે. માટે ખુબ ચેતીને ચાલજો.'

શાયસ્ત લાશાયસ્તમાં બેહમનને કેમ ખુશી કરવો તે બયાન કરવામાં આવ્યું છે. અને જાનવરોને બેહમનન-Counterparts, એટલે આ ધર્તીની ઉપરના જોડયાં, ના કલો અથવા પ્રતીબિંબો તરીકે ઓળખાવી, તેમના સુખમાં વધારો કરી તેમની ઉપર આળસુ અને જુલમ ગારોથી સીતમ ગુજરતો હોય, તે અટકાવી, તેમના ખોરાક, અને રેહઠાણ બાબે કાળજી રાખી, તેમનાં બચ્ચાંઓને તેમની માના દુધથી દુર કરવાથી પરહેઝ રહીને બેહમનને ખુશી કરવો જોઇએ એવું ફરમાન છે. આપણા ધર્મ પ્રમાણે અને તેમને મારવાનુ કેટલું ભયંકર છે તે જણાવ્યું છે. ગેર કાયદાસર પ્રાણીને મારવાનુ ગુનાહ ભર્યું લેખ્યું છે, તે હસવાની વાત નથી. જમે કીધેલાં પ્રાણીનો દરેક બાલ એક ખંજરની મીસાલ તે માનવીકે શીક્ષા તરીકે મરણબાદ ભોકાય છે, અને તેને અસહ્ય દુખ અને વેદના કરેછે. માટે ચેતજો. ખાસ કરીન

મેંઢા, બકરાં, ઘોડા, સસલાં, મરઘા, વાગોળ્યાં, સોઢી,ગરૂડ અને ચકલીને મારવાં નહિં એવો હુકમ છે.

મરઘો એ બેહમનનુ ખાસ પ્રાણી છે. પવીત્ર માનવીના સદરાને વોહુમન, 'બેહમન' ગણ્યો છે. જુઈના સફેદ સુગંધીફુલને બેહમનનું ખાસ ફુલ ગણ્યું છે. એવી સીફાતવાળા હરવેસ્પ આગાહી ધરાવનાર, અને કરાવનાર, દયાના ભંડાર બેહમન ને આપણે નેમાજ કરીએ છીએ. સદા આપણા ટોળાઉપર તેની પવિત્ર નીગેહબાની રહે. યથ જમયાદ યથ આફ્રીનામી.

# શિવાજીની પિતૃભકિત.

લખનાર: મી. પરશોતમ વિશ્રામ માવજી, જે. પી,

જગમાં જે જે રાજ્ય સંસ્થાપક અને લોકોત્તર પુરૂષ અવતીર્ણ થયા, તેઓમાં પિતૃભક્તિ અને માતૃભકિત એ ગુણ હતા એમ ઇતિહાસો ઉપરથી દેખાય છે. મરાઠા રાજ્ય સ્થાપન કરનાર છત્રપતિ શ્રીશિવાજી મહારાજ માતપિતાને અતિ પુજ્ય માની, તેમની ભકિત કરવામાં ઘણાજ તત્પર રહેતા. એમના પિતા શહાજીરાજા બીજાપૂરના બાદશાહની પદરમાં હોઇ તેમના હાથમાં કર્નાટકની સુબેદારી હતી. તે કર્નાટક પ્રાંતના બંદોબસ્ત માટે બેંગલોરમાં રહેતા હતા. તેમની અને શિવાજીની ભેટ ઈ. સ. ૧૬૫૦ થી ઈ. સ. ૧૬૬૨ સુધી થઇ ન હોતી.

શિવાજી મહારાજે મહાપરાક્રમથી મહારાષ્ટ્રમાં નવી રાજ્યસત્તા સંસ્થાપિત કરી ઘણો વૈભવ પ્રાપ્ત કર્યો. તેના ઉત્કર્ષના વર્તમાન શહાજી રાજાને કર્નાટકમાં મળ્યા. તેને પણ પુત્રને મળવા ઉત્કંઠા હતી. તે બાદશાહની પરવાનગી લઇ કર્નાટકમાંથી મહરાષ્ટ્ર આવવા નીકળ્યા. તેઓ પોતા સાથે પોતાની બીજી પત્નિ તુકાબાઇ અને કનિષ્ઠ પુત્ર બ્યંકોજી રાજાને લઇ આવ્યા. પ્રથમ તુળજાપૂર આવ્યાં ત્યા કુળ દેવીના દર્શન કરી, ભોંસલેનું મૂળ ગામ શિંગણાપૂર ત્યાં આવ્યા. ત્યાં શંભુ મહાદેવના દર્શન લઇ પંઢરપૂર ગયા. ત્યાં શ્રી વિઠોબાના દર્શન લઇ શિવાજી મહારાજને મળવા પૂણા પ્રાંતમાં આવવા નીકળ્યા. શિવાજી મહારાજે પિતાની ભેટ શ્રી જેજુરી મુકામે લેવાનું ઠરાવી તેમના સ્વાગત માટે ઉત્કૃષ્ઠ તૈયારી કરી. તેઓ કેટલાક કોશ સુધી પોતાના પિતાને લેવા સારૂ સામે પગે ચાલીને ગયા. પછી તેમણે મોરોપંત પેશ્વાને આગળ મોકલી, ભેટનું મુહૂર્ત ઠરાવી, જેજુરીમાં શ્રીના મંદીરમાં ભેટનો બેટ ઠરાવ્યો. શહાજી રાજા અને શિવાજી મહારાજની ઘણા વર્ષ સુધી ભેટ નહી થયલી હોવાથી પ્રથમ તેમની દેવાલયમાં શાસ્ત્રોકત વિધિ-પૂર્વક ભેટ થઇ. પછી શહાજી રાજાના ચરણમાં શિવાજીએ મસ્તક રાખી, ઉભય પિતાપુત્ર પ્રેમપુર્વક ભેટયા. પછી શહાજીરાજાને પાલખીમાં બેસાડી શિવાજી મહારાજ પોતે પાલખીની તબકડી પકડી પગે ચાલતા પોતાને ઉતારે તેમને લાવ્યા. આ શિવાજીની અલૌકિક પિતૃભકિત જોઈ, સર્વેને અતિશય આશ્ચર્ય અને કૌતુક લાગ્યું.

આ પછી શીવાજીએ પીતા પાસે હાથ જોડી પોતાના સર્વ અપરાધોની ક્ષમા માંગી. શિવાજીનું અતિશય નમ્ર ભાષણ સાંભળી શહાજી રાજા સદ્ગદિત થઈ શીવાજીને બાથમાં લઈ તેની ઘણી સ્તુતિ કરી, અને તેના કર્તૃત્વબદલ તથા સદ્ગુણબદલ ધન્યોદ્ગાર કાઢયા. શીવાજીએ ૭ મહીના સુધી શહાજીરાજાને પોતા પાસે રાખ્યા, અને તેમનો અનેક રીતે સત્કાર કરી તેમની મરજી સુપ્રસન્ન કરી તેમને જવા દીધા. પછી શહાજીરાજા કર્નાટકમાં તંજાવર પ્રાંતમાં ગયા. આ પછી બે વર્ષે એટલે ઈ. સ. ૧૬૬૪ માં શહાજીરાજા બાસવા પટ્ટણમાં તુંગભદ્રા કાંઠે શીકારે ગયા હતા, ત્યાં ઘોડાપરથી પડી મૃત્યુ પામ્યા. આ સમાચારથી શિવાજીને અતિશય દુઃખ થયું. શિવાજીએ પોતાના પિતાનુ મરગટન હળ્ળીમાં વૃંદાવન બાંધી તેના પુજા અર્ચા માટે તે ગામ ઇનામ કરી આપ્યું છે. આ વૃંદાવન શિવાજીની પિતૃભકિત અદ્યાપિ વ્યકત કરે છે.

ઉમ્મર હાલમાં ત્રીશ વર્ષની હતી. નિશાળમાં અંગ્રેજી ત્રીજી ચોપડી ભણ્યા બાદ ઉઠી ગયો હતો. ત્રણ વર્ષ થયાં શેરબઝારની દલાલી કરવા લાગ્યો હતો. દલાલી કરતાં જેમસ્વભાવિક મૂખ્યત્વે બધા દલાલોને વિષે બને છે તેમ તે જોશીઓના ઉપર અંધ શ્રધા રાખનારો અને થોડો થોડો સટો રમતાં શીખ્યો હતો, સટામાં જેમ કમાતો તેમ ખોટ પણ કરતો છતાં દલાલી વિગેરે મળી મહીને લગભગ સવાસોથી દોઢસો રૂપીઆ સહેજ કુટી કહાડતો. દલાલોના સ્વભાવાનુસાર તે મોજીલો શોખીલો અને સહેજ કુછંદી થયો હતોઃ અર્થાત તે એક વેસ્યાને પચાસ રૂપીઆનો દરમાયે રાખી રહયો હતો અને તેને પોતાની સ્ત્રી ઉપર પ્યાર નહોતો. તેની સ્ત્રી દમયંતી રૂપનોભંડાર અતિ ચતુર, જ્ઞાની, સમજુ, પરગજુ તેમજ પતિપરાયણ લાવણ્યવાન વીશ વર્ષની ભર જુવાનીમાં આવેલી સારાં ખાનદાનની બાળીકા હતી. જ્યારે રંગીલદાશ હાર્મોનીઅમ ઉપર બેઠો દોઢીઆની દશવાલી લીલા દાધાની બીડી ફુંકતો 'આજ મોરા યારોકા લાલા જોબનવા બટવા ઘુંઘનદે'નું ગીત લલકારતો, ત્યારે જેહાણીના અસંખ્ય દુઃખની દરકાર ન કરતાં, ધણીના અપમાનો અને ગાળોના વર્ષાદોને રુદન કરનાર દમયંતિ કુટુંબના સર્વ માણસો માટે સવારના પહોરમાં વહેલી ઉઠી રસોઇ કરી આટપી હતી તે પોતાના ઓરડામાં આવી ધણી પાંસે જઇ ઉભી અને બોલી "અરે! પ્રાણ આવું આવું તે શું ગાતાં હશો. ? એને બદલે "શિતલચંદ્ર જેવું વદન કાન્તી મળી સરસ્વતીચંદ્ર" ગાવની મને સંભાળવાનું મન થયું છે."

" ચાલ ખસ ! રાંડ મહોટી જો સાંભળવા આવી છે." કહી રંગીલદાશે દમયંતીને ધક્કો માર્યો અને પોતે જે ગાતો હતો તે વધુ જોસમાં આવીને વધારે મહોટેથી ગાવા લાગ્યો.

સ્યામકોર પોતાના ઓરડામાંથી ઉઠી રસોડામાં ગઇ અને ત્યાં બધી રસોઇ કરી નાંખ્યા બાદ દમયંતી જરા આરામ લેવા ગઈ હશે, એવું કલ્પી મહોટેથી બુમ પાડી " દમયંતિ ! ઓ દમયંતિ ! !" ધણીના અપમાનથી જરા લાગી આવ્યું હતું, તેથી આંખમાં ભરાએલો ઝળઝળીઆં લુછી તે બહાર નિકળી તેને જોતાંજ સ્યામકોરે ધડાકો કીધો " કયાં ગઈતી બધી રસોઇ ઠંડી થશે તેનું કંઇ ભાન છે. ધણીતો દલાલું કરે છે ને બાઇ સાહેબને તો મોજશ મહોટી શેઠાણી સરખો છે. એ તો અમે ભલા છીએ કે અમારા રાજ્યમાં સુખ છે નહિં તો કે ધણીએ ખબર પડે."

વાંચકવૃંદ તને વિદિત થાય કે સ્યામકોરને પોતે સોલી-સીટરની સ્ત્રી છે તેનું ધણુંજ અભીમાન હતુ; અને તે અભિમાનને અંગે તે કોઇ પણ સાથે સહેજ કે ઉતરતા દરજ્જાની સ્ત્રી જોડે વાત કરતાં અપમાન લેખતી. તો પછી પોતાની દેરાણી જોડે બોલે એ તદન અસંવિતજ બિના હતી. દમયંતિએ કશોએ જવાબ વાળ્યો નહિ પણ મુંગે મહોડે સઘળું સાંભળી પાછી રસોડમાં જઇને બેઠી.

નરોતમ પોતાના ઓરડામાં બેઠો કંટાળ્યો તેથી પાતલુનના ખીસામાં હાથ નાંખી ફરતો ફરતો ઘરની પછ-વાડેની બાજુની ગેલેરી જે એક નહાના બગીચામાં પડતી હતી ત્યાં આવીને ઉભો. નરોતમ હાલમાં 'મેડીકલ કોલેજ'માં ડોકટરીનો અભ્યાસ કરતો હતો, પરંતુ મુદત પૂરી થવાને લીધે ત્યાં જવાની આવસ્યકતા નહોતી તેથી 'હોતા હય, ચલતા હય'ની માફક અનિયમિત થઇ ગયો હતો. નરોતમને જૂદા જુદા છાપાઓમાં અને માસીકોમાં લખાણો કરવાનો અત્યંત શોખ હતો, અને બહુધા તેનું મગજ એક સાક્ષરપણાનેજ લાયક હતું એમ કહીયે તો અતિશોક્તિ કીધેલી નજ કહેવાય. મનસુખલાલ જોડે 'સીટી ઇમપરૂવમેન્ટ ટ્રસ્ટ'ને વિષે થએલી વાતચીત ઉપરથી શું લખવું અને તે કયા પત્રમાં આપવું તેનો તે વિચાર કરતો તરતની ફુટેલી ઝીણી મુછ ઉપર આંગળી ફેરવતો કઠેરાને ટેકી વાંકો વળી ઉભો હતો; એટલામાં એક સુંદર વદનની બહુ લાંબી નહિ તેમજ બહુ ઠીંકણી નહિ એવા બાંધાની પંદરથી સોળ વર્ષની જુવાનીના પુર બહારમાં ખીલી નિકળેલી બાલા વાડીમાં દાખલ થઈ તે બાળાની દ્રષ્ટી નરોતમ તરફ નહોતી, પણ તે દર શનિવારે તે વાડીમા આવેલા વડના ઝાડની પુંજા કરવા આવતી હતી, તે મુજબ તે આવી હતી અને પછવાડે ચાલતા ઘાટીના હાથમાં સામગ્રીની થાળી હતી. તે બાળા સીધી વડના ઝાડ આગળ ગઇ અને પોતાની રીત મુજબ પુંજા કીધા બાધ, સુતરનો તાંતણો વડને વિટાંળી, પોતાની પુંજા પૂર્ણ કરી ઘાટીને થાળી પાછી આપી દીધી, (જુઓ ચીત્ર) જે લઇ ઘાટી ચાલતો થયો જે બાદ પગે લાગી બાળા ત્યાંથી પાછી ફરતી હતી એટલામાં તેની દ્રષ્ટિ અચાનક તેના ઉપર કયારનો એક ટસે જોઇ રહેતા નરોતમ ઉપર પડી અને બેઉની નજર એક થતાં થોડોકવાર સૂધી બેઉ જણાં અન્યોઅન્ય પ્રત્યે નિહાળી રહ્યાં, જે બાદ બાળાને પોતાની ખરી સ્થિતિનું ભાન થતાંજ મુખ ઉપર ચઢી આવેલા કુદરતી રતાસને અંગે આંખમાં આવેલા હર્ષાશ્રુને ખાળતી તે બાળા અસ્વસ્થ સ્થિતિમાં ત્યાંથી નીચી દ્રષ્ટિ કરતી ચાલતી થઇ કિંતુ તે બાળા જ્યાંસુધી દ્રષ્ટિ મર્યાદાથી દુર ન થઇ ત્યાંસુધી નરોતમ તો તેના ભણી વાંકો વળી વળીને જોઇજ રહયો. જે બાદ પાએક કલાક તે બાળાના ઉપર અનેકાઅનેક તર્ક વિતર્કો કરતો તે પોતાના શયન ખંડમાં ગયો ને કપડાં સહિત એક આરામ ખુરશી ઉપર માથા ઉપર હાથ ફેરવતો વિચાર કરતો પડયો. (અપુર્ણ.)

# જ્ઞાનના પ્રકારો અને માર્ગો.[1]



લખનાર:—શમશુલઓલમાં એરવદ ડા. જીવનજી જમશેદજી મોદી., બી.એ , પીએચ. ડી.

——:૦:——

**પેહલવી. સવાલ**—પવન ચય્સુનસ્ને એ તન વ બોજ.સ્ને એ રોબાન મન્દવમ મેમન શપીર વ પાહલુમતર?

**જવાબ**—મિન નીઓકીચ્ય જ.કીચ્ય વલ મર્દુમાન ચામતુનેત, ખેરદ શપીર, મેમન ગેતીહા પવન નીરૂ એ ખેરદ શાયદ રાઇનીદન, વ મીનોઇચ્ય પવન નીરૂ એ ખેરદ પલ નરૂશમન શાયદ કર્દન. દેન્મનચ પચ્યેતાક આઇગ અહુરમજ.દ દેન્મન દામ વ દેહસ્ન ઇ દયન ગેતીહા પવન આસ્નીદ ખેરદ યેહબુન્ત ઇકવીમુનેત, વ ગેતીહાચ્ય વ મીનોઇ રાઇનીદારીઅ પવન ખેરદ ( મીનો ખેરદ, બાબ ૧, ફ. ૪૪ થી ૪૯).

**અર્થ. સવાલ**—શરીરને દરૂસ્ત જાલવી રાખવા કાજે અને રવાનના છુટકારા કાજે કેઇ ચીજ વધારે ભલી અને પેહેલે પ્રકારે ચહડતી છે?

**જવાબ**—માણુસ જાતને જે નેકીઓ પોંહોચે છે, તેમાં અક્કલ યા જ્ઞાન સર્વથી સરસ છે, સબબ કે જ્ઞાનનાં કૌવતથી આ દુન્યાઇ જીંદગી ચલાવી શકાય છે, અને વળી જ્ઞાનનાં કૌવતથી પોતા માટે મિનોઇ જીંદગી પણ અખત્યાર કરી શકાય છે (એટલે કે શારીરીક તેમ મિનોઇ બાબતમાં જ્ઞાન જરૂરનું છે). વળી આ જણાયલું છે કે અહુરમજ્દે આ દુન્યાની પેદાયશ અને ઉત્પત્તી આસ્નીદ ખેરદથી કરી છે અને આ દુન્યાની તથા મિનોની પેદાયશોનું ચાલુ રેહવું પણ અક્કલથીજ છે.

**વિષયની બાબત**—આ મકાન, આ ખાતું, આ ખાતું ચલાવનારી મંડળી, એ સર્વને વિદ્યા યા જ્ઞાન સંપાદન કરવા સાથ સંબંધ છે. આ ખાતાંના એક સ્થાપકની યાદમાં ભેગી મલેલી મીજલસ હજુર, "જ્ઞાન સંપાદન કરવાનાં માર્ગો", એ બાબત, મારા આજના બોલવા માટે એક લાયક બાબત ગણું છું. આ મકાનમાં અને આ ખાતાં હજુર આજે ઉભો રેહવાને મને કેટલેક સબબે ઘણી ખુશી ઉપજે છે. એક તો આ કે, આ મકાનમાં તેના કારોબારી સાહેબોની મહેરબાની ભરી પરવાનગીથી, હું ઘણીકવાર ભાષણો અને વાંચણો આપવાને ઉભો રહયો છું. એ મકાનમાં "જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળી" ની બેઠકો કેટલાંક વર્ષો થયાં મલે છે. તેથી તે મંડળીનાં એક સભાસદ તરીકે આ મકાન મને ઘણુંક જાણીતું અને માંનીતું છે. વળી આ મંડળીની નિશાળો મેં આજથી ૨૫ વર્ષ આગમચ એકથી વધુ વખત એક પરીક્ષક તરીકે તપાસી હતી. સૈવટે મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, જેવણની આ નિશાળનાં એક સ્થાપક તરીકેની યાદમાં આપણે ભેગા મલ્યા છિએ, તેવણ જેવા એક જાણીતા અને ભલા નરની યાદ તમો સાથે ભેગા મલી કરવાની તક માટે હું ખુશી છું.

**જ્ઞાન એ તવંગરી યા શક્તિ મેલવવાનો એક માર્ગ**—કહેવત સમાન આ અંગ્રેજી શબ્દો છે કે, જ્ઞાન એ શક્તિ છે (Knowledge is Power). શક્તિવાન થવા માટે જ્ઞાનની જરૂર છે. 'શક્તિવાન' માટેનો ફારસી શબ્દ "તવંગર" છે. આપણે પૈસાનાં સંબંધમાં બોલ્યે છિએ કે ફલાનો શક્તિવાન છે, ફલાનો તવંગર છે, પણ આ શબ્દો પૈસા ઉપરાંત જ્ઞાનને પણ લાગુ પડી શકે. શક્તિ અને તવંગરી ફક્ત પૈસાથી મલતી નથી, પણ જ્ઞાનથી પણ મલે છે. એક માણુસ ફકત પૈસાથીજ શક્તિવાન થાતો નથી. તે પૈસાનો સદઉપયોગ કરે તોજ તે શક્તિવાન ગણાય, નહિ તો તેનાં પૈસા કાંકરા સમાન છે. જ્ઞાન પણ ઉપલી કેહવત પ્રમાણે શક્તિ આંણે છે. માટે એક જ્ઞાની આદમી પૈસા વગર પણ અને એક ગરીબ જ્ઞાનથી પણ શક્તિવાન યા તવંગર થાઇ શકે.

---

૧ જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીએ, રોજ દીન માહ મેહર સને ૧૨૮૨ ય.જદજરદી, તા૦ ૩ જી એપ્રીલ ૧૯૧૩ ને વાર ભરેશપતનો દીન, તેની કોટવાળી બાઇ બીખાઇજી બંગાલી સ્કુલના સ્થાપક, શેઠ સોરાબજી શાપુરજી બંગાલીની યાદનાં એક દીન (Founder's day) તરીકે પાલ્યો હતો. તે દિવસે આ બાબત ઉપર એ સ્કુલનાં મકાનમાં આ વિષય ઉપર સાંજે ૫-૪૦ સ્ટૉન્ડર્ડ ટાઇમને અમલે એક વાએજ આપી હતી.

**એક બાબતનું સંપુર્ણ જ્ઞાન**—એક બાબતનું સંપુર્ણ જ્ઞાન એક આરસી મીસાળ છે. જેમ એક આરસીમાં તમો તમારો ચેહરો જોઇ તે ઉપર કાંઇ ખામી રહી હોય તો દૂર કરો છો, તેમ જ્ઞાન પણ આરસી સમાન છે. જ્ઞાન સંપાદન કરી તમો તે મારફતે ઘણુંક જોઇને તમારી ખાંમીઓ દૂર કરી શકો છો. એ માટે એક આરબ લખનારનાં જણાયલા આ બરહક શબ્દો છે કે, એક ચીજનું યા બાબતનું બરાબર સંપુર્ણ જ્ઞાન મેલવવાથી તે બાબતની આખી યોજનાં સમજ પડે છે.[1]

**નીતિ ( virtue ) એક પ્રકારનું જ્ઞાન છે**—જે કેહેવામાં આવે છે કે નીતિ એ જ્ઞાન છે ( virtue is knowledge), તે કેટલીક હદે બરાબર છે. ફક્ત શારીરીક બાબતનુંજ જ્ઞાન નહિ પણ આત્મીક ( spiritual ) બાબતનું જ્ઞાન પણ માણસને નેક બનાવે છે. જે માણસ ને બરાબર જ્ઞાન નહિ હોય તે પુરો નેક ( virtuous) નહિ બને. ભલાં સેવટ માટે જ્ઞાન સાથે કામ કરવાની મરજી (will) જોઇએ. ઘણુકો જ્ઞાની બની સમજે છે કે "ફલાણું કામ કરવું, એ નેક અને ભલું છે," પણ તેમ સમજી નેક અને ભલાં બનતાં નથી. ત્યારે જ્ઞાન સાથે મરજી ઉપર કાબુની અગત છે. જ્ઞાન મેલવી તે પ્રમાણે કામ કરવા માટે મજબુત મરજી જોઇએ.

**જીંદગી જ્ઞાન માટે**—ખુદાતાલાએ જીંદગી શા માટે સરજી છે? એવા સવાલ માટે, જે થોડાક બરહક જવાબો અપાય, તેમાં એક જવાબ આ છે કે, "તે સાહેબની કુદરતનું જ્ઞાન મેલવવા માટે, તેમ જ્ઞાન મેલવી તે જ્ઞાન પાંથરવા માટે, તે જ્ઞાન મેલવી મરજી વાપરી ભલાં થવા માટે, આપણે ભલાં થઇ બીજાને ભલાં કરવા માટે, ખુદાએ જીંદગી આપી છે." એક લખનારના આ ભલા શબ્દો છે કે "માણુસ શિખવા માટે જીવે છે"[2]

**જ્ઞાન બાબે બાળક બેહરાંમગોરના શબ્દો**—પાદશાહ બેહરાંમગોર, જ્યારે ઘણો નાનો બાળક હતો, ત્યારે તેનાં બાપ યજ્દગર્દે તેને આરબ સરદાર મોન્ધીરને સોંફ્યો હતો, કે તે તેને અર્બસ્તાનના યમનના મુલકની તન્દરૂસ્ત આબો હવામાં ઉધારે. મોન્ધિર તેને સારીપખે ઉધારવા માંડયો. બેહરામગોર સાત વર્ષનો થયો કે તેણે મોન્ધીર પાસે ઉસ્તાદોની માંગણી કરી કે તેઓ તેને હવે જુદા જુદા પ્રકારની કેળવણી આપે. તેમ કરતાં તેણે જ્ઞાનને સર્વ રાસ્તીનું મુળ જણાવીસું. તેને જ્ઞાનની સીફતમાં કેટલુંક કેહતાં કહયું કે

> સરે રાસ્તી દાનેશ આમદ નખુસ્ત
> ખનક આન કે જ. આગાજ. ફર્જામ જુસ્ત.

એટલે—રાસ્તીનું મુળ શરૂઆતથીજ જ્ઞાન છે. સુખી તે આદમી કે જે (કામની) શરૂઆતથીજ તેનાં સેવટ ઉપર નેગાહ રાખે.

**જ્ઞાનનાં બે પ્રકારો**—આપણાં પુસ્તકો પ્રમાણે જ્ઞાન બે પ્રકારનું છે.

૧. આસ્નીદે ખેરદ એટલે જાતી જ્ઞાન.

૨. ગોશો સ્રુત ખેરદ, એટલે કાનથી સાંભળી મેલવેલું જ્ઞાન.

**આસ્ની દેહ ખેરદ યાને જાતી જ્ઞાન**—આસ્નીદે ખેરદ એટલે જાતી જ્ઞાન (Innate wisdom or knowledge) તે જ્ઞાન છે, કે જે એક બાળક પોતાના જન્મ સાથેજ લેતું અવતરે છે. "આસ્નીદે" શબ્દ અવસ્તા જ.ન પેહલવી 'જા.તન,' ફા. જા.દન. લાટીન gignere, એટલે 'જનમવું,' ઉપરથી નિકલેલો છે. ત્યારે "આસ્નીદે ખેરદ" એટલે કે "જન્મથી મળેલું જ્ઞાન." અંગ્રેજી શબ્દ genius ઉપલાંજ 'જ.ન' ને મલતા લાટીન gignere ઉપરથી નિકલેલો છે. 'જીનીઅસ' એટલે જાતી જ્ઞાન. એ ઉપરથી કોઇક બાબતમાં અદભુત રીતે કુશળ પુરૂષો માટે આપણે 'જીનીઅસ' તરીકે બોલ્યે છિએ.

**ગઓશ સ્રુત ખેરદ**—ગઓશ સ્રુત ખેરદ, એટલે કાંન (ગઓશ)થી સાંભળી મેલવેલી અકલ (ખેરદ). આવાં જ્ઞાનમાં આપણી ઇંદ્રીઓના ભાનથી મેળવેલું આપણું સર્વ જ્ઞાન સમાય છે. આપણે જાતે જોઇ અવલોકન (observation) થી મેળવેલું જ્ઞાન, દાનાવોનું ડહાપણ સાંભળી મેલવેલું જ્ઞાન, આગળા પુર્વજોથી ઉતરી આવેલું સાહીત્યમાં જલવાઇ રહેલું યા બાપ દાદેથી ઉતરી આવેલું દંત કથાનું જ્ઞાન, આપણાં જાતી અનુભવ યા અખતરાથી મેળવેલું જ્ઞાન અને એવાં સર્વ જ્ઞાન આ વર્ગમાં આવે છે.

**આસ્નીદ ખેરદ માટે, આપણાં પોતા કાંજે આપણો કાબુ નહિ, પણ ફરજંદોની નજરે**

1 In any existing thing, if it is thoroughly known, we posses a mirror which may behold the entire scheme of things (Al Kadi).

2 "One lives but to learn."

જોતાં કાબુ—હવે આ બે પ્રકારની અક્કલ યા જ્ઞાનનાં સબંધમાં પેહલા પ્રકારના જ્ઞાન ઉપર એટલે જાતી સ્વભાવીક કુદરતી જ્ઞાન ઉપર આપણો કાબુ હોતો નથી. જન્મ વખતે આપણામાં જે જાતી જ્ઞાન અક્કલ યા હુસ્યારી હોય તે ખરી. તેવી હુસ્યારી યા જ્ઞાન કોઇ બાળકમાં વધારે તો કોઇમાં ઓછું. તે પ્રમાણમાં તે બાળક મોટું થતાં તેનો થોડો ઘણો લાભ ભોગવતું રહે.

હવે એ જાતી જ્ઞાન એક બાળકમાં બીજા કરતાં વધુ શા સબબે? તેનો જવાબ મુશ્કેલ છે, અને તે બાબે મત ફેર પણ છે. કોઇ કહેશે કે "આ બાળક આગલા ભવમાં ફલાણું હશે અને ફલાંણી રીતે હશે, અને પેલું બાળક ફલાણું હશે અને ફલાંણી રીતે હશે," હવે ભવની બાબતમાં, આપણે આપણાં જરથોસ્તી પુસ્તકો પ્રમાણે, અને જેમ તે પુસ્તકોને આધારે તેમ સામાન્ય જ્ઞાનને આધારે, જે કહી શકયે તે આજ કે, આ દુનિયામાં કોઇપણ હસ્તી તત્વનું જન્મવું, એ કાંઇ નવો બનાવ નથી. એક ઝાડનું ઉગવું યા બાળકનું જનમવું, કાંઇ એકાએક નવો બનતો બનાવ (spontaneous generation) નથી, પણ એક પ્રકારનાં પ્રગતિકરણ (evolution) નો બનાવ છે. આજે એક બાળક જન્મયું, તેના આ દુનિયાના જન્મનો બનાવ આપણને નવો દિસે છે, પણ તે બાળકનું હસ્તી તત્વ, આ દુનિયામાં નહિ તો આ જગતમાં કેહે હૈયાત હતું.

આપણાં પુસ્તકોમાં ફરોહરો બાબે જે કહે છે કે ફરો હરો જન્મેલાંનાં, ન જન્મેલાંનાં, અને ગુજરેલાં (જાત નામ્ય, અજાતનામ્ય, ઇરીસ્તનામ્ય) નાં છે, તે આ મતલબથી છે. દરેક કુદરતી પેદાયશનું, (હસ્ત કૃત પેદાયશનું નહિ) અને તેમાં દરેક જાનદાર પેદાયશનું, અને વળી જાન દાર પેદાયશમાં દરેક પ્રાણીનું, અને પ્રાણીમાં દરેક માણસનું જુદું ફરોહર છે. એક આદમીના જન્મ આગમચ તે ફરોહર (અજાતનાંમ) કેહે હૈયાત હતું. જન્મ બાદ તે (જાતનામ્ય) તે હૈયાત અને ચાલુ છે. અને મરણ (ઇરીસ્ત નાંમ) બાદ પણ તે હૈયાત અને ચાલુ રહેશે. આપણાં ધર્મની ફરોહરની ફીલસુફી પ્રમાણે ત્યારે કીરતારની આ બેહોળી પોહોળી અને ચોહોળી જગતમાં એક બાળકનુ ફરોહર, તેનું વિદેહ આત્મિક રૂહ, તે આ દુન્યામાં જન્મ લે તેની આગમચ, કેહે હૈયાત હતું. તે કયાં અને કેમ અને કેવી રીતે હૈયાત હતું તે આપણે જાણતા નથી. આ ૨૦ મી સદીની ગમે તેવી સોધ ખોળ છતાં, અહુરમજ્દના જે ભેદ ભરમો કહેવાય છે, તેવા ભેદ ભરમોનો આ સવાલ છે. આ બાબત નહિ જણાયલી જમીન (terra-incognita)ની માફક નહિ જણાયલી રહી છે અને રહેશે.

એક બાળક જાતી સ્વભાવીક કુદરતી અક્કલ બીજા બાળક કરતાં જન્મથીજ વધુ શા સબબે ધરાવે છે, તે બાબેના મુશ્કેલ સવાલમાં આપણે વધુ દાખલ થઇશું નહિ. પણ એમ દાખલ થવાવિનાં, તે બાબે જે સામાન્ય જલદીથી સમજી શકાય તેવો થોડોક ખુલાસો મલે છે, તે માન્ય કરી તે બાબે વિચાર કરીશું. તે ખુલાસો આ છે કે, એક બાળક, જે કેટલુંક કુદરતી સ્વભાવીક જ્ઞાન ધરાવે છે, તે વારસામાં મેલવેલું (inherited) જ્ઞાન છે. જ્ઞાની માબાપનાં ફરજંદો જ્ઞાની નિવડવાનો વધારે સંભવ છે. અજ્ઞાની મા બાપના ફરજંદો અજ્ઞાની નિવડવાનો સંભવ છે. અલબત આ નિયમમાં, કેટલાક સપાતી ઉપરથી નહિ સમજ પડે એવા, અપવાદો આપણને મલે છે. પણ તે અપવાદો ને આપણે આપણી બાબતમાં હાલ બાજુ મેલીશું, એવું કહીને કે, તે અપવાદો છે અને તે અપવાદો તે નિયમને ખોટા પાડવાને બદલે સામા કેટલીક હદે ટેકો આપે.

બીજા કોઇ નહિ જણાયલા અને સેહલાઇથી નહિ સમજ પડતા સબબ યા સબબો હોય. પણ તે બાજુ મેલતાં આ સબબ મોટે ભાગે આપણે ખરો જોઇએ છિએ અને તે સમજ પડે તેવો જોઇએ છિએ, કે એક બાળક કેટલુક જ્ઞાન, અને તે જ્ઞાન સાથ કેટલાક સદગુણો વારસામાં પોતાના મા બાપથી પોતાના બાપદાદાઓથી મેલવે છે.

વળી બીજું આ, કે જન્મતાં ને વાર તે જ્ઞાન મેલવવું શરૂ કરે છે અને જ્ઞાન મેલવતું રહે છે. માટે તેની આજુ બાજુની હાલતો (surroundings or environment) પણ તેનાં તે જ્ઞાન ઉપર વધુ ઓછી યા સારી માથી અસર કરે છે.

આસ્નીદે ખેરદ યાને જાતી જ્ઞાન યા અક્કલ બાબે આ સીધ્ધાંત કે દરેક બાળક તે વારસામાં મેલવતું જન્મે છે તે કબુલ રાખતાં—અને તે કબુલ રાખવું સેહલું છે—આપણ સર્વએ ધડો લેઇ જે ધ્યાનમાં રાખવાનું છે તે આકે, આપણી હવે પછીની ઓલાદનાં ફરજંદો વધુ આસ્નીદે ખેરદ સાથે જન્મે તે માટેના આપણે ઉપાવ લેવા.

આતશની નીઆએશમાં એક માત પિતા આતશ હજુર ખુદા પાસે દુઆ ગુજારે છે કે "મને જાતી અક્કલ વાળું ફરજંદ બખ્શ" (દાયાઓ મે આનર્શ પુથ્ર અતૂરહે

મજદાઓ........આસ્નામ ફ્રજંન્તીમ ). એજ પ્રમાણે "અહાઇ રએસ્ત''ની બંદગીમાં "આસ્નામ ફ્રજંન્તીમ" માગવામાં આવે છે. ત્યારે જે પરણેલું જોડું જાતી અક્કલનાં ફરજંદો માટે દુઆ ગુજારતું હોય અને આશા રાખતું હોય, તેણે પોતાને ત્યાં તેવાં ફરજંદો અવતરે તે માટે પોતા તરફથી હિસ્સો આપવો જોઇએ. જ્યારે આ એક નિયમ છે કે બચ્ચું કેટલુંક જ્ઞાન, કેટલાક સદગુણો વારસામાં મેલવે છે, ત્યારે તે જ્ઞાન વારસામાં બચ્ચાંને આપવા માટે મા બાપે જ્ઞાની થવું, સદગુણી થવું, એ જરૂરનું છે.

એક જવાન જોડું પરણવા આગમચ અને પરણવા બાદ પણ કેટલીક વાર વિચાર કરે છે– અને તે વાજબી રીતે કરે છે–કે તેઓએ કાંઈ પુંજી એકઠી કરવી કે તે પુંજીથી તેઓ પોતે શારીરીક સુખ અને રાહત ભોગવે, અને તેજ મુજબ, પોતાનાં ફરજંદોને સુખ અને રાહત જેમ પોતાની જીંદગીમાં તેમ જીંદગી બાદ આપે. પૈસાનો, માલ મતાનો, મીલકતનો એમ વારસો આપવા માટે આપણે ઘણી કાળજી રાખ્યે છિએ, પણ જ્ઞાન યા સદ-ગુણનો વારસો આપવા માટે થોડી કાળજી રાખ્યે છિએ. ખરૂં જોતાં તો પાછલા પ્રકારના વારસાની પહેલા પ્રકાર નાં વારસા કરતાં વધારે અગત છે.

ત્યારે એવો વારસો આપવા માટે આપણે જ્ઞાનની, વધુ અને વધુ જ્ઞાનની, વધુ અને વધુ સદગુણોની પુંજી એકથી કરવી જોઇએ, કે જે આપણે બચ્ચાંઓને વાર-સામાં આપે. જ્યારે આપણાં બચ્ચાં વધુ જાતીજ્ઞાન અને અક્કલનાં જન્મે એવી આપણુ માબાપોની મોરાદ છે, ત્યારે તે જાતીજ્ઞાન વારસામાં આપવા માટે આપણે જ્ઞાની થવું જોઇએ, આપણે સદગુણી થવું જોઇએ. "કુવામાં હશે તો અભારામાં આવશે," તેમ માબાપમાં જ્ઞાન અને સદગુણ હશે તો બાળકોમાં વારસામાં આવશે.

**બચ્ચાંની આસ્નીદેહ ખેરદ માટે તેનાં જન્મની ૧૦૦ વર્ષ આગમચ પાયો નાખવો**—એક લખનાર કહે છે કે, એક બચ્ચાંની કેળવણી તેનાં જન્મથી ૧૦૦ વર્ષ આગમચ શરૂ થવી જોઇએ. એમ કહેવું આપણુને યા ઘણુકોને નહિ સમજ પડે એવું, યા ગુચવણ ભર્યું લાગે, કે "હજુર બચ્ચું જનમેલું નહિ તેટલાં, અને વળી તેનાં જન્મથી ૧૦૦j વર્ષ આગમચ તેની કેળવણી કેમ શરૂ થાય ?" પણ આપણામાં "અજાત નામ," એટલે નહિ જન્મેલાંના ફ્રોહરો માટે જે કેહવામાં આવે છે, તે ઉપરથી અને એક બાળક વારસામાં જાતી જ્ઞાન ( આસ્નીદે ખેરદ ) કેમ મેળવે છે, તેના દુરઅંદેશ વિચાર ઉપરથી અને તે જ્ઞાન આજુ બાજુનાં સંજોગો અને સાંધનો (environment ) થી કેમ વધે છે, તે બાબે ઉપર આપણે જે થોડાક વિચાર કર્યો છે તે ઉપરથી, આ વિદ્વાનના આ ટુંકા પણ ભાવાર્થથી ભરપુર સુંદર શબ્દો આપણુને સમજ પડે છે. જો તમો માંગતાં હોવ, જો તમો ઇચ્છતાં હોવ કે તમારાં ફરજંદો, તમારાં ફરજંદોનાં ફરજંદો, તમારાં આજથી ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદોનાં ફરજંદો, જાતી અક્કલ ( આસ્નીદે ખેરદ ) નાં, ચતુર, જ્ઞાની, ભલાં, સદગુણી, નેક નિવડે, અને તેમ નિવડી તમારા નામને જેબ આપે, તો તે માટે આજથી તમો પાયો નાખો. તે પાયો તમો તમારા શરીરમાં, તમારાં મગજમાં, તમારાં જીગર (body, head and heart)માં નાંખો. તમો પોતે શરીરે તનદરૂસ્ત બનો. તમો વધુ અને વધુ જ્ઞાન સંપાદન કરી વધુ અને વધુ જ્ઞાની બનો. તમો વધુ અને વધુ નેકી અખત્યાર કરી વધુ અને વધુ ભલાં અને નેક બનો. ત્યારે તમારે ત્યાં વધારે તંદરૂસ્ત, વધારે જ્ઞાની અને વધારે નેક ફરજંદો અવતરવાનો સંભવ છે. તે ફરજંદો તમારી માફકજ કોશેશ ચાલુ રાખશે તો તે-ઓને ત્યાં વધુ તંદરૂસ્ત, ચાલાક અને નેક ફરજંદો અવતરશે. તે ફરજંદો પોતાનાં બાપ બપાવા, માએ મમાઇઓ માફક કોશેશ ચાલુ રાખશે તો તેઓનાં ફરજંદો હજુર વધારે તને-દરૂસ્ત, મને ચાલાક અને દીલે સદગુણી નિવડશે. આ મુજબ તમારાં ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદાન ફરજંદોનાં ભલાં જ્ઞાનાને અને સદગુણી જીંદગીનો પાયો તમો આજથી નાખી શકશો. "માબાપના પુન બચ્ચાંને આડાં આવે" "વડિલોના પુન તેઓની ઓલાદનાને આડે આવે," એવાં એવા સુંદર શબ્દો આપણુ વારે ઘડીએ સાંભળ્યે છિએ. તે શબ્દો આવા ખ્યાલથી જોતાં ઘણા બરહક છે.

જ્ઞાનીઓ જ્ઞાનીઓને ત્યાંજ અવતરવાનો વધારે સંભવ છે. ઉત્તર ધ્રુવ તરફ અસલી ( primituve ) હાલતમાં રહેતા એસકીમોસ ( Eskimos ) વર્ગના લોકોએ કોઈ ન્યુટન યા ગેલીલીઓ, કોઈ ફેરેડે યા એડીસન ઉપન્ન કર્યો નથી. પણ કોઈ જ્ઞાની પ્રજાએ, વધુ ઓછાં જ્ઞાની માબા-પોએ, વધું ઓછાં જ્ઞાની સાંધનો અને સંજોગો એ એવા માહ જ્ઞાની નરો ઉત્પન્ન કર્યા છે: એ બાબત દેખાડે છે કે જ્ઞાન ઘણેક દરજ્જે વારસામાં પસાર થાય છે અને વધે છે.

કદાચ આપણુને એમ લાગે કે ૧૦૦ વર્ષ બાદના આ-પણા ફરજંદાન ફરજંદો માટે અત્યારથી કાળજી રાખવી, અને તેઓ માટે આપણે હાલ ૧૦૦ વર્ષ આગમચથી

જ્ઞાની થવું, યા કહ્યું એવી સદ્ગુણી થવું, એતો "મીઆ મરેંગે અને બેલ બાતેંગે" યા "ઘઉં ખેતમાં અને બેટા પેટમાં," યા "ભેંસ નહિ તેટલાં ખુરો," જેવી બાબત થાય! પણ એમ નહિ સમજવું જોઇએ. આપણા પૂર્વજોએ જો એમ વિચાર કરી કામ કર્યું હતે તો આજે આપણે જેવા વાજતાં ગાજતાં છિએ તેવાં નહિ નિવડતે અને નહિ દેહતે. આપણાં વડિલો તો પોતાની પેહેડીનાં ભલાં માટે, એકસો બસો વર્ષ પછીની પેહેડીનાં ભલાં માટે પણ, ભલા અને નેક વિચાર ધરાવતા. તેઓ ઘર બાંધતા તો, બચ્ચાંનાં બચ્ચાં કચ્ચાં વાપરે એવા મજબુત બાંધતા, આજે મુંબઈ અને સુરત જેવાં શેહેરોમાં પણ કોઇક ઇમારતો એવા વિચારથી બંધાયલી તમો જોશો. તેઓ પોતા માટેજ નહિ પણ ભવિષ્યની ઓલાદ માટે વિચાર બાંધી ઉધરતા અને કામ કરતા. પોતાનેજ માટેનો, પોતાનાજ જમાના માટેનો વિચાર તેઓ નહિ કરતા, પણ ભવિષ્યની ઓલાદ માટેનો કરતા. એવા વિચારથી જીંદગી ગુજારવામાં એક પ્રકારની મોજ છે, એક પ્રકારનો પર્માર્થ છે, એક પ્રકારની નેકી છે, એક પ્રકારનો સવાબ છે.

**એવાજ ખ્યાલથી ફરેશોફેરેતીનો ભલો વિચાર—** આપણામાં ફરેશોફેરેતી, ફરેશોકન્ત, ફરેશોગર્દનો અથવા એક પ્રકારની તેને મલતી રસ્તાખેજનો ખ્યાલ એવાજ સુભ વિચારોથી છે. આપણ સર્વ માણસની ફરજ છે કે આપણે એક એવો જમાનો લાવવાની કોશેશ કરવામાં આપણો હિસ્સો આપવો જોઇએ કે, જે જમાનો તનની-દરસ્તીમાં, મનનાં જ્ઞાનમાં, દેલનાં સદગુણોમાં, સર્વથી વધારે દરસ્ત, જ્ઞાની અને સદગુણી ગણાય. તે માટેની કોશેશ તે જીંદગીને સફળ કરવાની કોશેશ છે.

**જ્ઞાનનાં ખેતરમાં હાલનો દાખલો—હવાઈ વિમાનો.** (Airships)—દુન્યામાં ઘણાંક ભલા કામો આવા ભવિષ્યના જમાનાનાં જ્ઞાનમાં વૃધ્ધી કરવાનાં ખ્યાલથી થાય છે. અલબતે તેમાં એક પ્રકારની પોતાની નામનાનો ખ્યાલ છે ખરો. પણ તેમાં સૈવટની નેમ દુન્યાના જ્ઞાનના જથ્થા (World's stock of knowledge) માં વધારો કરવાની છે. આજે દજન અને કુરીબંદ બલકે સેંકડો પ્યારા જાનો આપણ માણસ જાતનું જ્ઞાન વધારવાની કોશેશોમાં જાયછે. નજદીક દર અઠવાડીએ આપણે સાંભળ્યે છિએ કે "ફલાણો સહાસીક પુરૂષ હવાઈ મુસાફરી કરતાં મરણ પામ્યો." ભવિષ્યનાં જમાનાને ફાયદો કરનારા કામો માટે અને તે કામોનું જ્ઞાન વધારવા માટેની આ સુભ કોશેશો છે.

ત્યારે આપણ સર્વએ આ સર્વજનક દુનિઆઈ કામમાં આપણો હિસ્સો આપવા કાજે, આપણી ઓલાદને વધુ તનદરસ્ત, વધુ મન દરસ્ત, વધુ દેલ દરસ્ત, નિવાડવા માટે કોશેશ કરવી જોઇએ. આપણે તને દરસ્ત, મને જ્ઞાની, અને દેલે સદગુણી થવું જોઇએ, કે તેથી ભવિષ્યની ઓલાદ પણ તેવી બને, તેવી બને એટલુંજ નહિ, પણ તેથી પણ વધુ અને વધુ તેવી બને.

**ભવિષ્ય કાળનું આસનીદ ખેરદ વધારવા કાજે વર્તમાન કાળનું ગઓશ સુત જ્ઞાન વધારવું—** ત્યારે આપણાં ફરજંદોની, ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદોની ભવિષ્યની ઓલાદનું આસ્નીદે ખેરદ વધારવા કાજે, મા બાપોએ, આપણ હાલના જમાનાના નર નારીઓએ આપણું "ગઓશ સુતો ખેરદ" વધારવું જોઇએ, એ પાછળું જેમ આપણે વધારીશું તેમ બચ્ચાંઓનાં બાબમાં પેહેલું એટલે જાતી જ્ઞાન આપણે વધારીશું. આ જ્ઞાન આપણે કેમ વધારવું તે એક મોટી બાબત છે. તે ઉપર આપણ હવે પછી કોઈ પ્રસંગે વિચાર કરીશું અને જોઇશું કે, કુદરતનું અવલોકન તવારીખનો અભ્યાસ વિગેરે એ તે કેમ વધારી શકે.

---

## "જીંદગી" એક વાજીંત્ર છે.

મનુષ્ય જાતનો જીવ એક નમુનેદાર વાજીંત્ર માફક છે. જેમ વાજીંત્ર કુશળ અને ચાલાક હાથની નાજુકાઇ નાજુક ધ્વનીમાં કુજી રહે છે, તેમ જીવ સુદ્ધ ભાવની શુદ્ધતાઈમાં રાજી થઈ ગાજી રહે છે. જ્યાં સુધી વગાડનાર વાજીંત્રના સાજના ભર અને તરફોનો મહેનત લઇ મીલાવત કરતો નથી. તેમ તેનામાંથી મીઠા સરોદનો સવાદ નિકળવાનો નથી. તેમજ મનુષ્ય પોતાની આત્મિક ખીલવણી અર્થે મનની ગુણવંત ગુંદની કરતો નથી, ત્યાં સુધી બીજાને તો નહીજ પણ પોતાને પણ આગળ વધારી શકતો નથી. એક બેતાલ પડેલું સાજ (વાજીંત્ર) કોઇ કળાવંત કારસાજીના હાથ વડે એકરસ મેલાપમાં મળી મધુરીયતાના અવાજ આપે છે, તેમ જીવ આત્માને ઉંચા શિક્ષણથી જીવન મળી જગતને મોટા ટેકા સમાન થઇ પડે છે. સાજ કાંઈ પહેલાથીજ મધુર વાગતો નથી. તે પાછળ જેમ રંજ અને મેહનતની જરૂર છે તેમ ઉત્તમ ભાન અખત્યાર કરવા દુરઅંદેશ રાહબરોની રાહબરીનો સાથની પણ જરૂર છે.

હરમીસ.

# બે ગુનાહની પુરવારી.

## એક ટુંક વાર્તા.

લખનાર:—મિસીસ મહેરબાનુ ફિરોજશાહ એડનવાળા.

"તું જાણેછ જેન, તારે ખાતર હું કાંઇબી કરી શકીશ. તું મને કેહવા શું કામ અચકાયછ? મને તારૂં ખાનગી કામ શું છે તે કહી ને સોંપી જો. પછી તારી ખાત્રી થશે," જેનના અદરાયલા જવાન ધણી ડાકટર રોજરે તે રડતી અને કળવાતી છોકરીને ખરા આગ્રહથી કહયું.

"હું તુને ઓળખુંછ, રોજર, તું એક કામ કરવા પાછળ મંડેછ તો તારા જીવનોબી ડર કર્યાં વના તું તે સરન્જામ ઉતારેછ, પણ મને મારો ભરમ કહેતાં બહુજ આંચકો લાગેછ, છતાં મારા જાન કરતાંબી વાહલા મારા પપાજી ને દુ:ખી થતા જોઈ મારો જીવ તમામ સુખ કરાર સાથે ઉડી જાયછ," નવેસરથી તે અબલા નવધાર આસુંએ રડી પડી બોલી.

"કેહ, મને કેહ, મને સોંપ તારૂં કામ, તુને રડતી જોઈ મારો જીવ કેવો બળેછ તે તું જાણતી નથી. તુને મેળવવા ખાતર જો તું મારો જીવબી માગશે તો તેને પણ જોખમમાં નાખવા હું તૈયાર છેઉં."

"ઓ, મને એજ વચન જોઇયેચ. પણ દુન્યામાં તુને બીજી કંઇબી વાહલી ચીજ હોય, તેને મારૂં કામ બજાવવા જતાં ખોહવી પડે તો?" જેને આંખ્યો લુછતાં પૂછયું.

"ભલે, કેમ કે તારા સિવાય બીજી કંઇબી ચીજ મને આ દુન્યામાં વાહલી નથી. વાસ્તે તાકીદ કર. મને કેહ;" ડાકટર રોજરે જેનને પટાવી.

"વાહલા રોજર, તું ઘરડા વાસ્ટનને ઓળખેછ?" તેણીએ પૂછયું.

"કોણ, પેલો બ્યાજખાઉ! તે તો તદન અથાતથા થઇ રહયોછ."

"હા, તેજ! એ બ્યાજખાઉ પાસેથી મારા વાહલા પપા એ બ્યાજે રૂપીઆઓ કહડાવી રબરના વેપારનો સન્તો કર્યો અને તેમાં એ ઘરડાના સવા લાખ રૂપીઆ ડુબ્યાછ. મારા પપાને હાથની ચીઠીઓ એ શેતાન પાસે છે. તે બ્યાજ મેળવવાને આજ સુધી મારા વાહલા બાપનો જાન તોડી ખાતો, જ્યારે હવે તો તે મુદલ રકમ મેળવવાને પપાની પૂઠ પકડી બેઠોછ. રાત ને દહાડો એવણને કરાર નથી. અને તે વિચારથી એવનની તબિયત એટલી બધી બીગડી ગઇછ કે હું એવણને એટલાં દુ:ખમાં જોઇ શકતી નથી. તેને ત્યાં જઇને તેની પાસેથી તે કાગળ્યાંઓ મેળવી બાળી નાખવા જોઇએ, એટલુંજ હું માંગુછ," જેન કરગરીને બોલી, "એ મારી માંગણી ઘણીજ કફોડી છે," ડાકટરને હાથ મારતાં જોઇ જેન આગળ બોલી, "પણ તે ફળવીજ જોઇયે, નહીં તો મારા તમામ સુખ ને છેલ્લી સલામ! મારા જાન કરતાં વધુ વાહલા મારા અદરાયલા ને છેલ્લી સલામ. આ જગતમાં મારે માટે કશુંજ સુખ બાકી રહેલું હું જોઇશ યા જાણીશ નહીં. છેલ્લી સલામ!"

"ધીરી થા, જેન, એમ ના જાણતી કે તારી પાસેથી મેં તારાં અથાગ દુખને ફોકટમાં જાણી લીધુંછ. આજ સાંજે તારાં એ દુ:ખનો છેડો આવેલો જાણજે. કાલે પાછાં મળ્યે તેટલાં સલામ."

તેઓ છુટાં પડયાં.

ડાકટર રોજર અને જેન એડીશામ બચપણનાં સાથીઓ હતાં. તેઓ એકબીજામાં પોતાની દુન્યાં ગણતાં. જેનના બાપે સતામાં ગુમાવેલી રકમને લીધે તેની આબરૂ પેલો બ્યાજખાઉ ઘરડો વાસ્ટન લેશે તેની હેબક ધસકે જેન અને તેણીનો પિતા એડીશામ રાતો દીન બેકરાર રહેતાં.

* * *

તેજ રાત્રે નવ વાગતાં ઠંડીથી બચવાને મોટો ઓવરકોટ તથા કપાળવેરની ટોપી પેહડી લઇ ડાકટર રોજર બ્યાજખાઉ વાસ્ટનને ત્યાં જઈ લાગ્યો. ડાકટરને બારણું ઠોકતાં વાસ્ટનની ઘરડી કારભારણ નામે એસ્થર દોડતી આવી.

"પણ તમે આજે તેને મલી શકશો નહીં." એસ્થરે ડાકટરની માંગણીનો અસ્વિકાર કરતાં કહયું, "ઘણા દીવસ થયા મારા શેઠની તબિયત બરાબર નથી, ને આજે તો હમણાંજ જમી લઈ મને હેઠેજ રહેવા કહયુંછ, અને સખત તાકીદ આપીછ કે મારે કોઇનેબી અંદર દાખલ કરવું નહીં."

તે બેહોશીમાંથી ઉઠશે તો પસ્તાશે, હમણાં ને હમણાં તેની ફીકર કરી તે શેતાનભર્યા ઘરડાને પોતાનો હક ખાવા માટે ઉઠાડવાનું તેનું મન થયું નહીં.

તે ચુપચુપ ઉઠ્યો. હેઠે ઉતર્યો, દરવાજા ખોલી તે બહાર પડ્યો. તેણે ઘરડી કારભારણને પણ ઉઠાડી નહીં.

તેનું અંતકરણ તેને ડંખવા લાગ્યું. રસ્તેથી ચાલતાં તે વિચારમાં પડ્યો કે હોદ્દો ન કરે ને એ ઘરડો જતન વિના હમણાં મરીજ જાય તો તેનું કામ શું કહેવાય? તે પાપીજ કહેવાય. કેમ કે તેની જતનથી વખતે તેનાં આકરાં નરમ પડી તેને સુધી વહેલી આવતે. તે પોતાનો રોગ કરતો અને બીજાને ખુશી અને સુખી કરવાનો ખ્યાલ મનમાં રાખવા ચાહતો. મજબુત કોટ સપેદી આગળ બે ડગલાં ભરે તેટલાં તેજ મોહલ્લાનું બારણું ઉઘડી ગયું અને એક અકળાવતી ઘબરાવતી ઓરતને તેણે બાહાર આવતાં જોઈ.

"ઓહો!" હજી તો ફક્ત દસને દસ થઇ છે. હું તો જાણું કે કેટલુંક મોડું થયું હશે. તમારું ધડ્યાળ તો બરાબર છેની?"

"હં! હા, નહીં, હું નહીં જાણુતી ડાક્ટર પણ મારેથી તમારો ઉપકાર.—"

"ફીકર નહીં, બાનુ, હું હવે ઘર જાઉંછ, અને તમારા ડાક્ટરને બુચાની હકીકત સવારમાં કેહવાડી તેડાવજો."

સલામ કરી તે ઘર બાહાર નિકળ્યો, અને એક કલાકે પાછું પેલું બધું યાદ આવ્યું. તે કમકમ્યો, અને પોતાને ઘેર ગયો.

પેલાં દર્દી બાળકની માતા મીસીસ લેનહામ પોતાના લથડતા ધણીને કલબમાંથી આવતાં વાર ડાક્ટરની સિફારસ કરવા બેઠી, અને તેની નાદર અક્કલ, અને હુસ્યારીથી પોતાનું બાળક બચવા પામ્યું તેની બધી વાતો કરવા બેઠી. એ વખ્તે અસલનાં ડાક્ટર બચ્ચાં ઉપર રોકાયલો

કંઇભી વાંચવા દે તેવું હાલકું હતું નહીં. તે ફક્ત મથાળાંઓ ઉપર આંખ ફેરવી ગયો. એકાએક એક મથાળાં ઉપર તેની આંખ્યો ગોળા માફક મોટી ઉઘડી ને ઘભરાયલી જેવી એક નાહની બાબદ ઉપર ઉડઉડ કરતી ફરવા લાગી. જે હાથોએ તે ન્યૂસ પકડેલું હતું તે હાથો સફેદ મારી જઇ થરથર કંપતા અને ન્યૂસ 'ખરખર' અવાજ કરતું. તેનો દમ રૂંધાઇ જતો તેને લાગ્યો. લખાણ તે છાપામાં નીચે મુજબ હતું :—

"વીમબલડન ખાતે અચાનક મરણ"—તેણે વાંચવા માંડ્યું, "આજે બડી બામદાદે કોમનસાઈડમાં વસતા મી૰ વાસ્ટન પોતાના જમવાના ઓરડામાં મુવેલા મલી આવ્યાછેઃ તેવણના નાનકડા વીલાનો કબજો એ બનાવે પોલીસે લીધો છે. હમારા છાપાનો પ્રતીનીધી ત્યાંથી ખબર લાવ્યોછે કે મી૰ વાસ્ટનનાં મોતનો ભેદ શોધવાને ડીટેકટીવો તેનાં નાહનાં મકાનમાં ફરી વળ્યાછે."

કેટલો વખત સુધી તે તે ન્યૂસ ધરીને ત્યાં પથર માફક જડ બની ગયો તેનો તેને સુધલો રહયો નહીં. ધાસ્તીથી મુંગો બની, આવતી આફતથી જડ બની હીલ્યા ચાલ્યા વિના તે સ્થિર થઇ ત્યાં લાંબો વખત બેસી રહયો.

એ શું થઇ ગયું? એના મરવાથી જેન અને તેણીના પિતાનો છુટકો થયો. પણ તેનું પોતાનું કેમ? તેના ઉપર રખે કંઈ આળ આવે, રખે તે વિપતીમાં સપડાય! તેનું અંતકરણ તેને કોરી ખાવા લાગ્યું.

આહા! એકજ પાપનું પગલું અને તેનો પસ્તાવો તેને જન્મ સુધી કરવો પડવાનો. તે ભલાં અંતકરણનો માણસ હતો તેથી તેને પસ્તાવો થતો કે તેની મદદથી જો ધરડો બચવા પામતે તો તેનો જીવ ગયો ન હતે.

તે દોડ્યો. જેવો તે દરામણા ખ્યાલમાંથી જરાક છુટયો કે દોડીને તે પોતાના સુવાના રૂમમાં ભરાયો. ત્યાં ઉંધે મસ્તક પડી તેણે અંતકરણના પસ્તાવાના આંસુઓ ઓરવ્યાં.

જેન અને તેણીના પિતાએ પોતાની વાતને આજ દન તુલીક એવી છુપાવી રાખી હતી કે હવે તેનું નિર્દોષ પણું પુરવાર કરવા જતાં ખરી વાત જાહેરમાં આણવાની તેને ફરજ્જ થઈ પડશે કે કેમ? તે વધુ કંઇજ ખ્યાલ કરી શકયો નહી.

એ તેનથી થયું તે શું? વગર વિચારે ભલું કરવા જતાં જે અગાધ પાપ થયલું તે જોતો તેથી ઘભરાઇને તે પસ્તાવામાં પડ્યો.

વાહલી જેનની નાદાન અરજ કબુલ કરવા જતાં તેને પોતાને તદન ફસી પડેલો જોયો. પાછળથી ઉપજતા લંબાણ વિચારથી હવે તેને કડવો પસ્તાવો થવા લાગ્યો. જરા વારમાં તેણે આંસુઓ ખંખેરી નાખ્યાં અને બન્ને હાથમાં માથું ઝુમાવી તે વિચારમાં લીન્ન થઈ બેસી રહયો.

લગભગ એવી હાલતમાં એક કલાક વહી ગયો. આ વેળાએ એકાએક જોરમાં વાગતા ટેલીફોનના ઘંટથી તેની ઉડી ગયલી સુધ્ધ બુધ ચમકીને જોરથી પાછી ફરી, તે ધડકતાં છાતીએ અને લથડતે પગલે વા વેગે ઉડતો ટેલીફોન આગળ ગયો.

"અરે પણ, એવડી તાકીદ કોણ કરેછ?"

"મહેરબાની કરીને કોમનસાઇડ ખાતે વાસ્ટન સાહેબને ત્યાં વહેલા આવો. ઘરની કારભારણ એસ્થર કેહછ કે વાસ્ટન સાહેબ આગળ તમે અગ્યાર વાગતાં તુલીક રાત્રે હતા. વાસ્તે તમો વચ્ચે છેલ્લાં શું વાત થઈ હોય તે હમે જાણવા માંગેછ." ડીટેકટીવે ડાકટરને તે ઘરડાને ત્યાં ટેલીફોનથી તેડયો.

"ઓ, આવ્યું, મોતનુ તેડું આવ્યું." ટેલીફોન છોડી દેતાંજ ડાકટરે ફાળ ખાધી. તે ગયો, એક ગાડી મેળવી તેમાં નખાવી દઈ શોકાતુર અને ભખાયલા ચ્હેરાએ તે ત્યાં ગયો.

તે તે ઘર તરફ એક ગુન્હેગારનાં ફાંસીના લાકડાં તરફ જુવે તે મિસાલ જોતો અંદર ગયો. તેને લાગ્યું કે એકે એક જણ તેનાં ભણી શંકાશીલ નજરે જોતું હતું. ઘરમાં ડીટેકટીવો અને બાહાર પોલીસમેનો તરેહવાર ગપાટા ઉડાવતા હતા. વળી મીઠાં ફુલ ઉપર મધમાખ ભમભમે તેમ જુદાં જુદાં રોજીંદાં પેપરવાળાઓનાં માણસો પોલીસનું અને ડીટેકટીવોનું માથું ફોળી ખાતા. તેને જોતાંવાર વડો ડીટેકટીવ બોલ્યો :—

"આવો, સાહેબ, હમે તમારી રાહ ઘણીજ આતુરતાથી જોઇયે છિએ. ઘરની ઘરડી કારભારણ એસ્થર કેહછ કે ગઈ કાલે રાતે દસ વાગે તેણીએ પોતાના શેઠને છેલ્લો જોયો જ્યારે તેણીએ તમને અંદર દાખલ કીધા. તેણીએ તમને રાતે લગભગ અગ્યાર વાગતાં ઘર છોડીને જતાં સાંભળ્યા."

"બિલકુલ ખોટું!" હવે ડાકટરે જીવપર આવી જઈ શાંત થતાં કહ્યું. "ગઈ કાલે રાતે દસ વાગને હું મીસીસ લીનહામનાં મરવા સુતેલાં બેબી આગળ હતો."

ડીટેકટીવ ભભાં ચહડાવી અને શકથી હસી પડ્યો.

"ઠીક ! ઠીક ! ડાક્ટર, જુવેરાની હું તો તમારૂં કહ્યું માનુંછું. પણ કમબખ્ત આ છુટ્ટીની સાક્ષી તમારી વાતની વિરૂધ્ધ જાયછની," તે બોલ્યો, "એમ તો તમારી પાસે એલીબી પૂરવાર—"

"ઓહ ! ખચીત !" ખરી ખુશાલીથી ચમકી ઉઠતાં તેણે જવાબ દીધો. "મીસીસ લીનહામને તેડાવી પુછી જુવો."

એટલામાં એસ્થર ચીંચવાઇને ચીરડાતી ત્યાં આવી. તેણીએ રડી તોફાન કરીને બસ ડાક્ટર રોજરને ગુન્હેગારજ પૂરવાર કરવા માંગ્યો. તેણીએ ભાર મેલીને ખરી ખાત્રી આપતાં કહ્યું કે રોજર અગ્યારમાં થોડો વખત કમ હતો ત્યારે ગયો અને તેને જતાં સાંભળી તે ઉપર ગઇ, અને પોતાના શેઠને ટેબલપર માથું ઝુમાવી પડેલો જોયો. તેણીએ હાંક મારતાં શેઠ ચીરડાઇને તેણીને ધુમ પાડી બાહેર તગડી મુકી. પાછું તેના ઓરડાનું બારણું બંધ કરી તે હેઠે ગઇ, પણ તેણીને કંઇ ચેન નહીં પડયું તેથી એક વાગે પાછી ઉપર ગઈ અને ત્યારે તેણીને ખાત્રીથી માલમ પડયું કે તે મુએલો હતો."

"બાઇ, ડાક્ટર કેટલે વાગે તમારે ત્યાં આવ્યા હતા ? મારા સવાલનો જવાબ આપો કે જેથી વાત તદન સેહલ થાય."

"લગભગ નવ ઉપર યા કલાક ઉપર થયલો," એસ્થર હાંફતાં હાંફતાં બોલી.

"ઠીક, જ્યારે તમે એવણને ઘર છોડીને જતાં સાંભળ્યા ત્યારે કેટલા વાગ્યા હતા, વારૂ ?"

"અગ્યારમાં પાંચેક કમ હતી," એસ્થર બોલી.

"ઠીક, હવે ડાક્ટર નવ અને અગ્યાર વેર તમે અહીં નહીં હતા અને દસ વાગે બીજે ઠેકાણે કોઇ હતા એમ પુર વાર કરી શકશો ?"

ડાક્ટરના કેહવાથી મીસીસ લીનહામને તેડી લાવવા પોલીસનું એક માણસ દોડયું, પણ મીસીસ લીનહામને બદલે તેણીનો ધણી આવ્યો જેણે સોગંદ ઉપર જુબાની આપી કે ગઇ કાલે રાતે દસમાં થોડીક મીનીટ કમ હતી ત્યારથી ડાક્ટર રોજર હમારે ત્યાં હમારા બુચા આગળ રોકાયલા હતા. તેઓ લગભગ સવા દસે ઉઠીને ઘર ગયા."

ડીટેકટીવની ખાત્રી થઇ.

"કોઇ ડાક્ટરે લાસને તપાસી કે નહીં ?" રોજરે ત્યારબાદ વધુ નિરાંત બની પુછયું

"આહારે સાહેબ, ડો૦ લીનહામ લાસને તપાસીછ. મને લાગેછ કે ડાક્ટરનું બી કેહવું એમજ છે કે હાર્ટ બંધ થવાથી એકાએક મરણ નિપજયુંછ. કારભારણ એસ્થર કેહછ કે વાસ્ટનને આકરાં આવવાની કુબી આદત પડી ગઈ હતી તેણે બરાડ પાડીને તેણીને 'નીકર!' એટલા શબ્દો કહ્યા, તે પણ ઘણાજ ગુંગળાતા અને તુટેલા અવાજમાં હતા." ડીટેકટીવે કહ્યું.

રોજરનું અંતકરણ તેને ડંખવા લાગ્યું. તે ત્યાં શા કારણે આવ્યો હતો તે કેહવાની તેને ફરજ થઈ પડી એમ તેને લાગ્યું. પણ પોતાની વાહલીના આબરૂદાર પિતાએ આજ સુધી પોતાની લાજ રાખવાને એ દુખ ખમ્યું હતું તેનો વીચાર કરી તેને એક હચકું ખાધું.

તેઓ મરહુમને જે ઓરડામાં મુકેલો હતો તે ઓરડામાં ગયા. રોજરે એક ઉતાવળી નજર ત્યાં ફેંકી, બધું જેમનું તેમ હતું. "મારૂં કહેવું એમ છે, ડીટેકટીવ,"—

"અરે, ડાક્ટર , એ આ શું !" આટલું બોલી ડીટેકટીવ ગુંટણીયે પડી ટેબલ હેઠે ભરાયો અને એક કાગળીયું ઉંચકી લાવ્યો.

રોજરના હાથ પગ ઠંડા બર્ફ થઇ ગયા. તેનું જીગર જોરથી ધપકી તેના હોઠોને ઉજળા સપ કરી મેલ્યા. તેનાં આંગપરના બાલ તેને ખુંચવા લાગ્યા. હવે તેને યાદ આવ્યું કે જ્યારે બારણાં આગળ કોઇ નથી એવી ખાત્રી કરવા જતાં અંદર જે પવનનો સુસવાટો સપાટામાં આવ્યો હતો, તે પવને શું કંઈ મી૦ એડીશામનાં કરજની પુરવારી આપતું એકાદ કાગલ્યું ઉરાડી તો નથી મેલ્યું?

"જુવો સાહેબ, આ દસ્કત તમે પીછાણોછ ?" ડીટેકટીવે તેને તે કાગલ્યું દેખાડતાં પુછયું.

"હાં, સાહેબ, એ મરહુમ વાસ્ટનના હાથનું લખેલું જણાયછ, તેના એ હર્ફ છે." તેણે ગુરી જતાં જવાબ કર્યો.

"ઓહો ! સાંભળો, બધા ભર્મ ખુલ્લો થયો છે." ડીટેકટીવે એમ કહીને વાંચવા માંડયું. તે શું લખે છે તે સાંભલવા પહેલાં રોજરે ધડકતાં જીગર ઉપર હાથ દાબ્યો.

"આ કાગલ્યું લખીને હું જાહેર કરૂંછ કે આકરાંનું નાપાક દર્દ સહન ન કરી શકવાને લીધે મેં કાતીલ ઝેરથી મારી જીંદગીનો અંત આણ્યોછ. મારાં મોતનો દોષ કોઇને સર રેહ નહીં તે વાસ્તે આ ખુલાસો લખી જાઉંછ. વળી આ પાસે પડેલી કમ્બ્રાટીમાંના તમામ કાગલ્યાં—"

આટલું અધુરૂં તે લખાણ હતું. પણ તે વાસ્ટનના હાથેજ લખાયલું હતું, એમાં શક કોઇનેજ રહયો નહીં.

“પાસે પડેલી ઇસ્કોત્રીમાંનાં કાગળ્યાં—એટલા શબ્દો અધુરા છે પણ મને લાગેછે કે તે બાળી નાંખવાની ઇચ્છા રાખી તો હશેજ જે તે તેણે બાળી નાખ્યાંછ. કાગળ્યાંની રાખ બધી જોઈ કેની?” ડીટેકટીવ બોલ્યો.

“હા, બરાબર, તદન વાજબી,” એક મણનો બોજો છાતી ઉપરથી ઉતર્યો હોય તેમ રોજર બોલ્યો. “નક્કી થયું કે વાસ્ટન પોતાની ખાનગી ઇસ્કોત્રીમાંનાં કાગળ્યાંઓ બાળી નાંખી કાતીલ ઝેર પી મરી ગયો.”

ડાકટર રોજર અને મી૦ લીનહામ ત્યાંથી ઘેર જવા સાથે નિકળ્યા. રસ્તે ચાલતાં આસ્તેથી મી૦ લીનહામે કહ્યું:- “ડાકટર, ઠીક થયું કે ડોસાની હાથે લખેલી ચીઠી મલી, નહીં તો એથીબી પુરવાર કરતાં તમો બેગોનાહ છતાં ઘણું ખમવું પડતે જો.”

“જરાકબી નહીં. મેં તમારે ત્યાંથી બાહાર પડતાં તમારાં ઘડ્યાળીનું ધ્યાન ઘડયાળ ઉપર ખેંચ્યું કે જેમાં ફક્ત સવા દસની નજદીકનો ટાઇમ હતો,” રોજરે નભર વસ બની કહ્યું.

“તે બધું ખરૂં, તમે હમારાં વાહલાં બાળકને બચાવ્યું તે માટે હમે હમારો જીવબી તમને બચાવવા આપ્યે તો થોડું છે. ડાકટર, પણ તમે જાણતા નથી, હું દરરોજ મારી બાયડીને ઠગવા વાસ્તે ઘડયાળનો કાંટો એક કલાક ખસાડી મુકુછ; જ્યારે તમે દસને દસ જોઈ ત્યારે ખરૂં તો અગ્યારને દસ થયલી. ડાકટર, કલબમાંથી આવતાં મને મોડું થાયછ તેથી મારી બૈરીને છેતરવા હું એમ કરૂંછ.” મી૦ લીનહામ શરમાઇને બોલ્યો.

ડાકટર રોજરે ખોદાનો પાડ ત્યાં ને ત્યાંજ માન્યો કે દોડાદોડીમાં એક ભુંડુ કામ કરવા જતાં તેણે જન્મની છુટ્ટર ખાતાં તેણે બચાવી લીધો. વળી તેણે ખોદાનો પાડ માન્યો કે દોડાદોડીમાં બીજાં કાગળ્યાંઓ ભેગુ વાસ્ટનને હાથે છેલ્લું લખાયલું કાગળબી ઠીક થયુ કે બળી જતાં બચી પવનને ઝપાટે ટેબલ હેઠે છુપાઈ પડ્યું. નહીં તો તે જીવતે ત્યાં તુલીક ઘરડા વાસ્ટનને મદદ નહીં કરવા માટે પસ્તાતે. તેણે પોતાના માટે એટલો તો સધિયારો માની લીધો કે ઘરડો કાતીલ ઝેર આંગમાં પચવાથીજ મુવો હતો. તેને કોઇબી જાતની મદદ ના ઇલાજ થઇ પડતે.

‘ચોવીસ કલાકમાં વાહલી,’ તેજ સાંજે બધી વાત જેનને કહી તે હર્ષથી બોલ્યો, ચોવીસ કલાકમાં તમારા તમામ દુખ અને ધાસ્તીનો છેડો મેં લાવી નાંખ્યોછ કેમ?

જેન અને તેણીના પિતાએ પોતાના માંગનારને રસ્તામાંથી દુર થયલો જોઈ રોજરનો પાડ માન્યો.

“કેવું સારૂં છે કે ઘરડા વાસ્ટનની પાછળ તેના પૈસા ખાનારૂં કોઈ નથી, નહીં તો આપણને તેનું દુઃખ ખમવું પડતે,” જેનનો પિતા બોલ્યો.

“વાહલા રોજર, હું ચાહુંછ કે તારા જેવો પ્રમાણિક અને મજબુત મનનાં અંતકરણનો ધણી મારી બીજી બેનપણી—એબી મેળવવા પામે.”

---

# પ્રેમ આદર્શ.

:o:

લખનાર:—ધિમાનપ્રસાદ શંભુપ્રસાદ મેહેતા.

ચાલો હેતને હિંદોલે હીંચીએ રે લોલ—(૨)
સ્નેહે ઘુંટી અમિરસ ચુંટીએ રે લોલ—ચાલો
પ્રેમધ્વજ હૃદયે ધરી, હાવભાવ ઉરભાત,
પીતાં પાન પિયૂષનાં, લચકતાં મલકાત,
પ્રેમ લક્ષણા પ્રતીતિ પ્રસારીએ રે લોલ—ચાલો.

વિનીમય રસની એકતા, હેતુ લગ્ન પ્રમાણુ,
રસ સિંચન રસમાં કરી, લેશું વિલક્ષણ લ્હાણુ.
ઉર ભાવના ઉરોમાં જગાવશું રે લોલ—ચાલો.
કૃત્રિમ લગ્નો ટાળીને, પાશવ વૃત્તિ બંધ,
પ્રેમ નિદાન રસાદિ હો, બાળ લગ્ન પ્રતિબંધ.
વિપ્લવ વિડારિ, દેશ ઉન્નતિ રે લોલ—ચાલો.

# બાનુંઓનો બાગ.

લખનાર:—"સહનશીલ સખી."

—:०:—

**અશો યાદમાં!** "પ્રભાત"નું પહેલું પુસ્તક પ્રગટ થતાંજ તેના પ્રકાશક પર એક અચાનક વાદળ ઘેરાઇ આવી તેનાં તેજને ઝાંખું કરી નાખ્યું છે, એ શોકજનક છે. ડૉન ફોટોગ્રાફીક સ્ટુડીઓવાળા મી. હોરમસજી મીસ્ત્રીનાં વ્હાલાં, જુવાન બેટીના કવખતના સ્વર્ગવાસ માટે અતિષય ખેદ ઉત્પન્ન થાય છે, કે જે દિકરીએ પોતાના પ્રેમપૂર્વક પિતાના પ્રયાસનો "પ્રભાત"નો પહેલો અંક જોવા ઘણી ઉલટ અને કાળજી દેખાડી હતી. "જેણે આપ્યું તેણે લીધું." એ સર્વમાન્ય નિર્માણ થયલો કુદરતનો કાયદો મી. હોરમસજી મીસ્ત્રી માટે માત્ર એકલો દીલાસો છે; બાકી ઇનસાન માત્રનો દિલાસો, મારા પોતાના અનુભવ પરથી કહું છું કે નિરર્થક છે. તે સર્વેશ્વર પરનો વિશ્વાસ સર્વોત્તમ છે; તેની મદદ મોતેબર છે; તેનો ગુપ્ત દિલાસો ને તેની મુંગી દિલસોજી જખમી જીગરને રૂઝ લાવનારો રામબાણ મલમ છે. સબૂરી અને સહનશીલ પણાથી તે મહાત્માની મરઝીને યાદ કરવામાં, તેની મદદ માગવામાં અને ચાલુ કાર્યમાં રગડાઇને ગુંતાઈ જવામાં દુ:ખી દિલને ઘણી રાહત, ઘણી શાંતિ: મળે છે. ભાઇ હોરમસજીને આ મારી નમ્ર સૂચના સિવાય વધુ હું લખી શકિત નથી; અને તે જાતી-અનુભવનું પરિણામ છે. આ અસહ્ય સંકટ ધીરજથી સહન કરવાની શકિત તે સાહેબ આપે અને તે કિરતાર મરહુમના અશોરૂહને અમર શાંતિ: બક્ષે એવી મારી પ્રાર્થના છે!

* * * * *

**પાથરણાં પર બૈરાંઓની ચાલવાની રીત.** આજે લાંબો વખત થયાં ઘણા કચવાટ સાથે હું જોઉ છું કે પારસીના બૈરાંઓ જ્યારે કોઇ ગુજરી જાય છે, ત્યારે "બેસવા જાય છે," તે વેળા પોતાની બેઠક લેવા અગાઉ તેઓ કરારે રસ્તા પરનાં કાદવ-કચરાથી ખરડાયલાં બુટ-સપાટ સાથેજ પાંથરેલી સેત્રંજી કે કપડાંપર ચાલે છે. આ તેઓની રીતભાત અને ચાલચલણ ઘણી કઢંગી, તેમજ વાંધો ઉઠાવવા જોગ અને વખોડી કાઢવા જોગ છે. આ બેદરકાર રીતભાત હમણાં થોડાં વર્ષો થયાંજ જોવામાં આવે છે ને મને અજાયબ લાગે છે કે તે તરફ કોઇ તિરસ્કાર દેખાડતું નથી. અગાઉ બાનુઓ બેસવા જતાં હતાં, ત્યારે સપાટ બાજુએ મુકીને પછી રવાનને સેઝડો કરવા જતાં હતાં, અને તે પછી, પોતાને જ્યાં જગ્યા મળે ત્યાં જવા થોડાંક પગલાં સપાટને હાથમાં લઇને જતાં. એક જગ્યા કે જ્યાં સઘળાં શુભ નેમથી તેમ કરે તો બીજાઓને તેમ કરવામાં શરમાવા જેવું શું છે? મારા વિચાર પ્રમાણે તો ઘણું ડહાપણ ભર્યું અને સમજદારીનું કાર્ય છે; કારણ કે ખરડાયલાં બુટ સપાટનો છાપ પાંથરેલાં કપડાંપર પડે છે; તેથી બીજાંઓની કિમતી રેસમી સાડીઓ ખરડાય છે; તે ઉપરાંત એવા ખરડાયલાં કપડાંપર બેસતાં તેઓ કચવાય છે, બલકે સુગાય છે. એ દેખાવ ને રીતજ ના પસંદ કરવા જોગ છે. સમજુ સખીઓને મારી સલાહ છે કે બુટ-સપાટ એક બાજુએ મૂકીને અથવા થોડાંક ડગલાં હાથમાં લઇને ચાલવામાં ખોટું કે શરમાવા જેવું કંઇ નથી, બલકે આપણા જરથોસ્તી ધર્મને અનુસરતી સફાઈ-સુઘડાઇ અને પવિત્રાઇની બાબત છે.

* * * * *

**"દિકરા હોજો તો એવાજ થજો!"** "કહે જે દિકરા જણ્યો કે પાછળે દહાડે કામ આવે." આ અસલ કહેવત આજના જમાનામાં કેટલી ખરી પડે છે? આજ કાલના કેટલા દિકરાઓ પોતાની માતાને ખરા સાચ્ચા પ્યારથી ચાહે છે? કેટલા દિકરાઓ માતાને ખાતર પોતાના સૂખનો, ભવિષ્યનો અને ધંધા-નોકરીની સારી આશાનો ભોગ આપે છે? પરણેતરની પટામણીથી કેટલા વ્હાલા (એક વખતના) બેટાઓ માવતરને તજીને જૂદા રહેલા છે; ને તેબી વળી એકજ દેશમાં ને એકજ શહેરમાં, બલકે કહો કે એકજ મોહલ્લામાં! નિરાધાર વિધવા-માતાને તરછોડી ને છોડી જવાનાં, અને કોઇ પણ રીતે તેણીને ઘડપણમાં મદદ કે આશરો આપવાના અખાડા કરવાનાં ક્રુર દાખલાઓ કેટલા બધા આપણી નજર સામે પડેલા છે? આહા! પારસીઓ માટે એક શ્રેષ્ટ દ્રષ્ટાંત જો હોય તો તે એક ઇટાલ્યન ઉસ્તાદ પ્રોફેસર સ્કીન્ઝીનો છે; કે જે એક વ્હાલાં માતુશ્રી તરફના અથાગ પ્રેમને ખાતર અને તેમની તંદરોસતી અને સુખ સગવડ ખાતર પોતાની ભવિષ્યની ઘણી ખિલતી, ઉગતી સારી આશાઓને ઠોકરે મારીને પેરીસથી પાછા મુંબાઈ આવ્યા છે. એ તે દિકરો! દિકરા એવા જણ્યો કે જે ઘડપણમાં પાછળે દહાડે કામ લાગે. લેવો મી. સ્કીન્ઝનો દાખલો! બધા પારસીઓ માટે નહિ; પણ થોડા ઘાતકી દિકરાઓ માટે આ ધડો લેવા જોગ દાખલો છે. પારસીઓમાં એવા બીજા ઘણા સ્કીન્ઝીઓ ઉત્પન્ન થવા જોઇએ!! વાર છે વાર છે!

# દયાળુ દીકરી.



પ્રાય સખી વહાળી બેહનીઓ—

છાપામાં આવતી દરેક બિના વાંચતાં ઓચિંતો "પ્રભાત" ચોપાનિયા મધે નો કાંઇ ભાસ થયો.

આ નવું ચોપાનિયું જે માંહે "બાનુઓને બરનું લખાણ" વિષેનું વાચતાં મારા મનમાં કાંઇ સહજ ભાન થઈ આવ્યું કે "મરે કાંઈબી લખીને ચોપાનિયામાં રૂડાનામની "ભલી પ્રભાત"ને વધાવી લઉ."

આમ તેમ વિચાર કરતાં દરેક બાબદ ઉપર ફરી વલતાં એકાદ બે કાગળો ઉપર તપકાવેલું ફાડી નાખતાં એક વિચાર આખેર સુજ પડયો. અને તુરત વેળા તે ઉપર ચિતરી કાદયું. જો કાંઈ ફાયદો થતો હોય તો બહેન રાખજો, નહિ તો મનમાંથી કાહડી નાખજો.

પણ આગમજથી કહી દઉં છું કે એ માંહે સમાવેલી કવિતાની રચના માહરી પોતાની નથી. કાંઇ અજબ સંજોગે માહરી ટેબલ ઉપર પરચૂટણ કાગળોમાં ભરાઇ રહેલું એકાદું કાગળ માહરા હાથમાં આવતાં મને અજાયેબી લાગી કે "આં કેમ આવી પડયું?" વધુ તલાસની કાંઈ અગત જણાઇ નહિ. માંહે લખેલી કવિતામાં દયાળુ દીકરીની કવિતાની લીટીઓ એવી આનંદ આપનારી હતી, કે તે માંહેથી જે સાર મેં કાઢયો છે તે હવે પછી સાંભળશો. સાર માહરી પોતાની કમતાકાટ અક્કલનું ફળ છે.

### "દયાળુ દીકરી"

દીકરી દયાની, છે પુર મમાની,

ભલે કયાં સિધારે પણ 'મા' (માતા)ના કહ્યાંની—દીકરી.

વાહરે શબ્દ રચના "હું પણ દીકરી છું અને સાથે લાગી દીકરીની "મા" પણ છું. લખનારની ઉંડી સમજ ખુલ્લી માલમ પડે છે. "દયાની દીકરી" થઇ કેમ? તો ભલી અને નેક માતાનાં નેક શિક્ષણ ઉપરના આધારથીજ જે આધારના સંબંધમા "માતા" દીકરી ગમે ત્યા સિધારે તો પણ તેણીની માયાની ગણત્રીમાં નચિંત બેઠી છે, અને પોતેજ આપેલી નેક સલાહ અને શિખામણ પ્રમાણે ચાલશે એવી તેણીની આશામાં ભરોશો રાખ્યો છે. ધન્ય એવી માતા અને તેણીની એવી દયાળુ દીકરીને.

"જન્મ સમયથી જે લક્ષ્મી ઠરી છે,
ગુણો સુનીને બની ગુણી જ્ઞાની—દીકરી".

લોકનો સાધારણ બોલ છે કે પરણવા પછી દીકરી પેદા થઇ તે "લક્ષ્મી" આવી, પણ તેમતો ગરીબ ઘરમાં પણ દીકરી પહેલી જન્મે છે અને જ્યાં ખાવા પીવાના પણ અવકરા હોય છે, ત્યારે લક્ષ્મી કેમ થઇ?

સંસારના મોટા કુટુંબમાં જ્યાં પુરુષો ઘણાં હોય, અને ગરીબ અવસ્થામાં હોય, જ્યાં ભાડુતી મહેનત મોંઘી પડતી હોય, ત્યાં દીકરીની પેદાશ ખરેજ 'લક્ષ્મી' સમાન ગરજ સારે છે. જે કામ ઘરનું દીકરી (ડાહી માતાની શિખામણમાં સજ થયલી દીકરી) આટોપશે, તેની કીંમતજ ન કરી શકાય. જે કામ પાર ઉતરતાં પૈસાનો બચાવ થાય તે આડકત્રી રીતે 'લક્ષ્મી' ને સાચવનારો ભંડારજ કહેવાય. માટે દીકરી જન્મથી 'લક્ષ્મી' રૂપ ધારણ કરે છે, તે યોગ્ય કહેવાય. તેમજ વ્હાલી, જ્ઞાની, વિવેકી માતાનાં રૂડાં લક્ષણ મેળવી ગુણી બની રહે છે.

"ભલે ભાઈ, બેહન હો પાછળ તેની,
મદદ 'માને' આપે છે કેમ પ્રેમ જાણી—દીકરી."

પેહલી જન્મ પામી 'લક્ષ્મી' કહેવાય અને જેમ જેમ મોટી થતી જાય છે, તેમ માતા તરફનો મધ રસ ઉદ્દાર વધતો જાય, પોતા પાછળ પેદા થયલાં નાનાં ભુલકાંઓની કદરથી જતન કરી માતાને આરામ આપવામાં કેટલોક એ પ્રેમભાવ માની લેછે. 'વાહરે દયાળુ દીલની દીકરી, જ્યાં હોય ત્યાં જય પામ!'

"દીકરી તો ગાય, જ્યાં બોલાવે જાય,
કદી 'મા' ના હેત ઉપર ફરશે ન પાણી—દીકરી."

ગરીબ રાંક સાલેસ દીકરી જે માતા ફરમાવે તે કરી છુટે છે. ગાય વાંછડાં આપી ખેડુતનાં કામમાં પડતા જોય છે, હળ ખેડે છે, ખેતીનાં કામમાં મદદ આપતાં જોઇ મનમાં મગન થતી હોય તેમ 'માતા'—દીકરી દીકરા ઉછેરી, સંસારમાં તરતા નાંખે છે. જેઓને ઉત્તમ બોધ દીધેલો હોવાથી દુનિયામાં નામદારી કાઢી જન સમાજને કામોપ્યોગી થઇ પડેલાં જોઇ ખુશી રહે છે, અને ભલી અને કોમળ દીલની દીકરીનાં દીલમાંથી 'માતા' સારનો પ્યાર કદી સુકાશે નહિ.

"જન્મ મહીંરે લીધો, અંત સાસુરે દીધો,
વહુ વેશ કીધો, નથી કાંઇ અંજાણી—દીકરી.

"માતાનાં લાડમાં ક્ષડી જન્મથી માતાની ગોદમાં ખેલી આખરે સાસરે જવાનો અને ત્યાં ભવ પૂરો કરવાનો પાઠ

'માતાથીજ' બાલ્યાવસ્થાથીજ ભણી છે. તે પક્કું જાણી ચુકી છે.

"ઘર ઘર કદી હોય દુઃખ સુખ ભારી,
ખબર 'મા'ની રાખે છે, છુપી રાખી કહાણી—દીકરી."

સાસરીયા ઘરમાં સુખ યા દુઃખ કદાપી વધતું ઓછું હોય તે ધીરજવંત છોકરી શાંતિથી ખમે છે, અને 'માતા'ની હમેશ ખબર રાખતાં પોતાઉપર ગુજરતાં સુખ માટે હદ બહાર તારીફ સંભળાવે છે. પણ કદાપી અભાગ્યને લીધે દુઃખ હોય છે તો 'માતા'ને તે બનતાં સુધી જણાવતી નથી, એવી દયાળુ દીકરીની રીત હોય છે. પણ ભોળી ગમે તેમ દુઃખ છુપાવે પણ મયાળુ, પ્રેમાળુ માતા પોતાની દીકરીનું સુખ અને દુઃખ તેણીની ચક્ષુ પરથી ચેતી જાય છે. 'આહા કુદરતની કરામત!' આંખ ઉપરથી અંતરની લાગણી ફકત લાગણીવાળુંજ પિછાને.

"ભલે પરણી સાસરે સિંગાર કરી લે,
રહે ભવ ગુજારી પતિ સાથ થાની—દીકરી."

ભલે પનોતી દીકરી તારા સાસરે ભલે તું સિધાર. ગમે એમ હોય પણ તારા પતિ સાથેતારા જીવની છેલી ઘડી સુધિ મા પાસે રહે. બેહનીઓ આજે તને ગમતું હોય તો રાખજે અગર નહિ તો નાહક કંટાળો આપ્યો હોય તો ક્ષમા!

માતાનીજ કરકસરપર આવક અને જાવકપર અસર રહે છે. માતાનીજ નિતીપર જગતની સ્વચ્છ રીતિનો આધાર છે. માતાનાંજ ભલા અને સંપીલા ગુણપર કુસંપ દબાઈને જપયો રહે છે. શુરા સપુતો, ડાહ્યા દીકરાઓ ગુણી ગૌરીઓ જે જગમાં સુબોધની સાંકલ પાંથરી રહેલાં છે, તેનું અસલ જડ જોશો તો માતામાં મલશે. માતાનાજ ઉંચ્ચ ભાવનામાં જગતના ચઢીયાતા પંદનો પાયો છે. કારણ કે,

"જે માતા છે દયાળુ હાલમાં,
તે હતી એકવાર દીકરી નેક ફાળમાં.

લા. તમારી નેક દુવાગીર,
મિનરવા.

---

# રમુજ.

—:०:—

લખનાર: "હરમીસ"

—०—

કાવસ—ખતલાં! આપણુને પરણુવાને કેટલા વર્ષ થયા?

ખતલાં—"વરી તે શું એન કોતક."

કાવસ—"અરે નહીરે. મને તો તેજ દિવસે એક બાબદ બની હતી તે નોંધ જાણવી છે."

ખતલાં—"(વિચાર કરીને) આપરા રૂશીને તો અગીયારમુ વરસ ચાલે છે. અને પરણ્યા પછી એક વરસે જન્મ થયો એટલે બાર થયા."

રૂશી—(જે દાખલા કરવા રોકાયો હતો, તે બોલી ઉઠ્યો.) "મમા તમે ભુલો છો. બધા મલી પનદર વરસ થયા હોસે."

ખતલા—"હવે મુગો રહે! ગરંધીઓ તું શું એમા સમજે છે.

રૂશી—ઉદ કરતાં "જો મમા હું તમુને ગણી દેખાડું! માહરા અગીયાર વરસ અને મારી જરના ચાર વર્ષે થયા કે ની પન્દર!"

મીથીબાઇ—(મનમા) "બીખાજીની ભલાઈની તો શું વાત કરૂં. વરી રાતે મોડા આવે છે અને હું સુઈ ગયેલી હોઉચ ત્યારે મનેજ કહેચ કે તુંતો સુતેલી હતી હું તો સકારે આવુચ."

બીખાજી રાબેતા પ્રમાણે ઘરથી બહાર રહયા અને મીથીબાઇએ ચોકઠું રચ્યું હતું તેમા સપડાયા. બીખાઇજી થાકીને સુઈ ગયા. રાતે મધરાતે હલવે રહીને બારણુ ઉગાડી માહે પેઠા અને બારણુ બંધ કરી આગલ ચાલ્યા કે ધમ દઇને (મીથીબાઇએ જગ્યા ચીકણી કરી દીધી હતી) ઝીખાઇ ગયા. અવાજ થતા મીથીબાઈ જાગ્યા અને પુછ્યું "બીખાજી જોવની જરા ઘડીઆલમાં કેટલા વાગા! થયાચ ની સાડા બાર."

બીખાજી (નાખ કટા પણુ ઘી તો ચટા વાલી શીલસુરી યાદ કરી હાજર જવાબ દેતા) બોલ્યા. "અરે! માહારા પડવાના ધપકારાથી ઘડીઆલનો કાંટો સરી પડ્યો" (ગરીબ બીચારા મીથીબાઈ.)

# સુખની શોધ

——:o:——

લખનાર:—"મુરીદે ઇશ્ક."

——o——

દરેક માણસ, શું ગરીબ કે તવંગર, અભણ કે શીખેલો પાપી કે પરહેજગાર સુખનો તલબગાર હોય છે, પણ તે કેમ અને ક્યાંથી મેળવવું એ બાબદમાં મોટો મતફેર હોય છે, તેથી દરેક શખ્સને કયા રસ્તાથી સુખ મેલવી શકાય તેનો નીર્ણય કરવાની જરૂર છે.

હવે માનવી શરીર તથા મન ધરાવતું હોવાથી તેનું સુખ બે પ્રકારનું હોઇ શકે. એક પ્રકારનું સુખ શરીરની ઇંદ્રિઓ મારફતે મળતી મજાઓથી, અને બીજા પ્રકારનુ સુખ મનની ઉંચી હાલત તથા શકિતઓ ખિલવવાથી મળે છે. આ બેમાં મનનું સુખ તેજ ખરૂં સુખ છે. જ્યારે ઇંદ્રિઓનું સુખ તદન ઉતરતું છે. જો તેનેજ ખરૂં સમજીએ, તો માણસની હાલત જનાવર કરતાં વધુ દયા ઉપજાવવા જોગ ગણાય. કેમજે ઇંદ્રિઓથી મળતી મોજમઝાહને ખાતર પૈસો એકલું સાધન હોવાને લીધે, દુન્યાનો મોટો ભાગ પૈસા કમાવા રાતદીન રંજ ખેંચે છે અને અફડા તફડી કરે છે. બીજું જો ઇંદ્રિઓનું સુખ ખરૂંજ સુખ હોય તો તે ઘણું અપુર્ણ હલકું તથા દગાખોર છે. (કારણ કે સુખ જો ખરૂં હોય તો એવું હોવું જોઇએ કે ગમે એટલું ભોગવીએ તો આપણને આંચી નહી નાખે અને પરીણામમાં દુખ નહી લાવે.) પણ ઇંદ્રિઓથી મલતું સુખ તદનજ ઉલટું કરે છે. એક મઝાહ તમે પહેલીવાર ભોગવો તો ઘણીજ (લિહઝત) આપશે. બીજી વાર તેથી ઓછી, પછી તેથી ને ઓછી, એ પ્રમાણે વારે ઘડીએ ભોગવવાથી ફીક્કી પડી જશે અને પરીણામમાં તમે તેના ગુલામ થઇ શરીરને નુકશાન કરશો. આ ઉપરથી એકજ અનુમાનપર આવી શકાય તે ખરૂં સુખ નથીજ. ત્યારે કેવું દલગીરી ભર્યું છે જે આપણા માહેલા ઘણાઓની નજર એ મોહ તરફજ ખેંચાયલી રહે છે. કવિ Dryden કહે છે તેમ,

"Men are but children of a larger growth
"Our appetites as apt to change as theirs
"And full as craving too and full as vain"

યાને "માણસો નાદાન બચ્ચાજ છે પણ ઉધરભાવે મોટાં આપણી ઇચ્છાઓમાં જેમ બચ્ચાં એક પછી બીજી ચીજ પર દીલ લગાડે છે તેમજ આપણે કરીએ છીએ. અને જેવી તેઓની ઇચ્છા વખવખ કરાવનારી ને મિથ્યા છે તેવીજ આપણી પણ ઇચ્છા (દુન્યાઇ ચીજો માટે) રહે છે."

વળી કવી Wordsworth બળાપો કરે છે કે,

"The world is too much with us, late and soon
Getting and spending, we lay waste our powers
Little we see in Nature that is ours
We have given our hearts away, a sordid boon"

એટલે, "દુન્યાની ખાકી ચીજો આપણુ હદ બહાર ધ્યાન ખેંચી રાખે છે. જુવાનીમાં તેમજ મોટી વયે પૈસો મેળવી તે મોજમઝાહ પર ખરચી આપણી શક્તિઓ ફોકટમાં ગુમાવી દઇએ છીએ. કુદરતની કોઇપણ ચીજો આપણી પર અસર (ચડતી હાલતમાં લાવવાને) કરતી નથી. આપણું દીલ સઘળું દુન્યાનેજ આપી દીધું છે જે એક કંગાળ સાટું છે."

હું એમ નથી કહેવા માગતો જે એ સુખનો તુચ્છકાર કરવો જોઇએ ! તે ઘટતા પ્રમાણમાજ ભોગવવું ખુદાનુ ચાહતું હોય એટલુંજ મળશે વધુ માટે હદબહાર ફાંફા મારવા તથા બળાપો કરવો એથી "મનનુ સુખ જે હઝાર દરજજે ચઢીઆતું છે તેમાં નડતર નાખશો." અત્રે ખાકી શરીરની મઝાહની બાબદ ખતમ કરતાં તે પુરેપુરી ભોગવવા માટે મનની શુદ્ધ હાલત અવશ્યની છે તે બતાવીશ. નજરે પડતી ખુબસુરત ચીજો, કાને આવતા મીઠા સરોદો જીભપર મુકેલી સ્વાદીસ્ત ચીજો, પોતાનો છાપ વીજલીની ઝડપે મગજને પુગાડે છે. પણ એ પેગામ ચાલતો હોય તેવામા ધારો કે કોઈ તમુને દુખદાયક ખબર પુગાડે, તમારા પર કંઈ ધાસ્તી આવી પડે, તમુને ખજાલત લાગી હોય યાતો કોઇ પણ સબબે તમારૂં મન ઉછળતું હોય તો તે મઝાહનો પેગામ લેવા મન કબુલશે નહી. મઝાહ એક બાજુ રહી જશે અને મનનુ તોફાન તમારી પર અમલ કરશે. આ હદ પર મુકેલો દાખલો છે. પણ એ પુરવાર કરે છે કે જેટલા પ્રમાણમા એક માણસની જીંદગી ચોખ્ખી હોય તે પ્રમાણમાં ઇંદ્રિઓથી મલતાં સુખનો છાપ અબળ હોય છે. એથી ઉલટી હાલત તપાસો. મનનો કોઇપણ વીકાર જ્યારે પુર જોશમાં પ્રગતી નીકળે છે, ત્યારે માણસને શરીરનું યા શરીરને થતાં દુઃખનુ ભાન રહેતું નથી. દાખલા તરીકે એક શુરો લડવઇઓ ઘાયલ થયા છતાં લડે છે, એક હેતવંતી માવતર પોતાનું બચ્ચું ધાસ્તી ભરેલી હાલતમાં આવતાં જે જીવતોડ રંજ ખેંચે છે, એક સત્યવાદી માણસ પોતાના સત્યને ખાતર જીવ ખોહે છે. તે વખતે પોતાનો ભોગ આપવામાં તેઓ દુઃખ નહી સમજતાં ઓર તેમાં પોતાનું સાર્થક માની લેછે. એ મનની શરીરપરની સંપુર્ણ જીત બતાવેછે અને બીજું એક જ્યારે મન નીરાંત હોય ત્યારેજ શરીરને નાજુક થવાનો વખત મલે છે.

સાંધન છે.

# વિચારની અદ્ભુત શક્તિઓની જાણવાલાયક શોધો

લખનાર:—મી. બહુમન સોરાબજી જા. બનાજી

"Great men are they who see that mental force is stronger than material force that thought rules the world":—Emerson

જાણીતો એમરસન નામનો વિદ્વાન લખેછે કે "મહાન નરો તેઓ છે કે જેઓ મન શક્તિનું બળ સર્વ પદાર્થના બળથી શ્રેષ્ઠ છે, અને વિચારજ દુન્યાપર રાજ ચલાવે છે એમ માને છે."

આપણા અશો જરથુસ્તે જે સર્વથી ઉમદા શિક્ષણ શિખવ્યું છે તે "હુમત" યાને નેક વિચાર વિષેનુ છે. એ સાહેબે પોતાની અશોઇના બળથી વિચાર શકિતની અણદીઠ અસરોનું અવલોકન કરી આ ઉમદા શિક્ષણ શિખવ્યું છે. આ ઉમદા શિક્ષણ આપણે સારી રીતે સમજી શકયે અને ઉમદા જીંદગી ગુજારી શકયે તે માટે વિચાર શકિતને લગતી કેટલીક જાણવા લાયક શોધો તમારી સન મુખ રજુ કરવાની રજા લઉ છુ.

### વિચારશકિત કેમ ઉત્પન્ન થાય છે !

હાલની શાસ્ત્રવિદ્યા ( Science ) એમ પુરવાર કરે છે કે પદાર્થ અને બળ ( Matter and Force ) કાંઇ જુદાં નથી. પણ બન્નેમાં ઐકયતા સમાયલી છે. બને એક એકનાં જુદાં જુદાં સ્વરૂપ છે. જેમ પાણી પદાર્થ છે, જેનું બળ ઉપજાવવું હોય તો તેની વરાળ બનાવ્યે છીયે કે જે કેટલી બધી શકિત ધરાવે છે એથી વધારે શાસ્ત્રવિદ્યા પુરવાર કરે છે કે આ જગતમાં સર્વ ઠેકાણે ધ્રુજરી અથવા હિલચાલ ( motion ) વ્યાપી રહી છે અને સઘળું જગત એકજ ચીજ જે ether એટલે હવાથી પણ શુક્ષ્મ પદાર્થ નુ બનેલું છે.

ધ્રુજરીવિદ્યા (Science of Vibration ) થી એમ પુરવાર થયું છે કે જગતમાં જુદાં જુદાં રૂપ, રંગ જોઇયે છિયે તે જુદી જુદી ધ્રુજરી યા ધ્વનીની ગતી ઉપર આધાર રાખે છે.

વિચાર શકિત પણ એ ether અથવા સુક્ષ્મમાં સુક્ષ્મ પદાર્થની ચોકસ ધ્રુજરીઓની બનેલી છે અને બહારની ચોકસ ધ્રુજરીઓ આપણાં શરીરમાં ચોકસ ધ્રુજરી ઉત્પન્ન કરે છે ત્યારે જુદી જુદી લાગણી આપણામાં થાય છે. ત્યારે એટલું તો સિધ્ધ થાય છે કે જ્યારે આપણે વિચાર કર્યે છીયે ત્યારે આપણાં ભેજામાંથી ચોકસ ધ્રુજરી ઇથર (ether) માં થાય છે.

### વિચારના આકારના ફોટોગ્રાફિક પુરાવા.

જ્યારે આપણે ખ્યાલ કરીયે છીયે અથવા વિચાર, અથવા કલ્પના (imagination) કર્યે છીયે ત્યારે હર વખત ચોકસ આકારો ઉત્પન્ન કર્યે છીયે, જે આપણી સાધારણ આંખની શકિતથી જોઈ શકતા નથી. પેરીસનો એક. વિદ્વાન નામે ડા૰ બ્રેડક એ વિચારોના હવાઇ આકારોની તસવીર લેવાને શકિતવાન થયો છે.

એક છોકરી પોતાના પાળેલાં પક્ષીના મોતપર વીલાપ કરતી હતી, તેણીની તસવીર ઉતારી જેની ઉપર તે છોકરીની ગમગીન લાગણીને લીધે તે પક્ષી અને બચ્ચાંની આસપાસ એક અજબ જેવી ગુંચેલી જાળી જેવો આકાર માલમ પડયો. બીજાં બે બચ્ચાંને એકદમ ગભરાવીને તુરત ફોટો લીધો, જેની ઉપર ધાબાં અને હીલચાલ કરતાં વાદળાં માલમ પડયાં. અપમાન કરવાથી જે ગુસ્સો ચઢે છે તે ફોટોમાં નાની ભાંગી તુટી દડીના આકારણાં તે વિચારો જાહેર થયા.

એ ડાકટર આ તસવીર એક ઓરડામાં "કેમેરા" અથવા તો કેમેરા વગર dryplate system થી કાંઇપણ શરીરના સંબંધ વગર લે છે. એ પ્લેટ જે માણસ પર પ્રયોગ કરવામાં આવે છે તેના માથા, હૃદય અથવા હાથ આગળ ધરવામાં આવે છે. એ ડાકટર કહે છે કે, જીવન. રક્ષક શકિત (Vital force) ઘણીજ નરમ અને માટી જેવી હોય છે, જેની ઉપર નહિ જણાય એવા હાથોથી આત્મિક ચિતારો ( Spirit Sculptor ) જેબી કાંઇ આકાર બનાવે છે તે જીવતા હોય તેમ છાપ પડે છે, આવો "ફોટોગ્રાફ" આવા ન દેખાય તેવાં દૂરથી અસર કરતી લાગણીનાં ચિત્ર, એકત્ર થયલા વિચારોથી બને છે. આવી રીતે એક લશ્કરી અમલદારે પોતાનાં મનમાં એક ગરૂડ પક્ષીનો વિચાર કીધો, જેથી પેલી પ્લેટપર તે પક્ષીનો સુંદર આકાર જાહેર થયો. એ ડાકટર વધુ જણાવે છે કે, એક માતા પોતાના મરણ પામેલાં બચ્ચાંનો વિચાર કરતી હતી તે તસવીરમાં પડયું હતું. આપણે આવા ફોટોગ્રાફીના અખતરાથી સાબેત કીધું છે કે જ્યારે પણ વિચાર કર્યે ત્યારે હવામાં આકારો અથવા ચિત્રો ઉત્પન્ન કર્યે છીયે.

(સાંધન છે.)

# સાહિત્ય-સમુદય.


કૈ. અ. સૌ૦ વિજયાલક્ષ્મી. હર્ષદરાય વિ. ત્રિવેદી.

જન્મ સંવત ૧૯૪૪
અવસાન સંવત ૧૯૬૬.

To it the
tear-drop goes,
To Spread the
smiling form.
It is the Goal
of Life,
And peace its
only home!

(SWAMY VIVEKANAND)

મીઠી મોરલીધર
ગુર્જરીની બાસુડી!
વિશ્વવિલાસ સુવાસ ભર્યા
ગુજ્યેશ જો!
રડતિ ગુર્જરગિરા
ન્હારા મૃત્યુથી!
નયને વહેતી
અશ્રુઓની ધારજો!

(જેડીસન.)

**દુ**નિઆની અન્ય પ્રચલીન ભાષામાં અનિન્યુન સમુદાય ગુર્જર ગિરાને છે; જેની વૃદ્ધી અર્થે ટુંક સમય થયાં ચલવલ ચાલી છે. આજકાલ પોપટ પંડિતોની સંખ્યા, ઉભરાઇ જતી દષ્ટિગોચર થાય છે. પ્રાચીન વિધ્વતાની જ્ઞાનશક્તિ અને બુદ્ધિમતા હાલની સ્થિતિને જોઇ અફસોસ કરાવેછે. આપણા ગુજરાતનાદિવ્ય પ્રકાશ પાડનારા તારાઓ દિન પ્રતિ દિન ખરતા જાય છે, અને તેમનું સ્થાન લેવા આજકાલ 'ગ્રેજ્યુએટો' અધિક સંખ્યામાં બહાર પડતાં છતાં, કોઇ વિરલજ ભાગ્યશાલી થતા દષ્ટિએ આવે છે. પુરૂષ વર્ગની જ્યારે આવી સ્થિતિ છે તો સ્ત્રી વર્ગની વાત-શી-કરવી? છતાં ગુર્જરગિરાના ભાગ્યોદયે એ સ્ત્રી રત્નો પાકયાં હતાં તેમાંથી એક સૌ૦ **સુમતિ** (આન૦ મી૦ લલ્લુભાઈ સામળદાસનાં પુત્રી) આ દુનિઆં તજી ગયાં, અને તે બાદ ગદ્ય અને પદ્યમાં નામના કહાડનાર સૌ૦ **વિજયાલક્ષ્મી**એ પણ પોતાની તરૂણ વયમાં ચિરસ્મરણ્ય નામના મૂકી તેજ રસ્તો લીધો. આ બહેનનો જન્મ સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદ ૩ (અક્ષયતૃતિયા) ને દિને થયો હતો; અને તેર વર્ષની ઉમ્મરે તેનાં લગ્ન મહારા મિત્ર મી૦ **હર્ષદરાય વિઠ્ઠલદાશ ત્રિવેદી** જોડે સંવત ૧૯૫૭ ના માઘ સુદ ૧૦ મે થયાં હતાં. આજથી લગભગ સાત વર્ષ ઉપર

એટલે ઈ૦ સ૦ ૧૯૦૬–૭ માં તેઓએ જાહેરમાં લખવા માંડ્યું હતુ, અને તેમની કવિતા અને લેખો દરેક જાણીતા માસિકો જેવાં કે 'વસંત', 'સુન્દરી સુબોધ', 'બુદ્ધી પ્રકાશ', 'ધિ ગુજરાતી' પત્ર; વિગેરેમાં દેખાવ દેતાં. એટલુંજ નહિ પણ કોમી માસીકો જેવા કે 'કપોળ મિત્ર' અને 'કપોળ' વિગેરેમાં પણ તેઓ લખતાં. ટુંકમાં એટલુંજ કહેવાનું, કે જે કોઇપણ તેને લેખ મોકલવા આમંત્રણ કરતું તેનાશિપાશ થતું નહિ. સાહિત્ય ક્ષેત્રમાં આ સ્વર્ગવાસી બહેને પૂર્ણ પ્રકાશ પાડ્યો હતો, અને હાલ થોડોક સમય થયાં તેમની તબીઅત ઠીક ન ચાલતી હોવાથી, અને સગર્ભા સ્થિતિને લીધે, તેઓ અમદાવાદ જઈ રહ્યાં હતાં. ત્યાં થોડા સમય ઉપર એક પુત્રને જન્મ આપી ગયા માસની તા૦ ૮ મી સંવત ૧૯૬૯ ના ભાદરવા સુદ ૮ એ સોમવારે રાતના એક વાગા પછી દેહ ત્યાગ કીધો. તેમની છેલ્લી પ્રસિદ્ધ થએલી કવિતાઓમાં નિચે લખેલાં ચોપાનિઆમાં સામે ટાંકેલી કવિતાઓ નજરે પડે છેઃ—

| | | | |
|---|---|---|---|
| 'વસંત' | જ્યેષ્ટ માસ | (કવિતા) | "આંસુડાં" |
| 'સાહિત્ય' | સપટેમ્બર | ( „ ) | "અનાદર" |
| 'બુદ્ધિપ્રકાશ' | ઑગસ્ટ | ( „ ) | "શંકા" |
| 'સુન્દરી સુબોધ' | સપટેમ્બર | ( „ ) | "વ્હાલાઓનું હૃદય" |

આ વિદ્વાન લેખક સૌ૦ **વિજયાલક્ષ્મી**, સૌ૦ **જ્ઞાનમણી** અને '**એક દિન બાલિકા**'ના સંજ્ઞા નિચે લેખો લખતાં હતાં જે માંહેલાં ઘણાં અપ્રસિદ્ધ 'સુન્દરી સુબોધ'ના અધિપતિ પાંસેછે. એટલુંજ નહિ પણ તે માસિકના અધિપતી રા૦ રા૦ **રામમોહનરાય** પાંસે તેનો લખેલો એક છેલ્લામાં છેલ્લો પત્ર ઑગસ્ટ માસની તા૦ ૨૮ મી નો છે. જો ઈશ્વર કૃપા, હશે તો તેની છબી પડાવી, ચિત્રપટાકાર ( Block કરાવી ) માર્ફતે જનસમુદ પાંસે મૂકીશ. મરનારને એક જાણીતા કપોળ લેખક બાઈ રા૦ સૌ૦ **ગોદાવરી** (ત્રીભુવન તનયા) જોડે સારો સંબંધ હતો જેને માટે હૃદય શોકોદગારથી ભરપુર તેણે એક કવિતા 'કપોળ' માસિકમાં ઘણા લંબાણથી આપી હતી, જે અત્યંત મનન કરવા જોગ છે. તેમજ 'સાહિત્ય' માં પ્રસિદ્ધ થએલી 'અનાદર'ની કવિતા અમુક સંજોગોને લીધે લખાઇ હતી એમ મ્હારૂં માનવું છે. જાન્યુઆરી, ફેબ્રુવારી અને માર્ચના 'સુન્દરી સુબોધ' માં ઉદય ગુંજન નિચે '**એક દિન બાલિકા**' નો તેમનો લેખ અતિ પ્રસંશાને પાત્રછે. મરનારે પોતાની પાછળ બે પુત્રી અને એક પુત્ર મુકયાં છે. તેઓ '**પ્રભાત**' માં લખાણ કરનાર હતાં પણ તેમ કરે તે પહેલાં તો આ દુનિઆ તજી ગયાં, તો તેમનાં જ બોલોમાં આપણે નિચે તેમનું એક કવિત સંબોધીશું. ઈશ્વર મૃત્યુ પામનાર બહેનને શાંતિ બક્ષો! જેવિ સાહિત્ય માતાની ઇચ્છા!

**"તુજ સદ્ગુણો સંભારતાં જે સ્નેહનાં અશ્રુ ખર્યાં,**
**"બહેની! ત્હને ભેટો બીકાં તે કુસુમ બનીને સ્વર્ગમાં!"**

**જેકીસન લ૦ દ૦ બારભાયા.**

# " MATTHIAS."

## For "PRABHAT"

by Howard Edie.

His leaden heart sighs past repair, he lies and weeps with last despair
" Courage, art thou coward, eh? Nay!"
Then raising up his crazy head to lazy stars a blaze he read
Of bristling creepy ghouls that lay
In heaven's starry bed bright red, with rays of scarlet floods of dread,
That lay in heaven's starry bed, in heaven's starry bed bright red,
Knells, knells, knells, knells—knelling his doom
Bells! Yells! Yells! Bells!
A-yelling, telling his brain to act, lifting stoutly strongly shifting,
Consigning a corpse to lime, ahiding a crime in time,
Poor brain! Poor brain!
A crying, sighing, dying knell,
A jangling, wrangling, twangling knell,
The Bell from Hell.
Down, down on his knees he fell, aloud he cried:
"Oh stop the knell,
The knell of the blood-red bell in the clouds;
For God's sake stop the pain, the loudly weirdly clanging in m'brain,
My mad and morbid brain, the craning, stoutly straining, raining in m'brain."
(Those eyes—that look—that lies and cries from those eyes)
"Eyes! eyes! eyes!—eyes! glaring'staring
Eyes! eyes! eyes! eyes!
Piercing in m'brain, in m'sight, a blaring brightly, weirdly glaring,
A flaring, blaring, glaring—blazing m'soul in Hell!
My hands! My hands!
A slipping, dripping, clinging clot,
A ruddy, muddy, bloody lot,
Of blood, of blood."
That night he slept, his brain quite dazed.
He fell in slumber deep—amazed
At seeing crouching things that smell,
Of odours creepy, terrible to tell, and bells of fantasy dinging his knell,
Dreaming of a dungeon cell—a yell
From him broke, thinking his neck ahanging in rope—thinking his soul to sell—
Telling the judge and jury a lie, so selling his soul by telling a lie!
Condemned to be swung, he cried: " The rope, O! cut the rope!"
Thus mentally hanged he fell,
A'seeing from a tree a neck-rope swinging' a body clinging.
A body throbbing, sobbing; strangling a soul to Hell—
A soul to Hell—
He fell, a corpse, weirdly staring,
Staring, glaring, past repairing—
A lost weary soul.

In thought entwined, in wrath enwrapped,
by ties tied by self-entrapped,
His soul in shroud to heaven sighs,
Lapped in a maelstorm's wild alrrm, defies
itself, divine becalm,
Alarm at evil deed that lies
Deep in his soul, uprooting calm that flies
from him and rings alarm
That knells . . . That noise, that
noise of Bells.
Oh! hush he speaks:—

"Bells! Bells! Bells!—Bells echoing my
doom;
Yells, yells, yells, yells,
Ringing in m'ears, in m'conscience,
clanging, loudly weirdly banging,
A twanging, slamming, damming—cramming m'soul in Hell!
A ringing, singing, dinging, dong,
A binging, banging, clanging, gong,
The Bell in Hell."

# Prayers and The Vibration Theory.

By Mr. SHIAWAX R. JARIWALA. M. A., LL. B.

In this age of Materialism and Utilitarianism, this age in which the human soul is *matter* though subtler than either and the Divine Personality nothing more than the aggregate of material phenomena evolving in accordence with certain fixed principles, this age in which the distinction between the good and the useful is ignored and moral phraseology is identified with prudential,—it is but natural that the ordinary mind is directed to dwell exclusively on the *effect* and *utility* of prayer and to disregard its essentially emotional nature. The Vibration theory owes its origin to this one sided tendency of viewing everything from the utilitarian standpoint. That theory as it is requires very little if at all any appreciable amount of intellect for its comprehension. It is as easy to understand it as it is for a child to throw a ball against a wall and have it rebounded. It is proposed in this article to adopt the vibration theory as a satisfactory explanation of why we pray and why we should pray and then to drive it to its logical absurdity.

First of all, the Vibration theory is a wrong answer to a wrong question, for the first and main querry of the vibrationist, if we may so call him, is not "why *do* I pray" but "why *should* I pray." The fundamental fallacy lies in asking oneself the latter question. To the introspective psychologist prayer is not a bare feeling of duty but a vivid *emotion* higher in grade though very much akin to Wonder and Admiration. It is an emotion made up of Admiration and Reverence. It is not, as the Vibrationist supposes in putting to himself the question he does, that we pray *because* it is useful to do so, but that we pray because we cannot help doing so. The blunder therefore lies in

assuming that we pray with a purpose in view, for that is not prayer but beggary pure and simple. If the Vibration theory is offerred as an explanation of beggary or as an ingenious method by which even the worst of human beings can mechanically compel his machine-like deity to yield what he wants, the present writer has nothing to say against it. But if it is sought to make us believe in it as the reason why we *pray* and should *pray* the mind rebels against it and laughs it away as totally absurd.

Coming to the theory itself we find our pseudo-philosophers maintaining that the prayers to be recited before the corpse leaves the house for the Tower of Silence called "Gehsarna" are so phonographically arranged that the receital thereof produces vibrations, which in turn produce what they call beneficial "Stote" or colours. These colours they further fancy at once make head against the so-called material shell which according to their fertile imagination or supposed spiritual vision whatever one cares to call it, is supposed to envelope the deadbody, the thickness of the shell varying directly with the number and quality of wicked acts of the deceased during his lifetime and they help in shattering this shell and thus make the road of the deceased to his determined place unthorny. It is these colours again which keep the soul of a Zoroastrian from turning into a ghost! Let us for a moment take all this as Gospel truth. What becomes of morality and man's responsibility for his own actions? A Zoroastrian may lie, steal, forge and murder with impunity; he need not be anxious about his fate after death for the venerable priests who perform his "Gehsarna" for hire are sure to destroy the material crust of his crimes before the vultures venture to destroy his material body. He is at worst sure of one thing, that having been *born* a Zoroastrian, he will never have the misfortune of becoming a ghost! The inevitable conclusion of the Vibration theory is that however immoral a man may be, if he has the knowledge of "stote" and a sound throat with distinct articulation for muttering out certain prayers in a language the alphabet of which he scarcely knows how to write and read,—provided his voice is gigantic he can deceive God Himself during his lifetime and even defy Him after death with the aid of hirelings!

It is a matter of regret that our Vibrationists are so mystic and dogmatic that they are never able to read the phenomena of their own minds even with a slight degree of precision. If they can manage not to dogmatise but to "introspect," they can we think without very great difficulty come to perceive that prayer is nothing but an expression of man's *emotions of Admiration for Nature and* Reverence for its Creator. What are the Khorshed, Meher, Avan, Mah and Aatash Niaesh but admiration and praise for the Sun, Moon, Water, Fire and the various objects of Nature and Reverence for their Author—Ahura Mazda? To love Nature and to admire it in any language and expression is the only real worship of the Almighty. Prayer is not a matter of calculations, vibrations or colours; it is only a *spontaneous* outpour of man's love of God, pure and disinterested. In the words of the poet :—

"He prayeth best, who loveth best
All things both great and small;
For the dear God who loveth us,
He made and loveth all."

In thought entwined, in wrath enwrapped,
by ties tied by self-entrapped,
His soul in shroud to heaven sighs,
Lapped in a maelstorm's wild alrrm, defies
itself, divine becalm,
Alarm at evil deed that lies
Deep in his soul, uprooting calm that flies
from him and rings alarm
That knells . . . That noise, that
noise of Bells.
Oh! hush he speaks:—

"Bells! Bells! Bells!—Bells echoing my
doom;
Yells, yells, yells, yells,
Ringing in m'ears, in m'conscience,
clanging, loudly weirdly banging,
A twanging, slamming, damming—cramming m'soul in Hell!
A ringing, singing, dinging, dong,
A binging, banging, clanging, gong,
The Bell in Hell."

# Prayers and The Vibration Theory.

By Mr. SHIAWAX R. JARIWALA. M. A., LL. B.

In this age of Materialism and Utilitarianism, this age in which the human soul is *matter* though subtler than either and the Divine Personality nothing more than the aggregate of material phenomena evolving in accordance with certain fixed principles, this age in which the distinction between the good and the useful is ignored and moral phraseology is identified with prudential,—it is but natural that the ordinary mind is directed to dwell exclusively on the *effect* and *utility* of prayer and to disregard its essentially emotional nature. The Vibration theory owes its origin to this one sided tendency of viewing everything from the utilitarian standpoint. That theory as it is requires very little if at all any appreciable amount of intellect for its comprehension. It is as easy to understand it as it is for a child to throw a ball against a wall and have it rebounded. It is proposed in this article to adopt the vibration theory as a satisfactory explanation of why we pray and why we should pray and then to drive it to its logical absurdity.

First of all, the Vibration theory is a wrong answer to a wrong question, for the first and main querry of the vibrationist, if we may so call him, is not "why *do* I pray" but "why *should* I pray." The fundamental fallacy lies in asking oneself the latter question. To the introspective psychologist prayer is not a bare feeling of duty but a vivid *emotion* higher in grade though very much akin to Wonder and Admiration. It is an emotion made up of Admiration and Reverence. It is not, as the Vibrationist supposes in putting to himself the question he does, that we pray *because* it is useful to do so, but that we pray because we cannot help doing so. The blunder therefore lies in

assuming that we pray with a purpose in view, for that is not prayer but beggary pure and simple. If the Vibration theory is offerred as an explanation of beggary or as an ingenious method by which even the worst of human beings can mechanically compel his machine-like deity to yield what he wants, the present writer has nothing to say against it. But if it is sought to make us believe in it as the reason why we *pray* and should *pray* the mind rebels against it and laughs it away as totally absurd.

Coming to the theory itself we find our pseudo-philosophers maintaining that the prayers to be recited before the corpse leaves the house for the Tower of Silence called "Gehsarna" are so phonographically arranged that the receital thereof produces vibrations, which in turn produce what they call beneficial "Stote" or colours. These colours they further fancy at once make head against the so-called material shell which according to their fertile imagination or supposed spiritual vision whatever one cares to call it, is supposed to envelope the deadbody, the thickness of the shell varying directly with the number and quality of wicked acts of the deceased during his lifetime and they help in shattering this shell and thus make the road of the deceased to his determined place unthorny. It is these colours again which keep the soul of a Zoroastrian from turning into a ghost! Let us for a moment take all this as Gospel truth. What becomes of morality and man's responsibility for his own actions? A Zoroastrian may lie, steal, forge and murder with impunity; he need not be anxious about his fate after death for the venerable priests who perform his "Gehsarna" for hire are sure to destroy the material crust of his crimes before the vultures venture to destroy his material body. He is at worst sure of one thing, that having been *born* a Zoroastrian, he will never have the misfortune of becoming a ghost! The inevitable conclusion of the Vibration theory is that however immoral a man may be, if he has the knowledge of "stote" and a sound throat with distinct articulation for muttering out certain prayers in a language the alphabet of which he scarcely knows how to write and read,—provided his voice is gigantic he can deceive God Himself during his lifetime and even defy Him after death with the aid of hirelings!

It is a matter of regret that our Vibrationists are so mystic and dogmatic that they are never able to read the phenomena of their own minds even with a slight degree of precision. If they can manage not to dogmatise but to "introspect," they can we think without very great difficulty come to perceive that prayer is nothing but an expression of man's emotions of Admiration for Nature and Reverence for its Creator. What are the Khorshed, Meher, Avan, Mah and Aatash Niaesh but admiration and praise for the Sun, Moon, Water, Fire and the various objects of Nature and Reverence for their Author—Ahura Mazda? To love Nature and to admire it in any language and expression is the only real worship of the Almighty. Prayer is not a matter of calculations, vibrations or colours; it is only a *spontaneous* outpour of man's love of God, pure and disinterested. In the words of the poet :—

"He prayeth best, who loveth best
All things both great and small;
For the dear God who loveth us,
He made and loveth all."

# ZOROASTRIAN VIRTUES.

BY MR. K. E. PUNEGUR., B. A.,

Multiformity of monitions is a phrase aptly applied to the Avesta texts. The Avesta is replete with monitory precepts that forthwith appeal to all climes and all times. The maxims propounded in the sacred scriptures of the Zoroastrians render man a man in the right sense of the word. They cover a wide field of thought, applicable equally to the practical and moral aspect of human nature and appealing man to his sense of duty towards self, neighbour and God. Their manifold characteristic is worth being deeply inquired into, but for this monograph, however, a rapid inspection of the same will be deemed sufficient.

To begin with, *early rising* is an enjoinment given to the Zoroastrians. This reminds one of the English adage "Early to bed and early to rise, makes a man healthy, wealthy and wise." As a monitor to remind the Zoroastrians to honour this enjoinment, the cock typified in the Vendidad by the name "Paro-darsh" (lit., foresight) is paid high honour by the Zoroastrians and is designated as the priest of Sraosha in the same text. The cock is depicted there to speak as under :

"O ye men! get up praise, best Asha and shake off the demons; the long-armed Bushyaspa (demon of sloth) runs up to you; he forces down to sleep the people of the entire corporeal world no sooner it is dawn and they get up. Long sleep does not befit thee, O man!"

Next in place, we come to the enjoinment to pursue *good thoughts, good words* and *good deeds* and to forsake the reverse thereof (Vendidad *XVIII*—25), according to the Vispa Humata formula, all good thoughts, words and deeds lead to Paradise and all evil thoughts, words and deeds to Hell. Ahura Mazda, according to the Gathas, grants perfection and immortality to one who befriends Him through thoughts and deeds.

Diligence is the third enjoinment. This trait was indispensible to the Zoroastrians of old principalty with their agricultural pursuits, which were followed full deligently "with the right arm and the left, with the left arm and the right." "One should perform a good industry" says the Visparat.

With the enjoinment of diligence is connected that of *vigilance*. The Zoroastrians are directed to "maintain (their) feet, hands and intelligence to perform lawful, timely and well-performed deeds and to do off unlawful untimely and ill-performed deeds." A Zoroastrian's aspiration is well shaded forth in a Gathic strophe as follows: "So long as I can wish and am capable I will continue on (to be) in the desire of Asha."

*Altruism* is the spirit advocated in the sacred lore of the Zoroastrians. The Vendidad directs the followers of the Zoroastrian faith to assist the coreligionist whenever he comes in quest of riches or a wife or knowledge. The Visparat advises us to render the needy without need. The Yasna Haptanghaitr asks all men and women to declare forth to work up and to teach others whatever they think as best. The Ushtavaiti Gatha sums up this idea in the pithy adage "Bliss unto this (one) by whom (accrues) bliss to anyone-whatsoever."

*Honesty* and *undeceitfulness* are prominently set forward in the scripture. The Zoroastrians are called upon to respect the promise they give to any one whatsoever, may he be a coreligionist or a non-religionist, a holy man or a wicked. "Indeed either (of them) is a promise—(that given to) the wicked and (that given to) the pious" says the Meher Yasht. On the other hand, the violaters of promise are denounced bitterly in the scripture. Equally the cheats are spoken of detractingly. According to the Gatha Ahunavaiti, "whoso comes a-deceiving the pious, for him shall be eventually a long-durationed suffering".

*The idea of economy* is also urged upon the believers in Zoroastrianism, who are forbidden to make any degree of wastage. The clothes of a woman who has given birth to a still-born child are not enjoined to be thrown away but are to be utilized by a woman in menses or to be wrapt on a wounded part. In support of this injunction, the Vendidad adds that "Indeed Ahura Mazda has not produced worthless articles to be thrown away." One who infringes this enjoinment and wastes even as much as what a spinister throws off while spinning is not reckoned as pious when alive, nor can he attain to heaven after death.

Economy, however, does not mean stinginess or miserliness in the Avesta, which breathes free in altriustic and *charity*-atmosphere. One needs be charitable to enjoy the best life in both the existences is the advice inculcated in the Yasna.

The saying "*cleanliness* is next to godliness" is echoed forth in the Avesta by a corresponding equally forcible maxim "Purification is best for mankind after birth."

*Humility* is likewise enjoined. Prayers are offered to God in full humble spirit. Whoso does not convey humbleness to one who deserves it is called in the Vendidard a thief thereof.

*Obedience* to the Prophet's commandments is an essential characteristic in the activity of a Zoroastrian. To follow the Prophet in his foot-steps must be his principal pursuit. The acceptance of this necessary trait is crowned with reward and non-compliance therewith is attended with grief. In the Ushtavaiti Gatha, Zarathushtra is depicted to say that "Whoever shall yield a hearing to me and attention to this (hymn) shall attain to Perfection and Immortality......". On the other hand it is stated that "Whoever of you shall not work up the manthra in-the-manner as I even think and speak for them the end of the human-existence is in woe."

The west—winds blow, and, singing low
I hear the glad streams run;
The window of my soul I throw
Wide open to the sun".

Thus a cheerful spirit is kept up inspite of all the viccicitudes of life.

"That more and more a Providence
Of love is understood,
Making the springs of time and sense
Sweet with eternal good;—
That death seems but a covered way
Which opens into light
Wherein no blinded child can stray
Beyond the Father's sight.

That care and trial seem at last,
Through Memory's sunset air,
Like mountain-ranges over past
In purple distance fair;—
That all the jarring notes of life
Seem bending in a psalm,
And all the angles of its strife
Slow rounding into calm.
And so the shadows fall apart,
And so the west winds play;
And all the windows of my heart
I open to the day"

Thus inspite of all our ills and woes eat or small we the Earth—bound lgrims have to pave our way up d up till the "Life's solemn mystery" solved and the noble goal of our Desy is reached. But the Deity whom we seeking without can never be found ess we look within.

"Lifting the Future's solemn veil;
The reaching of a mortal hand
To put aside the cold and pale
Cloud curtains of the Unseen Land;
In thoughts which answer to and to my own,
In words which reach my inward ear,
Like whispers from the void Unknown
I feel thy living presence here.
The waves which lull thy body's rest,
The dust thy pilgrim footsteps trod,
Unwasted, through each change, attest
The fixed economy of God.
And only midst the gloom of death,
Its mournful doubts and haunting fears
Two pale, sweet angels, Hope and Faith,
Smile dimly on us through their tears."

Along with the Angels of Hope and Faith, our Poet introduces us to the Angel of Patience and tells us

"To lay the storms of hope and fear,
And reconcile life's smile and tear;
The throbs of wounded pride to still,
And make our own our Father's will!
"O thou who mournest on thy way
With longings for the close of day;
He walks with thee, that Angel kind
And gently whispers, 'Be resigned;
Bear up bear on, the end shall tell
The dear Lord ordereth all things well!"

Thus with supreme Resignation, Life's Noble Path is crossed, the End is reached and the Earth bound Pilgrim once more rests in his heaven.



# વોહરા કોમના વડા ધર્મગુરૂ

## એ નામદારનો માનમરતબો અને ચુંટણી.

લખનાર:—"કલમ"

એક ખુદાપરસ્ત વેપારી, એકમાર્ગી અને શંક કોમ તરીકે વોહરા કોમ આખા એશિઆ અને આફ્રિકા ખંડમાં આવેલા દરેક મોટાં વેપારી શેહરમાં ફેલાવો પામવાથી જુદી જુદી અસંખ્ય ન્યાત જાતોના સમાગમમાં આવતી, બલકે પોતાની સાલેસાઇ, પ્રમાણિકપણું, અને વિશ્વાસ પાત્ર નીતિ રીતિના સબબે, ઘાડા સંબંધમાં જોડાએલી હોવાથી, તેને લગતી કાંઇપણ વિગત હોય છે, તો તે દરેક કોમને માટે એક બહુજ રસીલું વાચન થઇ પડે છે.

વોહરાઓ ઇસલામી ધર્મ પાળનારાં છે, એમ સર્વ કોઇ જાણે છે, પણ એ કોમના કેટલાક રીતરિવાજો વાર તેહવારો અને સ્વભાવ શંક હિન્દુઓને પણ વિસરાવે એવો હોવાથી અને પોતાના માનવંત વડા ધર્મગુરૂ પ્રત્યે આખી કોમ અનહદ માન અને આસ્થા દેખાડતી હોવાથી, તેમના સાથે ઘાડામાં ઘાડો સંબંધ ધરાવનારાં, બલકે તેમના તરફથી મુકરદમાઓમાં હાજર રહેનારા ધારાના હિમાયતીઓ કે જેઓને તેમના ધંધા અર્થે કેટલીકવખત ધર્મનાં ઉડાણમાં ઉતરવાની વટીક ફરજ પડે છે તેઓ પણ ઘણીક વખત સમજી શકતા નથી કે વોહરા કોમ પોતાના વડા ધર્મગુરૂને જે માન આપે છે તે મુજબ જોતાં તેમના દરજ્જાની હદ કયાં જઇને અટકે છે ?

### બીજી કોમોનો ખોટો ખ્યાલ શો છે ?

સાધારણ રીતે ઘણાકોનું માનવું એ છે કે વોહરા કોમના વડા મુલ્લાજી સાહેબનો મરતબો, તેમની પુર્વે થઇ ગયલા તમામ ઇસલામી ધર્મોપાધ્યાઓ કરતાં શ્રેષ્ટ છે અને ધર્મનાં તમામ ફરમાનો તેમની મરજી મુંજબજ ઘડાયા છે. ગયર કોમોનું તો એટલી હદ સુધી માનવું છે કે વોહરાઓમાં ધર્મ પુસ્તકો જેવું કાંઇપણ નથી. યાને તેઓ નામના ઇસલામી છે અને વડા મુલ્લાજી સાહેબની જબાન અને ઇચ્છા એજ વોહરાઓનો ધર્મ કે ધર્મનાં ફરમાનો છે, પણ ગયર કોમની આ માન્યતા કેવી ભુલ ભરેલી છે તે પોતાની મેળે માલમ પડી આવે છે.

વળી કેટલાકો તો વોહરા કોમ ઉપર એવો આક્ષેપ મુકે છે કે એ કોમ પોતાના વડા મુલ્લાજી સાહેબને "હાજર ખુદા" ગણે છે. પણ એમ કહેવું એ શંક કોમ ઉપર એક હડહડતું જુઠું તોહમત મુકવા જેવું છે. આ રીતે જોતાં ગયર કોમો જેમ પોતાને સુજે છે તેમ વિચારે છે અને બોલે છે પણ ખરી રીતે જોતાં ઉપલી બીનાનું અંદર ખાનું સમુળગું જુદુંજ છે.

### વડા મુલ્લાજી સાહેબ.

વડા મુલ્લાજી સાહેબ પોતે પોતા માટે જે કહે છે અને જે આખી વોહરા કોમ અસલથી માનતી આવી છે અને માને છે, તથા જે ખરૂં,બોલે બોલ ખરૂં છે, તે એ છે કે, અલ્લાહ એક છે, નબી મોહમ્મદ ( સ૦ ) તેના રસુલ બરહક છે, હજરત અલી (અ૦) તેના રસુલના વસી છે, ખુદાના વલી છે. નબી સાહેબના ફરજંદો "બની ફાતેમા" હકના ઇમામો છે, જેમાંના કેટલાકને કુલ ઇસલામી આલમ માને છે. કેટલાક પરદે થયા હતા અને "જેમાના કેટલાક ઇમામો "બની ફાતેમા"ના વંશ તરીકે હિજરી સને ૩૦૦ થી ૫૨૬ ઇસ્વીસને ૯૧૪ થી ૧૧૨૯સુધી, ટરકી અને ઇટલી વચ્ચે છેલ્લી લડાઇમાં ટ્રીપોલી અને મિસરના બોહલા અને તે વખતના ઘણા આગળ વધેલા દેશો ઉપર ઘણી જાહો જલાલી સાથે રાજ્ય કરી ગયા છે. વળી ખ્રિસ્તી ૧૨ મી સદીમાં આખા યુરોપનાં ખ્રિસ્તી રાજ્યોનાં સામટાં બળ સાથે ઇસલામીઓના હાથમાંથી "બૈતુલ મુકદ્દસ" એટલે "જેરૂસલમ" જિનવી લેવા માટે "અલીબ" અથવા "ક્રુઝેડ"ના નામે જે સાત લડાઇઓ લડવામાં આવી હતી, તે તમામ લડાઇમાં બહાદુરી દેખાડી આખી સુધરેલી આલમની તવારીખના સફાઓ ઇસલામી કીર્તિ શોભાવી જનારા એજ સાહેબો હતા. છેલ્લે ક્રુઝેડની લડાઇના તુરરા તરીકે પ્રખ્યા થયલો સુલતાન સલાહુદ્દીન આહમદ બીન યુસુફ પણ બની ફાતેમાના છેલ્લા રાજ્ય કર્તાનો એક સિપેહ સાલારજ હતો. ક્રુઝેડની લડાઇમાં મેળવેલી ફતેહથી ફુલેલા સલાહુદ્દીને "બનુ અબ્બાસીઓ" સાથે મળી જઇ બની ફાતેમાને પરદે થવાની ફરજ પાડી કે જેમાંના એક પછી એક સાહેબ દરેક જમાનામાં આ બોહળી ધરતીની પીઠપર હમેશ (પરદામાં) કાયમજ રહે છે, જેની હાજરીમાં, હુજત, બાબુલ અબવાબ. દાઇલ બલાગ, દાઇઓ અને દુઆતુલ મુતલક છે. એવા બાર દરજ્જા છે.

( સાધન છે. )




**"સાહિત્ય" માસિક સપ્ટેંબર ૧૯૧૩ પ્રુસ્તક ૧ લું અંક ૧ લ્યો.**

અધિપતિ મી. મગન હરગોવનદાશ કાંટાવાળા-વડોદરા.

સાહિત્યની સેવા બજાવી સાહિત્યની ઉત્કર્ષતા અર્થે ઉત્તમ લેખો પ્રસિદ્ધિમાં આણવા એજ આ માસિકનો હેતુ છે, અને તે વિષયમાં જ્યારથી તે બહાર પડ્યું ત્યારથીજ ઉત્તમ સેવા બજાવતું રહ્યું છે. માસિકના અગ્ર ભાગમાં પ્રથમ લેખ "અર્પણ પત્રિકાઓનું અસત્ય" વાળો છે જે અત્યંત મનન કરવા લાયક, અત્યારના સાક્ષરોની ખરી સ્થિતિ બતાવનારો ઘણોજ હસમુખો છે. ત્યારબાદ 'અનાદર' ની કવિતા, મહાન પુરૂષોના ટુંકા જીવન ચરિત્રો' વિગેરે ઘણા મનન કરવા લાયક લેખો અને કાર્યોથી ભરપુર છે. પ્રેમાનંદકૃત શામળશાનો મોટો વિવાહવાળુ અપ્રસિધ્ધ પદ્ય રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા તરફથી આમા પ્રસિદ્ધિ થતું રહે છે તે ખાસ ધ્યાન ખેંચે છે.

સ્ત્રી હિતોપદેશ ગુજરાતિ હિંદુ સ્ત્રી મંડળ તરફથી પ્રકટ કરાવનાર સૌ. જમનાબાઇ નગીનદાશ સક્કઇ, મંડળના સ્ત્રી સભાસદો માટે અત્યંત ઉપયોગી લેખો અને ભાષણોનું દર્શન કરાવતું આ પત્રક (માળા ૧ થી ૩) અમને મળ્યું છે. વિષયોની શ્રેષ્ટતા જોતાં દરેક સ્ત્રીઓને આ પત્રક અવસ્ય વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

વિશેષત: મંડળનો બે વર્ષનો વાર્સીક રિપોર્ટ અને દેશ ભક્ત દાદાભાઇ નવરોજીની છબી સાથનો પત્ર મળ્યો છે જેમાં ગત જંયતિ વેળા સૌ, જમનાબાઇનું મનન કરવા જોગ ભાષણ અને તેનો મહર્ષિ દાદાભાઇએ આપેલો જવાબ છાપવામાં આવ્યાં છે. આ મંડળજે અમુલ્યસેવા બજાવતું રહે છે અને જેતેના મુદ્રાલેખ દેશોન્નતીનું મૂળ સ્ત્રી કેળવણી અનુસાર કાર્ય કરે છે તે જોતાં અમે અંત:કરણ પૂર્વક ઇચ્છીશું કે દરેક ગુજરાતિ કુટુંબનો સ્ત્રી વર્ગ આ મંડળનો અમુલ્ય લાભ લેતાં શિખો.

**"ગુલશન" (અધિપતિ મી. ભાગળ્યા-નવસારી) પુસ્તક ૫ મું-અંક ૯ મો.**

આ માસિકનો સપટેમ્બર મહિનાનો અંક મળ્યો છે. અસલ જે 'ગુલશન-એ- ઇલ્મ' નામનું ચોપાનિયું હતું તેજ આ છે. અંદરના લખાણોમાં તારાપોરવાળાની કવિતા અને મી. પાલણજી દેશાઇનું લખાણ ખાસ ધ્યાન ખેંચે છે. અધિપતિના હસ્તે લખાયલી "લાખ રૂપ્યાનો લેંપ" નામની વાર્તા (એ અંગ્રેજી ઉપરથી ભાષાંતર કરીને) પ્રકટ કરવામાં આવી છે. 'ધી લક્ષ્મી આર્ટ વર્કસ' પાસે જે સુંદર ચિત્રપટાકારો (Blocks) અને બાજુબંધો (Borders) છે તેમાંથી સુંદર રીતે બાંધુની ગોઠવેલી બાજુબંધમાં એક પ્રાર્થનાકરતા નિર્દોષ બાળકનું ત્રીરંગી ચિત્રયુક્ત પુઠું સુંદરએલું આભુષણ ઉપરોક્ત ચોપાનિઆને શણગારવામાં સારી સેવા બજાવે છે.

(૪) "કુરસુદ". આ પુરાણા માસિકનો આગષ્ટ અને સપટેમ્બર બે માસનો સામટો અંક મળ્યો છે. વાર્તા અને કવિતા ઓથી તે ભરપુર છે. વાર્તાના શોખીનો માટે હમેશ 'કુરસુદ' સારૂં વાંચન પુરૂં પાડે છે. આટા બહુ જુના માસિક માટે વધુ શું લખવાનું હોય?

(૫) "સુંદરી સુબોધ." હિંદુ કુટુંબોમાં સ્ત્રીઓમાં અત્યંત માન પામેલા આ અમદાવાદના માસિકનો અંક વધારા સાથનો મળ્યો છે. મુખ્યત્વે સ્ત્રી લેખકો આ માસિકમાં લખતાં હોવાથી વધુ લખવું એ સોનાને ઢોળ ચહડાવવા જેવુંજ છે. પ્રયાસ સારો છે અને આ માસિકને અમો દરેક ફત્તેહ ઇચ્છીએ છીએ.

બીજાં ઘણાં પુસ્તકો મળ્યાં છે જેનું અવલોકન આગળ જતાં આવતું રહેશે.

**સપટેમ્બરના અંકમાં આપેલાં ઉખીઆણાંના જવાબો.**

| | | |
|---|---|---|
| ૧. સરસ્વતિ. | ૩. ચાર. | ૪. સાન અથવા જ્ઞાન તથા ધર્મ. |
| ૨. ૫૩. | = ૨॥ ૨. | ૫. કાગળ. |

અગાઉ જણાવ્યા મુજબ ઇનામ નવેમબરના અંકમાં જાહેર કરવામાં આવશે.

# ⇝પ્રભાતનું પંચાગ⇜

## અકટોબર ૧૯૧૩.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રવિ** | આ મહિનાનો મુદ્રા લેખ: “શ્રદ્ધા” | છઠ<br>**૫**<br>દીન. | તેરસ<br>**૧૨**<br>અહુરમઝદ<br>મોહ અરદીબહેસ્ત. | ચોથ<br>**૧૯**<br>દેપાદર. | વાઘ બારસ<br>**૨૬**<br>દપમેહર. |
| **સોમ** | | સાતમ<br>**૬**<br>અરસીસંગ. | ચૌદશ<br>**૧૩**<br>બેહમન. | પાંચમ<br>**૨૦**<br>આદર. | ધન તેરસ<br>**૨૭**<br>મેહર. |
| **મંગળ** | | આઠમ<br>**૭**<br>આસતાદ. | પુનેમ<br>**૧૪**<br>અરદીબેહસ્ત. | છઠ<br>**૨૧**<br>આવાં. | ચૌદશ<br>**૨૮**<br>સરોશ.<br>એંકા બંધ. |
| **બુધ** | એકમ<br>**૧**<br>બેહેરાંમ<br>માહ ફ્રવરદીન. | નોમ<br>**૮**<br>આસમાન. | એકમ<br>**૧૫**<br>શહરેવર. | સાતમ<br>**૨૨**<br>ખોરશેદ. | દિવાળી<br>એંકા **૨૯** બંધ<br>રશ્ને.<br>અમાવસ્યા |
| **ગુરૂ** | ત્રીજ<br>**૨**<br>રાંમ. | દસેરા<br>**૯**<br>જમીઆદ<br>એંકા બંધ. | બીજ<br>**૧૬**<br>અસફનંદારમંદ. | આઠમ<br>**૨૩**<br>મોહર. | એકમ<br>**૩૦**<br>ફ્રવરદીન<br>એંકા બંધ. |
| **શુક્ર** | ચોથ<br>**૩**<br>ગોવાદ. | એકાદશી<br>**૧૦**<br>મારેસપંદ. | ત્રીજ<br>**૧૭**<br>ખોરદાદ. | નોમ<br>**૨૪**<br>તીર. | બીજ<br>**૩૧**<br>બેહરામ. |
| **શનિ** | પાંચમ<br>**૪**<br>દેપદીન. | બારસ<br>**૧૧**<br>અદેરાન. | ચોથ<br>**૧૮**<br>અમરદાદ. | દશમ<br>એકાદશી<br>**૨૫**<br>ગોશ. | આસુ ૧૯૬૯<br>કાર્તિક ૧૯૭૦. |

અકટોબરનુ આચરણ: અભ્યાસ, આસ્થા, આશા, એખલાસ એકયતા.

# બે અને ત્રણ અક્ષરના

# મોનોગ્રામો.

દરેક મોનોગ્રામ જુદાજુદા બાકસોમાં સાહિની વડી (સેલ્ફઇનકીંગ પેડ) સાથે બે અથવા ત્રણ અક્ષરનાં મળે છે.



કોઇપણ અક્ષરના મોનોગ્રામો મળે છે. બે અક્ષરના મોનોગ્રામના દરેકના આના ૭; અને ત્રણ અક્ષરનો રૂ. ૧). ટપાલનો એક આનો વધુ.



બે અક્ષરના પિત્તળના સીલ્સ.



આ સીલ્સ કોઈપણ બે અક્ષરના પિતળ ઉપર કોતરેલા સુંદર પૉલીસ વાળા લાકડાના હાથામાં બેસાડેલા હોય છે.

કિંમત રૂ. ૧) દરેકનો પોસ્ટેજ ૧ આનો વધુ.

લખો.—

## એન. બરજોરની કું.

૯-૧૧ ગઝદર હાઉસ,

ઠાકોર દ્વાર, મુંબઇ. (પોસ્ટ નં. ૨.)




પુસ્તક: ૧ લું. નવેમ્બર ૧૯૧૩. અંક: ૩જો .

અજ્ઞાને રાત, જ્ઞાને પ્રભાત,
નિરદાષ નવિન એ કરશે બે વાત;
સુર્ય ઉદય ને લાવી સંગાત,
ખુશી સરખી દેશે જાત પરજાત.

અજ્ઞાન નિપાધિન કંધક પડ્યા,
શુભ જ્ઞાન વીના ન એ ઉંચે ચડ્યા;
ચડવું પડવું સૌ જ્ઞાન થકી,
શુભ જ્ઞાન ખરે છે પ્રભાત નકી.

**The Spirit of Truth shall guide us unto all Truth.**

આ માસિક દર મહિનાની શરૂઆતમાંજ નિયમિત પ્રકટ થાય છે. અને ક્રાઉન ઑકટેવો સાઇઝમાં ખીચો ખીચ છાપેલો બીજા બીજા વિષયોથી ભરપુર સચિત્ર અંક બહાર પાડવામાં આવે છે. પોસ્ટેજ સુધાં વારસીક લવાજમ માત્ર રૂ. ૩-૮-૦, હિંદુસ્તાનની બાહેરનાઓ માટે રૂ. ૪-૮-૦, છુટક નકલના આના ૭, પોસ્ટેજ સાથે આના સાત.

"પ્રભાત" માં પ્રકટ થતાં નામો સાથના લેખો માટે માલિકો જોખમદાર નથી.

"પ્રભાત"—ઑફીસ
Co. ટ્યુતોરીયલ પ્રેસ
નં. ૩, ચર્નીરોડ-ગીરગામ મુંબઇ.

Printed by V. P. Pendherkar and published by Burjorji K. Khasimai for Messrs N. Burjor. & Co. at the Tutorial Press, 3, Charni Road, Girgaum, Bombay.

# પ્રભાત



## અનુક્રમણિકા.

નવેમ્બર ૧૯૧૩.



**આ અંકમાં આર્ટ-પેપર ઉપર પ્રકટ થએલાં ચિત્રો.**



## ખુલાસો

આ દિવાળીનો નવા વર્ષનો ખાસ અંક પ્રસંગોપાત બેસતાં વર્ષને દિવસે બહાર પાડનાર હતા. પરંતુ છાપખાનાને આવેલી નધારેલી અડચણને લીધે અમો તેમ કરી શક્યા નથી.

# દિવાળીની " પ્રભાતે " ઉપજતો આનંદ



લખનારઃ—વૈદ્ય કવિ કૃપાશંકર જીણાભાઈ પંડ્યા. ( અમરેલીવાળા )

ઉઠો સજ્જનો, સત્વેરૂ યે " પ્રભાત "
નમો ઈશને પ્રેમથી આ " પ્રભાત; "
સ્મરો જકતના સ્વામિને સૌ– " પ્રભાત, "
દિવાળી દિને ઉજવળો આ–" પ્રભાત. " ૧

દિશા પૂર્વમાં હર્ષવંતો–" પ્રભાત. "
ખિલી છે ઉષા. પ્રભા રંગરૂડે–" પ્રભાત; "
પશુ પક્ષિ આનંદથી આ–" પ્રભાત, "
ફુલ્યાં વૃક્ષવાડી જુઓ આ–" પ્રભાત. " ૨

સરિત સાગરે શાંતિએ આ–" પ્રભાત, "
દિશા ઉજ્વળી શોભીતી રાજતી શી–" પ્રભાત; "
નગો નિર્ઝરો શોભતાંશાં–" પ્રભાત, "
દિશે છે અહા શાંતિમાં જો–" પ્રભાત. " ૩

વહે વાયુ સુગંધી શીળો–" " પ્રભાત, "
કરે દિલખુશી તાજગીથી–" પ્રભાત; "
સહુ સ્થાનમાં કુદ્રતિ જો–" પ્રભાત, "
વધારે અતિહર્ષને આ–" પ્રભાત. " ૪

નવા વસ્ત્ર આભૂષણો–સૌ " પ્રભાત, "
ધરો અંગ ઉમંગથી–આ " પ્રભાત, "
નરો નારીઓ બાળ વૃધ્ધો–" પ્રભાત, "
મળી મંડળી સાથમાં આ–" પ્રભાત. " ૫

જમો મીષ્ટ પકવાન્ન મેવા–" પ્રભાત, "
રમો રંગમાં હર્ષથી આ–" પ્રભાત; "
પુજી ઇષ્ટને પ્રેમથી સૌ–" પ્રભાત, "
મળો મિત્રને સ્નેહથી જૈ–" પ્રભાત. " ૬

નમો વૃધ્ધને ભાવથી સૌ–" પ્રભાત, "
કુળાચારને ધર્મથી જો–" પ્રભાત! "
દીનોને કરો દાન સૌએ–" પ્રભાત, "
યશો ઇશના ગાન ગાજો–" પ્રભાત. " ૭

પઢો પારસી પ્રેમથી આ–" પ્રભાત, "
સહો હિંદુઓ હોંશથી આ–" પ્રભાત; "
સહુ મુસ્લીમો ક્રીસ્ચનો–" આ–પ્રભાત, "
લહી વાંચજો ભાવથી–આ " પ્રભાત. ' ૮

કરી છે કૃપા ઇશ્વરે શી " પ્રભાત; "
સુખો સામટાં ભોગવો સૌ–' પ્રભાત; "
ભણો સદ્‌યશો જ્યોર્જના આ–" પ્રભાત. "
મજા મેળવો હર્ષ સાથે " પ્રભાત. " ૯

# પ્રભાતનો પ્રકાશ.

પારસીઓની પતેતીને અંગે મુંબઈ શહેરમાં સપટેમ્બર મહિનામાં ભિન્નભિન્ન પ્રકારનાં પુસ્તકોનું વાદળ ફુટેછે એવું આજ કાંઈક વર્ષોના અનુભવ ઉપરથી સિદ્ધ થઇ ચૂક્યું છે. સાહિત્ય વાતાવરણમાં આ વધારો–જો તેનો રૂડો ઉપયોગ થતો હોય તો–સ્તુતિને પાત્ર છે. **પ્રભાતના** આ પહેલા પ્રવાહ નો પ્રથમ અંક પણ સપટેમ્બર માસમાંજ જન્મ પામ્યો હતો અને પ્રસંગોપાત ચિત્રોથી તે અંકે વાંચક વર્ગનું સારૂં લક્ષ પોતા તરફ ખેંચ્યું હતું. બીજો અંક અક્ટોબર મહિનાનો વિજયાદશમિથી આરંભ કરી દિવાળીના દિવસોમાં પૂર્ણ થયો, તેની ખુશાલીમાં અમારા વાંચકો પાસે, આ અંક આવે ત્યારે, વિષયો અને ચિત્રોથી ભરપુર મુકવાનો અમોએ ખાસ પ્રયાસ કીધો અને આ ત્રીજો અંક તેની સાક્ષી પુરવાને સમર્થ થશે તો પરમેશ્વરનો આભાર માનીશું.

સમયાનુસાર વિષયો અને ચિત્રો લેવા માટે અમે પૂર્ણ કાળજી રાખીએ છીએ, અને દિન પ્રતિ દિન **પ્રભાત** ને વધુ અને વધુ આકર્ષક કરવાનો અમારો પ્રયાસ ચંદ્રમાંની ચઢતી કળાનુસાર આગળ વધતોજ છે. આવતો અંક ડીસેમ્બર માસનો નિકળશે જે પે બની શકતું નવું અંજવાળું પાડવા વાંચકવર્ગ મહેરબાની કરશે તો આ માસિક વિશેષ એ ંચાણકારક થશે એવી આશા છે જોકે ઈશ્વરની કૃપાવિના મનુષ્ય કર્તવ્ય વ્યર્થ છે. છતાં મરહુમ મલબારીના શબ્દોમાં કહીએ તોઃ-

"ભગવાનની દુકાન એમા માનવી મુનીમ છે,
સહુ બાગની સંભાળ લેવી એ કૃપાળુનીમ છે.

આ સૃષ્ટિ એજ તે કિરતારની દુકાન છે જેમા મનુષ્યને કાર્ય કરનાર મુનીમ તરીકે જ્યારે મુકવામાં આવ્યા છે ત્યારે સર્વ બાગ ( જાત-જાત રાખ્યા વિના સર્વ પ્રાણી ) ની પ્રત્યેકવી મળી રહેવું એજ એક મુદ્રાલેખ હોવો જોઇએ. જે અનુસાર દરેક કોમને મનગમતું થઇ પડે એવાં આ બાળકનો અમોએ જ્યારે જન્મ આપ્યો છે તો તેને મહોટું કરવામાં તન મન અને ધનથી અમો અમારી ફરજ અદા કરીશું; ને ધાડ વિના વેલો ન વધે એમ સૂત વાંચકોના મનમાં ઠસાવી તેઓની યોગ્ય મદદ માટે સાહિત્ય દેવિના પ્રેમને અંગે યાચના કરીશું !

क्षण क्षणे यन्नवता मुपैतिदेवरुपं रमणीयताया ॥

[ રમણ્યતાનું તેજ ખરૂં રૂપ છે કે જે ક્ષણે ક્ષણે નવિનતા ધારણ કરે ]

તો ઇચ્છીશું **પ્રભાત** દર માસે નવિનતા મેળવી વધુ રમણ્યતાનું અલૌકિક સાધન થઇ પડે ! અસ્તુ. ! !

# પ્રભુ પ્રાર્થના.

લખનાર—દા. એ. તારાપોરવાળા.

જગતપતિ ઓ જગના સ્વામી ! નમન કરૂં આ શિશ નામી,
તુજ ખલકે નરકે ખામી જાચો અંતર જામી.
ઓ મતિ પાલક ! તું સખિ માલક, પાલક બાલક, વિશ્પતિ વ્હાલક ;
જડ મતિ જાલક, મમ ભવ ભાલક, શુભ મતિ આલક, દુઃખ સહુ ટાલક.
તન મન ધંતર, વિશ્વ વિશંતર, હિણમતિ હંતર, જગપતિ જંતર.
નાથ નિરંતર, નહિ તુજ અંતર, તું સત ત તરં સત્ય સ્વતંતર:
હરે હર હર દુઃખ, સુખદ બખશ સુખ, સરપર નિત સુખ, ભર ભવ જશગુણ;
લજ્જિયદામાં દુખ, ટાળ બધી ઉખ, રાખ જગે રૂખ કરગર સનમુખ.
ઓ જગ સ્વામી ! અંતર જામી ! શિશ મુજ નામી, સત્ય વિરામી;
બહુ બહુ ખામી, જડ થઇ રહુગી, પાક કલામી, કરમતિ ગામી.
સકળ સુખદપર, અમલ વિમલ હર, અબલ સબલ કર, અકળ વિકળ ઘર;
પ્રેમળ મુક્તિ કર, આદમ જગોચર, નેક નિરંતર, દાખિ દિગંતર.
તુજને નમિયા, તે સહુ જમિયા, જગને ગમિયા, આફત ખમિયા
ગુરુ જનમિયા, ભવ નહિ ભમિયા, સહુ દુર સમિયા, રતિપતિ રમિયા;
દિલ મન હરશે, ભક્તિ મતિ ભરશે ધરિ ધરિ ધરશે, થઇ તુજ શરણે;
વિધ વિધ વરણે, પડી તુજ ચરણે, કરગરૂ કરણે, સુખિ કર, મરણે,
તુજ ડર ફરશે, તે ભવ તરશે, દિલમાં ઠરશે, જીવન ઉમરશે,
પે જગ ફરશે, જશ પશ ભરશે, સુખથી મરશે, પાર ઉતરશે, સાંમી.
જગપતિ ઓ જગના સ્વામી ! નમન કરૂં આ શિશ નામી;
તુજ ખલકે નરકે ખામી, તું જાચો અંતર જામી.

# દુરબીનમાંથી બહાર

અને

# દર્શને દુનિયા.



**પ્રીસ આરથરની સાજવારી.**

મહા પ્રતાપી રાજા જ્યોર્જ પાંચમાના, બુઝોર્ગ ભલા અને માયાલુ કાકાજી, ડયુક ઓફ કોનાટના એકપુરા બેટા, પ્રીન્સ આરથરના લગન નો સુભ પ્રસંગ ગઇ તા. ૧૫ મી ઓકટોબરે, અતિ ધામધુમથી અને બાદશાહી માનના દબદબાથી, પસાર થયો છે-ઇશ્વર આ બુઝોર્ગ પિતાને, તથા તેમના પત્નિ ડચેસ ઓફ કોનેટને, તેમના બાલકોના સુખથી ઘણાંક વર્ષો સુધી ખુશાલ રાખો, તેઓના બાલ ગોપાલને ત્યાં, બાલકોની વૃધ્ધી થાઓ. ભલા અને નેક ખવાસના આ વૃધનર હજી રાજકિય બંધારણમાં કામ કરતા રહે એવી તાકાત અને જોર પરમ કૃપાળુ એમને બક્ષે-ખુદા. સદા બ્રીટીશ રાજ્યના વડવા અને વંસજોને હમેશ હસતા, અને ખુશાલ રાખે. એજ હમારી પ્રાર્થનાછે.

× × ×

**લોર્ડ હારડીંગ.**

માયાલુ, ખંતીલા અને દાજવંત, ભલા લોર્ડ હારડીંગને ભલાઇનો પસ્સો લેવાનો એક વધુ પ્રસંગ મુબારક થયો. પોતાના હાથ તલેની હિંદી આસત માંહેલા મુસલમીન ભાઇઓની, પજરતી લાગણી પોતાની હમેશની મમતાલુ વલણથી એ નામદારે નરમ ડી, અને કાનપુરની મસજીદને લગતી, ઉભી થયેલી ખટ-નો નીવેડો લાવી નાખ્યો. આવી દયાલુ રાજનિતીના દાખલા હિંદી તવારીખમાં ઘણેજ લાંબે વખતે બનતા આવ્યા પણ લોર્ડ હારડીંગના વખતમાંતો ચાલુ બનતાજ જાય આવી વલણથીજ રાજા અને પ્રજામાં હેતનો વધારો રહે છે એ સંદેહ નથી.

× × ×

**ના મકાન આગલ ગલીચી.**

ર્મના મકાન આગલ, હકોદદવારપર ગલીચી જમાવ કરનાર જે બાંધકામ કરવામાં આવનાર હતું તેનો ફડચો થઇ ગયો છે. અને જેઓએ તે ત્યાંથી ખસેડવાની કોશેશ છે, તે માટે તેજ કોમના સઘળાની તેમને આ શીષ છે. દાદી શેઠના આતશબહેરામ આગલથી પણ એ સુધારો જલદીથી થાય તે જોવાને હમો આતુર છઇએ

× × ×

**“ બેન્ક ”**

હવેજ પ્રસંગ આવ્યો છે, જ્યારે સરકાર માબાપે બેન્કના કારોબારમાં વચ્ચે આવી કાંઇ પગલાં ભરવા જોઇએ, જેથી ગરીબ રૈતના નાણાંનો બંદોબસ્ત રહે, અને કગાળીઅતમા રીબાતી ગરીબ રૈયતનો કાંઇ બચાવ થાય. કરકસરે થોડું યા ઘણું એકઠુ કરી માયાપુંજી, જે વ્યાજ માટે મુકે છે, જેના ગેર વહિવટથી તેઓનું ઘસડાઇ જઇ બિચારા લાચાર થઇ જાય છે, તેવાઓનો હવે કાંઇબી બંધારણથી બચાવ થાય, એવુ પગલું સરકાર લે, એ જોવાની હમારી ઇચ્છા છે,

× × ×

**ડા. માસીના ઓસ્પીટલ.**

આ નામનું ખાતું જરથોસ્તીઓ વચ્ચે તો શું પણ પરજાતીઓ વચ્ચે પણ એટલું બધું તો જાણીતું છે કે તે માટે વધુ બોલવાની કશી જરૂર નથી. પણ આ તકે અમો એ ખાતાંની સિફારસમાં એટલા કાજે બોલવા માંગીએ છીયે કે ગયાજ માસમાં એ નામાંકીત ખાતાંના વહિવટનો હિસાબ પ્રજા આગળ રજુ કરવામાં આવ્યો હતો. આ રિપોર્ટ એટલા માટે આવકારદાયક થઇ પડે છે કે અગાઉના ભાડેના મકાનમાંથી ખાલી કરી ભાયખલે આલીસાન મકાન પોતાનું બનાવ્યું છે યા ખરી રીતે જરથોસ્તી શીરકાએ બનાવી આપ્યું છે. જે દરદીઓએ આ ખાતાનો લાભ લીધો છે અને જે દિલસોજ મિત્રોએ આ ખાતાંને નીભાવી રાખવાને પોતાના તન-મન અને અને ધનનો હિસ્સો આપ્યો છે તે સઘળાંની સાથે ડાકટર હોરમસજી માસીનાનો પોતાનો પરમાર્થ કાંઇ છુપો નથી. જરથોસ્તી કોમમાંથી દુઃખ દર્દ દદે કરી

નાખનારૂં આ ખાતું વધુ લોકપ્રિય થઇ પડે અને હાલ છે તેના કરતાંએ વધારે ઉપયોગી નીવડે તેટલા માટે આપણે દુવા ગુજારીશું કે એનું નીભાવ ફંડ દિન પર દિન વધતું જાય અને મજાની દિલસોજીનો ઝરો કાયમ રહે. અત્રે અમારા વાંચકોનું લક્ષ એક બીના ઉપર ખાસ ખેંચવાને હમોને ખુશી ઉપજે છે તે એ છે કે કંઇપણ જાહેરમાં ઘોંઘાટ કર્યા વગર મી. ખરશેદજી બીખાજી ચીનાઇ નામના મધ્યમ સ્થિતિના એક જરથોસ્તી દરરોજ ઓફીસે ઓફીસ અને દુકાને દુકાન ફરી ડા. મારીના ઓસપીટલના લાભ અર્થે ગમે તેવી નજીવી રકમો પણ એકઠી કરી દર મહિને સારી રકમ એ ઓસપીટલના ભંડારમાં ભરપાઈ કરી આપે છે. થોડા એવા પરમાર્થી પુરૂષોની વધુ જરૂર છે.

⁂ ⁂ ⁂

**નવસારી પારસી ઓસપીટલ.** તા. ૩૦ મી સપટેમબરના સાંજ વર્તમાનમાં નવસારી કસબામાં આવેલી "ધી રતનજી ફરામજી દાબુ. પારસી જનરલ હોસપીટલનો રીપોર્ટ વાંચતાં, હમોને સંતોષ સાથ નોંધ લેવાની ઉમંગ, એ માટે થાય છે કે, આવા નાના કસબામાં પણ જરથોસ્તી બહાદુરોએ પોતાના ગરીબ કોમીઓ વાસ્તે, મોટા નહિ પણ એક નાના પાયાપર આવું પરમાર્થી ખાતુ ચાલુ કર્યું—જે માટે એઓને ધન્યવાદ ઘટે છે. ગમે તેવીએ નાની, ભલાઈ ખાતરની દીલચાલ પુરવાર કરી આપે છે, જે જેઓને કુદરતે આપ્યું છે, તેઓને ગરીબ માટે કેટલી દીલસોજી તથા દાઝ છે. જરથોસ્તી કોમને હમારી વિનંતી છે જે જેવો આશ્રો તેઓએ આપ્યો છે, તેવો બીજાઓની સામેલગીરી લઇ મદદ કરતાં રહે ગરીબાઇ સાથે કંગાલ માંદગી, ઇન્સાનને કેવું બેફામ બનાવે છે, તેવે સમયે તેઓને મળતી મદદથી તેઓને કેવી રાહત મળે છે, તથા તેઓની મુંગી આંતરડીની દુવા એવા મદદગાર ખાસ સ્થાપનારઓને, સુખ આપવા વિના રહેતી નથી—હમો ચાહીયે છઇએ જે એવાજ ભલાઇના કામ કરવા, જરથોસ્તી કોમના પુત્રો પુત્રી હમેશ તઇયાર રહે—કે ભવિષ્યની આપણી કોમને, સબક સિખાડવા સદા, દયાળુ બનાવવાને ઠીક કામ લાગે,—હમો દાબુ માલેકોને ધન્યવાદ ચાહીયે છઇએ.

⁂ ⁂ ⁂

**જાપાનીસ ચાલાકી.** ૧૧ મી અકટોબરના વિલાયતના ગ્રેફીક પત્રમાં જાપાનીસ બાળકો–છોકરાઓ અને છોકરીઓના જે ચિત્રો આપવામાં આવ્યાં છે અને જાપાનમાં લેવાતી હિસાબી પરીક્ષાના વારસીક બનાવનુ જે બ્યાન આપવામાં આવ્યું છે તે ખરેખર હેરત કરનારૂં છે ચારથી તે દસ આંકડા સુધીના પંદરથી વીસ લાઇનના સરવાળાની ગણત્રી માત્ર એક બે ઘડીમાં કરી આપવાની હરીફાઈમાં મીસ મીકી શીમીઝુ નામની એક બાઇ પહેલું ઇનામ જીતી ગઇ હતી. માત્ર ત્રણ મિનીટમાં ૨૫૦ કવરો ઉપર પોસ્ટેજ સ્ટેમ્પ સફાઇ અને સુઘડતાઇથી ચીટકાવી દેવાનું કામ કાંઇ સહેલું નથી. તે કામની હરીફાઇમાં મીસ ફીમ ઉજીશીમાએ પહેલું ઇનામ મેળવ્યું હતું. ૨૦૦ જુદી જુદી કાગળની કાપલીઓ ઉપર મુકેલા આંકડાઓનો સામટો સરવાળો ચીનાઇ રૂઢી મુજબ ગણત્રી કરવાના યંત્ર ઉપર ચાર મીનીટ અને વીસ સેકંડમાં કરી આપવાનો પ્રયોગ ખરેખર અજાયબી છે. આ હરીફાઇમાં ૩૦૦૦ જણાંઓ બાહેર પડયાં હતા તેમાંથી મી. કેનઝીરો ઓશીમા નામના જવાને માત્ર સાડી ત્રણ મિનીટમાં જોઇતો જવાબ આપી પહેલું ઇનામ જીતી ગયો હતો. પણ સઉથી વધારે ઉલટભરી હરીફાઇ તો ત્યાં થઈ હતી કે જ્યારે દસ દસ આંકડાની પંદર લીટીઓનો સામટો સરવાળો કાગલ પેન કે ગણત્રીના કોઇબી યંત્રની મદદ વિના માત્ર મનની ગણત્રીથી જવાબ વાળવાનો હતો જે જવાબનો નીચલો એક અખંડ આંકડા ૯૧૫૪૬૧૪૭૩૦૬ નો જવાબ માત્ર ૪૫ સેકંડમાં મીસ ફુજી નીશીઝુગીએ લાવી આપ્યો હતો, અને વળી ઉપલીમાંની કેટલી હરીફાઇ તો આંખે પાટા બાંધીને કરાવવામાં આવી હતી ધન્ય છે એવા જાપાનીશ ભેજાંઓને!

General view of Benaras.



નદિ કાંઠેથી શ્રી કાશી-ક્ષેત્રનો દેખાવ.

H. H. Maharaja Sir Prabhu Narayen Sing, G.C.I.E.
MAHARAJA OF BENARAS.



બનારસના મહારાજા
સર પ્રભુ નારાયણ સિંઘ. જી. સી. આઈ. ઈ.

# આર્યાવૃતના વિર રત્નો.

## હિઝ હાઇનેસ સર પ્રભુ નારાયણ સીંઘ જી.સી. આઈ ઇ.

બનારસના મહારાજા.

[ ૩ ]

( લખનારઃ મીં૦ જે. એલ. ડી. બારભાયા. )

You open the eastern windows,
That look towards the sun;
Where thoughts are singing swallows,
And the brooks of morning run.
(Longfellow)

પૂર્વ તણી બારી ખોલિને,
ભાનુ* તણાં દર્શન કરો;
મંગળમય 'પ્રભાત' જોઈ,
શુચીચારોનું ધ્યાન ધરો.
(જેકીસન.)

આર્યાવૃતમાં નવેમ્બર મહીનામાં અનેક જાતના શુભ બનાવો બની ગયા હશે, અનેક મંગળમય કાર્યો થયાં હશે, અનેક લોકો ઉંચસ્થાન પામ્યા હશે, પરંતુ ભરતખંડનાં દેશી રાજ્યોમાં નવેમ્બર મહિનો અનેક રીતે વધુ ફળદાયક થવા પામ્યો છે. ખુદ મુંબઇ ઇલાકામાંજ કચ્છના નરેશને નવેમ્બર માસમાંજ સરકાર તરફથી ગાદીએ બેસાડવાની ક્રિયા અને રાજસત્તા આપવામાં આવી હતી. મહારા ઇતિહાસીક ટુંક જ્ઞાનાનુસાર મને રજવાડાઓની બાબતમાં નવેમ્બર માસ અતિ લાભકારક લાગ્યો છે, છતાં એ સર્વસ્વ બીનાઓનું વૃતાંત આ પ્રસંગે હાથ ન ધરતાં બનારસ–કાશી–ના નરેશનું વૃતાંત અમે હાથ ધરવાનું વધુ ઉચ્ચીત ધાર્યું છે, તેનાં મુખ્ય કારણોમાં, એક એ છે કે કાશી ક્ષેત્ર હિંદુઓમાં જાત્રાના સ્થળરૂપે અતિ પૂજ્યમાન છે, અને બીજું હાલના રાજ્યકર્તા અને તેમના પાટવી કુંવર અને ભવિષ્યના તેજ ગાદીના વારસ બેઉનો જન્મ નવેમ્બર માસમાં થયો હતો. ત્રીજું દીવાળીના શુભ પ્રસંગે આ વૃતાંત પ્રસંગોપાત થઈ પડશે.

હાલમાં બનારસ અને કાશીને જુદાં પાડવામાં આવ્યાં છે છતાં પૂર્વે તે એકજ ગણાતાં હતાં. પવિત્ર ગણાતી ગંગા નદીના મુખ આગળ આવેલા ડુંગર પાસે બનારસ શહેર અને મુલક મળી ૧૦,૪૧૪ ચોરસ માઇલના વિસ્તાર સાથે ૫૦૦૦૦૦ મનુષ્યની વસ્તી ધરાવતો મુલક છે. આ પ્રાંત અસલ આર્યોને તાબે હતો; જે બાદ મોગલ રાજ્યો પણ ત્યાં સત્તા ભોગવી ગયાં છે. આ મોગલ રાજ્ય સત્તાધીકારીઓ તરફથી ખુદ બનારસમાં અમલ ચલાવનાર હિંદુઓજ હતા જે માંહેલા એક મનસારામે પ્રાંતને અત્યંત આબાદ બનાવી ૨૪।। લાખ રૂપીઆની આમદાની આપતો મૂલક બનાવ્યો હતો. ત્યાંના અસલી આર્ય રાજ્યો જે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી શરૂ થાય છે ત્યારથી ઈ. સ. ૧૭૭૫ સુધીનો ઈતીહાસ અત્યંત મનન કરવા જોગ છે છતાં સ્થળ સંકોચને અંગે અત્રેથીજ મહારા પ્રવાસમાં આગળ પ્રયાણ કરવું વધારે સુગમ કર્તાં છે.

ઔધના નવાબ અસફદૌલાના હાથમાંથી બનારસ પ્રાંત લઇ અંગ્રેજ સરકારે રાજા ચેતસીંઘને આપ્યો ને તેના બદલા રૂપે બાવીસ લાખ રૂપીઆ સરકારે લેવા ઠરાવ્યા. ત્યારબાદ રાજા ચેતસિંઘને ગવર્નર જેનરલ વૉર્ન હેસ્ટીંગ્સ વચ્ચે પાંચ લાખ રૂપીઆનો વાંધો પડ્યો અને તેના ભત્રીજા મહિપનારાયણે પ્રાંતનો કારભાર ચલાવ્યો. તે બાદ ઉદીત નારાયણસીંઘ અને પ્રસાદ નારાયણસીંઘ બે જણાઓ ગાદી ઉપર આવી ગયા. જે માંહેલા છેલ્લા રાજાશ્રીપ્રસાદ નારાયણ સીંઘે ચુમાલીશ વર્ષ જેટલા લાંબા વખત સુધી રાજ્ય કીધું હતું. આ નરેશે બનારસ પ્રાંતમાં ઘણા સુધારા વધારા કીધા. તેની કાબેલીયત જોઇ અંગ્રેજ સરકારે તેને 'મહારાજા બહાદુર' અને 'નાઇટ કમાન્ડર ઑફ ધી ઓર્ડર ઑફ સ્ટાર ઑફ ઇન્ડીઆ'ના ખેતાબો આપ્યા હતા. તેમના મરણ બાદ હાલના રાજા સર પ્રભુ નારાયણ સીંઘ ઈ. સ. ૧૮૮૯ ના જુનની ૨૧ મી એ ગાદીએ આવ્યા. સર પ્રભુ નારાયણ સીંઘનો જન્મ ઇ. સ. ૧૮૫૫ ના નવેમ્બરની ૨૬

* સૂર્ય.

મીએ થયો હતો. તેને ગાદીએ બેસતાં વારજ સરકાર તરફથી 'હીઝ હાઇનિસ' અને 'મહારાજા બહાદુર' ના ઇલકાબો બક્ષવામાં આવ્યા હતા. એટલુંજ નહિ પણ કોઈ પણ કોર્ટમાં તેને ઘસડી ન શકાય અને ગમે તેને પોતાની ગાદી ઉપર બેસાડવાની સત્તાવાળી તેને સરકાર તરફથી સનંદ પણ અપાઇ છે. ૧૮૯૮ ના જાનેવારીની ૧ લીએ તેને પોતાના પિતાની માફકજ જી. સી. આઈ. ઇ. નો ખેતાબ મળ્યો હતો. હિંદુસ્તાનના હિંદુ રાજાઓમાં તેને એક આગેવાન રાજા લેખવામાં આવે છે કે જેને અંગે દિલ્લી દરબારો વેળાએ તેને નામચીન રાજાઓની હરોળમાં હાથી ઉપર જગ્યા આપવામાં આવી હતી. આગલી દિલ્લી દરબાર વેળા લોર્ડ કર્ઝને બનારસના રાજાનોજ હાથી વાપર્યો હતો કે જે માટે લન્ડનના 'ધી ટાઇમ્સે' નિચે મુજબ લખ્યું હતું :—

"There is scarcely time to take in the splendour of the trappings of the Vice-regal elephant lent by the Maharaja of Benaras, which is the same magnificent beast of Lord Lytton rode at the Proclamation Durbar of 1877 ................."

મહારાજા સર પ્રભુ નારાયણસીંઘની ઉમર હાલમાં ૫૭ વર્ષની છે અને તેનાં ગાદી વારસ પુત્ર કુમાર આદિત્ય નારાયણસિંઘ જેઓ ઇ. સ. ૧૮૭૫ ના નવેમબરની ૬ ઠી એ જનમ્યા હતા તેની ઉમર ૩૮ વર્ષની છે. કે જેઓ એક હુંશીઆર પુરૂષ હોઇ થોડા સમય સુધી બેડીઆ પ્રાંતો, સીંધ અને ઓરિસાની કૌનસીલમાં અમાત્ય પદ ઉપર બીરાજમાન થયા હતા. બનારસના મહારાજાને ૧૩ તોપોનું માન મળે છે. આપણે ઇચ્છીશું કે તેમના માનમાં વૃદ્ધિ થયાં કરો !

## "ધર્મ."

લખનાર : સોરાબ પટેલ.

ધર્મ બોલવો શબ્દ સહેલ છે,
પણ કહે છે પાલવો મુશકેલ છે;
તો શું એ કંઇક એવો મહેલ છે,
જેમાં "પેસવું નહી" એવું લખેલ છે?
હું છું જનમ્યો જરથોસ્તી દીનમાં ?,
બીજો ઓળખાય છે મુસલમીનમાં,
હિંદુ વહેંચાયા ભાત ભિન્નમાં,
દીલ ખ્રીસ્તીનું ઠરે પેલેસ્તીનમાં.
શું ધર્મ સઘળાના જુદા હશે !
જાત અનેકના ખુદા જુદાં હશે ?
એકને કાર્ય માટે જે સજા હશે ?
તો બીજાને તે કરવાની રજા હશે ?
બાયડી એક પરણવાનો મારો ધર્મ છે !
બીજો કહે છે બે એમાં શું મર્મ છે !
વળી પુછે છે નેકાહ કરવામાં શું શર્મ છે.
પણ શું માનો છો એ ગુનાહનું કર્મ છે ?
સવાલ એકને બીજાને શિક્ષા મળશે ?
ઇનસાફમાં ખુદા શું એક તરફ વળશે ?
લાગશે શ્રાપ ને શું દુઆજ ફળશે ?
કહો ગરીબનાં દુઃખો કેમ કરી ટળશે ?
ધર્મ છે ! કુદરતના કાયદાનું જ્ઞાન
સમજાવનારને બહુ આપીએ બી માન,
પયગમબરોથી થયા જગત દરમ્યાન,
તેથી ભેદ ભવ્ય ના દીધાં ફરમાન.
કરજો ધર્માભ્યાસ નવરાશે રાતમાં,
બેલાજો ભલું કરવા જાત પરજાતમાં:
વખત રહયો છે થોડો આપના હાથમાં,
બને આનંદ વાંચી વિચયો "**પ્રભાતમાં.**"

# "મનમાં ગણગણતો ગનનનો ગુંજ."

લખનાર:—હરમીસ.

"પ્રભાત" ના પહેલા અંકમાં 'માહરૂં-મનન' એ વિષયમાં જેમ શરૂઆતમાં પાણીના ઉછાળા મારતા મોજાઓનાં દર્શન જોતાં ખ્યાલમાં ઉભો થયો હતો, તેમ આજ વળી ભારે વેદના સાથ જોતો રહ્યો છું કે 'પ્રભાત' ને બે માસની વીંટવલી ત્રીજા અંકની આમદ સાથ પાછળી પડેલી જોઇ અહિયાં પણ જાણે પહેલીએ બીજાથી મોજા મિસાલ લંપટ ખાધી છે અને વિચારના મોજા ાિ મજાહ ઉછળી ઉછળી કરતી મગમગાટ કરી રહી છે. જ્યારે એવો ખ્યાલ ખીલી રહયોછે ત્યારે પાસે પડેલું શેતરંજનું પાટીયું અને તેના મોહોરાં ઉપર દ્રષ્ટી ઉડી રહી. આ પાટીયા ઉપર મોહોરાં ગોઠવી બાજીગર બાજી રમે છે. ગોયા બે યોદ્ધાઓ એક એક ઉપર સરસાઇ કરવા મંડી જાય છે. ત્યાં પણ મોજાની માફક એક એકને દાબવાનીજ વાત અને તેમ કરતાં બિચારાં મોહોરાંઓનો કચડઘાણ! જાણે દેશ તરફથી સાચ્ચી લડતથી લડતો હજારો જીવોનો નાશ થતો જોતો બાહાદુર સેપેસાલાર કશીએ દરકાર રાખ્યા વગર પોતાની ટોલકીની જીત માટે ફક્ત એકલી જીત માટેજ હજારો જાન બરબાદ કરવા ઉપર મન પ્રેમી રહયો હોય. આ બાજી રમનાર જાણે છે કે દરેક રમનારને ફક્ત સોળ સોળ મોહોરાં ખેલવા માટે મળે છે. અલબત ખેલ ચાલે છે. દરેક મોહોરાંને જ્યારે મરવાનો કાલ આગમજથી નીમી આપેલો છે અને સરજત રમનારની સમજ ઉપર આધાર રાખે છે, પણ એ મોહોરામાં સર્વથી શ્રેષ્ઠ મોહોરૂં 'રાજા' નું કહેવાય છે; જેને ફક્ત ઘેરી લઇ બાજી હાથ કરવી એવો નિયમ ચાલે છે, ત્યારે શું આ 'રાજા' માટે હારજીત ચાલવાની. બાજી હરાયા. 'રાજા' પોતેજ ઇશ્વર રૂપ સમાન રમનારને ખેલ રમાડી જ્યારે એકને જીતમાં ત્યારે બીજાને હારમાં પાયમાલ કરતો હશે.

ગમે તેમ હોય પણ સોળ સોળ મોહોરાંની રમત નિહાળતો આ ગમતી જીવ એમ વિચારે છે કે એક ચાલન ચલાવવામાં એક મોહોરૂં પેચવવા વિચાર કરતાંજ બીજા વિચારે તે મોહરૂં અસલ વિચાર પ્રમાણે ન પેચવતા બીજી ગમ પેચવા ધ્યાન થાય છે, તે વખતે આખી બાજીમાં કેવો મોટો ફેરફાર થઇ રહે છે. નામ ત્યારે સોળ સોળ મોહોરાં તેમને ચોસઠ ઘર ફેરવવાનું પણ વિચાર કરો. પ્રિય વાંચક! એક પેચવન કળને જે ફેરવી તો એમ સમજો છો કે વલન એકજ વફી? ના. ત્યારે શું ચોસઠ ઘરનો ફેર પડયો? ના. તેમ પણ કેહવાય નહિ. બલકે ચોસઠને ચોસેઠથી ચોસેઠવાર ગુણો તેટલો ફેર પડયો. અરે? એકજ ચાલનમાં, જ્યારે આખો ફેર ત્યારે દુનિયા દર્શનમાં ફરતા હરતા આદમીઓ-હજારો-લાખો-કરોડો આદમીના સહેજ વલનમાં અપરંપાર, કાંઈ ગણત્રી નહિ થઇ શકે એમ ફેરફાર થતોજ હશે.

દુનિયા વહેવારમાં પડેલાં હજારો વિચારના વમલમાં ગુંચવાયલાં ઇનિસાનો આમ તેમ દોડા દોડી કરી રહ્યાં છે, ત્યારે તેઓનાં કામમાં થતા જરા પણ ફેરફારથી કેવો મસ મોટો ફેરફાર થઇ રહેતો હશે એ કેવળ ધારવું અશક્ય વાત છે—પણ ત્યારે શું તે મહા પ્રતાપી બાપ બેઠો બેઠો બાજી રમતો હશે! તેમ હોય તો વાંક કોણનો? અને પછી દાવ ખતમ કયારે હશે? અરે ખતમ થવાની વાત તો બાજુએ રહી પણ એ દાવ મંડાણો કયારે હશે? શું ત્રણ હજાર વર્ષ! શું પાંચ! શું દશ! ના! જવાબ કશો ખાત્રી પુર્વક મળતો નથી. એ કયારે શરૂ થયો અને ખતમ થશે કયારે! તેનો જવાબ આપી શકનાર કોઇ હોય તો આ સાદી બુદ્ધિનો લખનાર પોતે તો શું પણ દુનિયાના સઘળા એ તેને આભારી થશે.

જ્યાં મોહોરાં સોળ અને સોળ બત્રીશ ત્યાં મગજમાં ગુંચવણ થાય એવી ભાંજગડ! જ્યાં મોહોરાં અબજો ઉપર ત્યાં પછી થાય કયાંથી સગવડ? ત્યારે એ અગવડ કયારે ખતમ થશે? ખોલાસો કેમે કરી મળતો નથી.

બાજીગર રમતાં રમતાં એક ચલનની થાપ ખાય છે, ત્યાં તે સુધારવા ખંતથી કોશીશ કરી રહયો છે, ત્યારે દુનિયાઇ દર્શનમાં જરા રતી ભુલ થાય છે, તો સામો કેવો લાગ લઇ સમુળગો લાભ લેવા તૈયારી કરતો હશે! મનમાં કેવો આરંભ રચતો હશે, અને પોતાની બાજી જીતવા જે આશા રાખી બેસે છે તે ખોવા તે કદી પણ હા પાડશે કે? ના! હાલતો તેમ દીસતું નથી જ્યારે એમજ છે તો જીવથી જીવ કેમ મળશે, કેમ સાથે ભલશે અને સંપથી સૌ હળશે? કેમ કોકના દુઃખ ત્યારે ટલશે! માલમ તો થાય છે કે ભકતોની ભકિત છતાં હજી લાખોના જીવો જલશે!

ત્યારે આનો ભેદ શો? ઇશ્વરજ માત્ર બાજી રમતો હોય તો કશુંએ વલવાનું છે! જો તેમજ હોય તો પરસપર થતી પીડા માટે ફરીયાદ કાંય? ફરીયાદ કરી શીશા કાંય! એ બધું શું કામ થાય! શા માટે પછે ફાંફાં?

# શ્રી કાશી ક્ષેત્ર.

ઔંધ અને રોહિલખંડની રેલ્વે માર્ફતે મુશાફરી કરનાર કોઇપણ મુસાફર મોગલસરાઇ તરફ જતાં અવશ્ય બનારસ અને કાશીના મથકો પસાર કરેછે; ત્યારે ગાડીની બારીઓમાંથી



*Lakshmi Art.* *Barbhaya's Block Exchange System*

ત્યાંનાં અનેકાનેક મંદિરો જોતો જાયછે. ઇ. સ. પુર્વે હજારો વર્ષ અગાઉથી કાશીનુ સ્થળ અત્યંત પુન્યમાન ગણાતું આવ્યું છે. કાશીને જેવું આર્ય ધર્મનું પવિત્ર શહેર ગણવામાં આવેછે, તેથી વિશેષ તેની મહતા વિદ્યા પ્રાપ્ત કરવાના મથકરુપે પ્રસિદ્ધ છે. કોઇપણ બ્રાહ્મણ કાશીમાં શિખી આવ્યા વિના પંડિત કે વિદ્વાન થઇ શકતો નહોતો. અને તેથીજ હાલમાં

વિદ્યાના સ્થળરૂપે ઇગ્લંડમાં જેમ ઑક્સફર્ડ નામના કહાડી છે. તેથી વધુ ઉચ્ચતર દરજ્જો શ્રી કાશીક્ષેત્ર ધરાવી રહ્યું છે. આર્યનોના ત્યાં ઘણાં મંદિરો છે, જે માંહેલા એક મંદીરનું ચિત્ર અમોએ અત્રે આપ્યું છે. જ્યારે પવિત્ર ગંગા નદિના કાંઠા ઉપરથી બનારસનો કેવો રમણ્ય દેખાવ દ્રષ્ટી ગોચર થાય છે તેનું અને બનારસના રાજાનાં ચિત્રો બીજાં ચિત્ર પૃષ્ટ ઉપર આલેખેલ વાંચક જોઇ શકશે. તેમજ બનારસ પ્રાંતનો સંક્ષિપ્ત ઇતિહાસ અને મહારાજાનું ચરિત્ર પણ વાંચશે.

શ્રી કાશી ક્ષેત્રની મહત્વતા એટલી બધી છે કે રાજા ભર્તૃહરી પોતાના વૈરાગ્ય શતકમાં નિચે મુજબ કથેછે:—

( शार्दुल विक्रीडित वृत. )

उद्यानेषु विचित्र भोजन विधिस्तिव्रातितिव्रं तपः
कोपी नाचरणं सुखक्षममितं भिक्षाटनं मण्डनम् ।
असानं मरणं धमङ्गलसमं यस्यां समुत्पद्यते,
तां काशीं परिहृत्य हन्त विबुधैरन्यपकिस्थीयते ॥

જ્યાં ઉદ્યાનમાં જાતજાતનાં ભોજન હોય,
તિવ્ર કૃચ્છ ચંદ્રાયણાદિ તપ નજરમાં હોય;
ગુહ્યસ્થાન ઢાંકવા કાજે જે વસ્ત્રપણ હોય.
અપરિમિત ભિક્ષાટન વડે શોભા થતી હોય;
અને જ્યાં આવેલું મૃત્યુ પણ જે મંગળ બને,
તો શિદને વિદ્વાનો કાશી તજી અન્યે ફરે.

અર્થાતઃ—શ્રી કાશીક્ષેત્ર એક પરમ શાન્તિનું જે સ્થળ છે તે છોડીને બીજે ઠેકાણે શા મારે જવું ?

આ ઉપરથી સહજ કલ્પી શકાશે કે **શ્રી કાશીક્ષેત્ર** કેવિ માનનિય પદ્દી ધરાવતું હશે !

J. B.



# નાટયકલા

લખનાર:—ધિમાન એસ. મહેતા.

નાટયકલાનું અસ્તિત્વ પુરાણું, ગૌરવ દર્શક, વિભૂતિ વાળું, હાસ્ય ઉપજાવનારૂં, સમજ શકિત વધારનારૂં, ભારતમાં પ્રાચીન કાળમાં મહત્તા નિભાવી, વિજ્ઞાન, કળા, સાહિત્યમાં પ્રગતિ કરી, અતિશય ઉચ્ચ પ્રતીતિ એ પહોંચાડનારૂં હતું, જેની પ્રખ્યાતિ સાંભળી, યુરોપ આદિ દેશોમાં અવલોકનથી અનુકરણ થયાં, પરંતુ પૂર્વની ધૂન કદાપિ પશ્ચિમમાં તેવીજ ફેલાણી નહિ અને જે ઉત્કૃષ્ટ સંકળનામાં આપણી પ્રાચીન પ્રવૃત્તિ હતી તેની પ્રભા ઓરજ ઝપકી હતી. નાટય શાસ્ત્ર પંચમ વેદ તરિકે લેખાઇ ઉચી પર્યેષ્ટણા, હિતોપદેશ, અભિનયાત્મક રસ સંપૂર્તિ અને વિશેષે આત્મા તેમજ સંસારની ખિલવણી માટે વધારે ભાવ ઉપજાવનારો. જેમ વેદ આદિ અને સ્વયંભૂ મનાય છે તેમ પાંચમો પણ પુરાતન પણું દાખવે એ સહજ છે. કાવ્યના શ્રવ્ય અને દૃસ્ય એ બે વિભાગ સન્માન પામેલા જગ પ્રણાલિકાથી પ્રશંસા પાત્ર થયેલા, તે બંન્ને ઉપયોગી નાટકમાં પણ ઉતરેલા, જેને પરિણામે, હાવભાવ, અભિનય વેશ, ભુપાષા વિગેરે ચિત્રીત ઉભરાયો, કલ્પનામય સૃષ્ટિના પ્રેક્ષક ભાવો સાથે ભાવાત્મક રસ સિંચનથી પ્રત્યક્ષ કરી, નાટક શાળા બનાવી, અને પાંચમા વેદની નિર્માણ કૌશલ વાળી કીર્તિ ઉકેલાણી, સમવાયથી સમજાણી.

ભરતમુનિ નાટકના પ્રથમ ઉદ્ધારક, ઉત્પાદક અને પ્રકાશક ગણાય છે, જેણે ચારે વેદનું તારણ, પાઠય, સંગીત, અભિનય અને રસ એમ પૃથકપૃથક ભેદ ઉપાડી રસધ્દે નાટય શાસ્ત્ર બનાવી, પાંચમાં વેદની પ્રસાદી અર્પી. હવે ભરતમુનિ પહેલા નાટય શાસ્ત્ર બનાવનાર કે તે પહેલાં પણ એકલાં સંજીવની હતી એ વિષે, વિચાર કરતાં માલૂમ પડે છે કે ભરતમુનિનાં નાટય શાસ્ત્રમાં અન્ય નિપુણ નાટકકારોના ઉતારા તથા વખાણો ટાંચેલા છે તો નાટયકળા વેદની જેમ સ્વયંભુ છે ? અન્ય કાવ્ય માત્ર જન સમાજને, કર્ણદ્વારા સુણાવી રસ સાગરમાં ન્હવરાવી, તે પરત્વે પ્રેમ અને આદર પ્રક્રિયા પેદા કરી કાવ્ય ખુબી દર્શાવવાની છે, જ્યારે દૃસ્યથી રંગભૂમિ ઉપર વસ્ત્ર શસ્ત્રથી સજ્જ, પ્રેક્ષા ગૃહમાં, પ્રેક્ષક સમુદાય સમક્ષ, પ્રેક્ષક માટે અલગ જગા બધાવી, અભિનયથી કળા દર્શન કરાવવું એ મહત્તા હોવી આવસ્યક છે. પ્રાચીન કાળમાં નાટક શાળાની રૂઢી પ્રચલિત હશે કે માત્ર અધુનિક કાળમાં શાળામાં 'શોસ્યલ ગેધરિંગ થાય છે તેવી રીતે ચાલતી હશે એ માટે એવું સમજાય છે કે વસ્તુ દર્શન પ્રેક્ષક માટે, તેમનું મનોરંજન કરવા માટે નાટકનું ભજવવું થતું એમ નહિ પરંતુ રાજા મહારાજાની ખુશામત માટે, દરબારકે રાજ્ય ગૃહમાં નાટયવિધિનું પરિપાલન થતું હતું; રાજ મહેલમાં પણ દરવાજા ઉપરજ રાજાની તથા સભાની નજર બરાબર પડે તેમ નાટક ભજવાતું, જે નાટ્ય શાલાચ કર્તવ્યાદ્બાર દેશે સમાશ્રયા થી ઉકેલાય છે. શું પ્રાચીન કાળમાં આજના જેવા પરદા તથા દેખાવો હતા ? પ્રાચીન કાળમાં નાટક શાળામાં, યોગ્ય જગ્યા તથા આસન નિયત કરી રંગાલયના રંગદ્વાર યવનીકાથી પરિવૃત્ત અને અભિનયરી રંગમાં પ્રેક્ષકને કુતુહલ ઉપજાવનારાં હતાં. જ્યારે અર્વાચીન પદ્ધતિ અનુકરણ પુરાણી શૈલિ ઉપરથી અટકળમાં આવે છે ત્યારે નટના કાર્યો અને કર્તવ્યો પણ સામાન્યતઃ પુરાણી રીતે હોવી સંભવિત છે. એકજ ખેલાડી એકજ વખતે આવી, કાર્ય, દર્શાવી રંગમચાવી ચાલ્યો જાય એવું ન હતું પરંતુ અનેક નટો જુદી જુદી ભાષામાં અર્થાત કાર્ય પરત્વે જવાબિુમાં, કર્તવ્ય બજાવતા અને રંગભૂમિપણ તિરસ્કરણિની મદદથી, ભિન્ન ભિન્ન પ્રદેશનું ભાન અર્પતી, તેમ નાટય હાવભાવમાં પણ પ્રાચીન રીતીજ આપણે અત્યારે અનુભવીએ છીએ. આધુનિક કાળમાં સૂત્રધારની જે પ્રથમ મૂર્તી દેખાવે છે તેવું કંઈ પહેલાં હશે ? એ સિવાય નાટક ન ભજવાય? એ જુની રીતી છે? રાસધારીના ગાના રંભથી જેમ રાસ લીલા શરૂ થઈ કહેવાય છે તે પણ નાટક ઉપરથી, કારણ કે એ ભાગને પૂર્વ રંગ કહી, પ્રથમ વસ્તુ, સ્થિતિ દર્શન કરાવી, નાટકનો હેતુ સાર સમક્ષ કરી, ઇતિહાસ વિગેરે પ્રસ્તાવિક રૂપાંતરે પ્રકટ કરે છે. કોઇ એવી દલિલ કરે કે એવો પૂર્વરંગ હાલમાં કયા છે? સંસ્કૃત નાટકમાં પણ જણાતો નથી, તો મૃચ્છકટિક જોતાં એ શંકા દૂર થાય છે પરંતુ અતિશય કર્કશતા તથા પ્રેક્ષકની અધીરને લીધે પૂર્વરંગનું પ્રસ્તાવિકા રૂપ થયું આ ઉપરથી અનેરિ બિના એ સિદ્ધ થઇ કે મૃચ્છકટિક નાટક બહુ જુનું છે. પૂર્વરંગમાં નાંદિનો પાઠ ચાલુ હતો, તાનથી ગવાતો, જે સૂત્રધારના કર્તવ્ય પછી તરિકે લેખાતું પછી અન્ય નટ સ્થાપક સૂચના પ્રસ્તાવના આદર કરી નાટક સંકલના પ્રારંભ કરે છે. કોઈ પણ હજુ નિર્ણય કરી શકતું નથી કે નાંદિકયા પાઠકથી ગવાય, એ પ્રશ્ન હજુ સ્મર્યા લોચન માટે આવસ્યક છે. ઉપરોક્ત શંકા માટે ઐતિહાસિક પુરાવા જરૂરના છે કારણ કે ભરત મુનિએ

ટુંકમાં પતાવવા, સૂત્રકાર પાસે નાંદિ ગાન કરાવે છે, જે નિયમ અવબાધિત રીતે સ્વીકાર પામ્યો, વળી આદેશ, ઉદ્દેશ પણ વખતની બલિહારિથી સૂત્રધાર પાસેંજ કરાવે છે. નાટક ગાન, હાવ ભાવ, ચેનચાળા વિગેરે શિખવવા જેમ આધુનિક coaching master હોય છે તેમ પ્રાચીન કાળમાં નાટ્યાચાર્યના ઉપનામથી અભિનય શિક્ષક ઓળખાતો, જેમાં લક્ષણ બુદ્ધિ અને શક્તિથી પ્રસાદી પામેલોજ કાર્ય બજાવી શકે, પછી ભલે તે સૂત્રધાર હોય અગર અન્ય સુપંડિત સૂત્રધાર તે સમયે સમજુ, વિદ્વાન, અનેસુપંડિત હતો, તેથી નાટ્યચાર્યની પદવી પ્રાપ્ત કરવાને યોગ્ય ગણાતો. નરનો ઉપરિ લેખાતો અને નાટકમાં પણ ધારણા પ્રમાણે કાર્ય બજાવતો. આધુનિક કાળના નાટ્યાચાર્યો હિણપસ્તિ પહોંચાડનારા, અને તે વખતના ગીત, વાદ્ય, નૃત્ય. અભિનયમાં એટલા કુશળ હતા કે સ્ત્રી પુરૂપ બન્નેને તાલિમ આપતા. હવે પાત્ર વિષે વિચારતાંજ, નાટ્યાચાર્યની ખુબીની પરિક્ષા, બુધ્દિની ચિકીત્સા અને રસમય સુંટણીની બલીહારિ સમાતિ હતી. વિદૂષક સાધારણ નટ હોવો અસંભવિત કારણ ભરત મુનિના કથ્યા પ્રમાણે.

वामनो दंतुरः कृष्णः द्विजन्मा विकृताननः।
खलति पिंगलाक्षश्च, सविधेयो विदूषकः॥

આવો વિચિત્ર વેપધારિ હસવા યોગ્ય આકૃતિ વાળો અભિનય કુશળ, બ્રાહ્મણ પાત્ર યોજવો એ અતિ કઠિન મગજની મેહેનતનું ઉત્કૃષ્ટસ્વરૂપ અને બુધ્દિનું સુરમ્ય ચિત્ર સાક્ષિ અર્પતું હતુ. અનન્ય ટોપણ એવીજ બારીકીથી નિરીક્ષા અને અન્વય વ્યક્તિ રેકથી, સ્મરણીય વસ્તુસ્થિતિ નિહાળી સુંટી કઢાતા, જ્યારે હાલમાં તેથી, કવળ ઉલ્ટુંજ દૃષ્ટિગોચર થાય છે એ વિલયનિય હકીકતનું આગળ ઉપર અવલોકન કરાશે. પ્રાધાન્યપણે, મહત્વદર્શી નાટ્યનું અવલોકન ઉપલકીઉં થયું, ગૌણ પક્ષી, વસ્ત્ર, અલંકાર, શસ્ત્ર વિગેરે કેવાં હોવાં જોઇએ, એ વાતનું સ્મરણ, હમણાના કાળમાં કેટલું જળવાય છે એ તપાસવું જરૂરનું છે. દેશ, કાળ, પ્રમાણે વસ્ત્ર, શસ્ત્ર, આભુપણોની ઘટના કરવી જોઇએ, એ પધ્દતિ આધુનિક કાળમાં તદન નષ્ટ થઈ છે.

નાટકો પ્રાચીન કાળમાં માત્ર મહોત્સવ પ્રસંગેજ રચાતાં, ભજવાતાં રાષ્ટ્રવિપ્લવમાં રાજ્યનું પાલિત સુકુમાર નાટ્યકલા, તણાઈ ગઇ. સંસ્કૃત સાહિત્યાનુરાગ, તિરોભાવ જોડે થવાની ભાપામાં રાસધારી, ભવાઈ વિગેરેની ઉત્પત્તિ થઇ અને પ્રાચીન નાટ્ય કળા, લુપ્ત થઈ. પુનરોદ્દાર અસંભવિત આવસ્યક પરંતુ, ઐતિહાસિક પુરાણી કેડી ઉપર કોણ પરવરે અને ગુપ્ત થયેલી, અંતર્હિત થયેલી, મંગળસ્મૃતિ ક્યાં, રઝળે છે, રગડાય છે તેની પંચાત કોણ કરે? સૌસૌના સ્વાર્થમાં મચેલા જેથી કાળ વહેનમાં કોણ જાય છે ગયું છે, એ પૃચ્છ, જેમ વિનાશની હોલી નથી તેમ નાટ્ય કળાનું પણ થવાનું.

પ્રાચીન નાટકોની ઉત્પત્તિ વિષે, ત્હેનાં મનોગતલક્ષણો, સહેતુક દર્શાવી, યથાર્થ સમાલોચનીય વિષય સાહિત્ય ક્ષેત્રમાં, સર્વકાલે અને સ્થાને થઇ પડે છે, તેની ઉપયોગિતા નિસંશય રીતે જન સમાજને લાભપ્રદ છે એ ઉચ્ચાશયથી પ્રાચીન પદ્ધતિ નાટ્ય શાસ્ત્રની કળા, રસ પ્રેરિત પ્રક્રિયામાં આરંભિત તેમ પરિ પ્રેરિત વિલુપ્ત થઈ ગઈ પંરતુ આધુનિક નાટકોના ઇતિહાસ અવલોકતાં નાટકોનાં કર્તવ્ય ઉપર જરા વિરામ પામશું તો ખોટું નથી, નાટકોનું લક્ષ્ય, અ:તકરણનું ઉચ્ચાશયો સાથે સંયોજન, ભાવોનું ઉલ્લેખન, સંશોધન, અને વિમળ સંસક્તિઃ સંશ્લેપ, ને આકર્પણ, ધર્મનીતિ, વિગેરે પરિમલ જનક વસ્તુમાંથી તુલનાત્મક સિદ્દિ સ્થાપન્ત, અભિનયથી, શોક અને ભય, ઉત્પાદક ન બનાવવાં દુર્ગુણ દુર્યોજના પ્રતિધિક્કરિ પેદા કરી દંભ, અહંતા, મમતા, મુર્ખતા સામે ઉપહાસ્યનો ઝુંડો, ઉઠાવી, જંગ મચાવી ત્યાગવૃત્તિ ઉપજાવી, અને સામાજીક ભાવે, સત્કર્મનો જય અને દુષ્કૃતિનો પરાજય દર્શાવી, મનોરથ સૃષ્ટિમાં મનોગત ઉભરા ઉપસાવી, વ્યક્તિ પરત્વે, બ્રહ્મિમય ભાવનાનો રેલો રેલાવવો એ ખરા નાટક કારોનું કર્તવ્ય પક્ષી ગણાય છે, પ્રાચીન કાળમાં નાટક ઉપર અભિરૂચિ અતિશય પ્રમાણમાં હતી, તે મુસલમાનના વખતમાં અંતર્ધાન થઈ ગઇ; જે કાળમાં અરબસ્તાન, ઇરાન આદિ પૂર્વના પ્રદેશમાં માહિતિ નહતી તે કાળે આ દેશ વિભૂતિવાળો લેખાતે. જેથી નાટ્યકળાની સ્વતંત્ર ઉત્પત્તિ આ દેશમાં ઉભાવેલી લેખી શકાય. સંસ્કૃત નાટકો પછી પ્રેમાનંદે ગુજરાતીમાં લખ્યાં છે. એવું ભળતું હોકી બેસાડયું પરંતુ કોઇ રસમય સાક્ષરિ શૈલિની એ બાનિ છે એવું આધુનિક શૈલિપરથી ઉલ્લેખાય છે. અવાં ઉચ્ચી પ્રતિના નાટકો, આવા માનનીય પાત્ર વર્ગ; આવી ઉંચ કવિત્વ મયસ્વનાવાળી ઉન્નતદશા ઉપરથી હમણા કેવો અધપાત થયો છે તે સર્વે સુરીને સમજાયા વિગર રહેશે નહિ. ભાષામાં હાલમાં નાટકોને કેવું સ્થાન અર્પવામાં આવ્યુ છે; નાટકોથી જનસમાજ ઉપર કેવી અને કેટલી અસર એક સૈકા પહેલાં હતી અને હાલમાં કેવી વિપમ રીતે વિફરી છે; માટે અધોગતિથી ઉન્નતિ નીરાહ પકડવાની છે એ સાહિત્ય

વિલાસી સાક્ષરોને સમજવાનું છે. જ્યારે સાધારણ સમુહને લેખન વાંચન અવડચવડયું અને ઘણે અંશે બીલકુલ આવડતુ નહિ ત્યારે અસંખ્યજન લાભાર્થે તેમજ ભણેલા અને અભણ સમાન સપાટીથી ઉત્તેજન સમજી શકે તે માટે, જન સ્વભાવનું, તેમની ભાવનાનું લક્ષણ સહિત ચીત્ર વસતુ આદર્શથી, વાર્તામય સંકલનામાં, નાટ્યાકારમાં અર્પ્યું. લોકોમાં ઉત્સાહ અને શિક્ષણની સમજ રેડવામાં આવી. જીવનની જીવન આશાની રૂચિ અધિકતર, વિવિધ શ્રેણીમાં પ્રસરવાથી, નાટકની રૂચી કમી થઇ

નાટકની ઘટના કરવી એ ટુંક ભરોળી કવિનું કર્તવ્ય નથી પરંતુ કુશળ કુશાગ્ર બૂદ્ધિવાળા' જગતના ઉહાપોહમાં મચેલા, જ્ઞાનસરણીમાં સરેલા, અલૌકીક ભાવના ભરેલા, સાક્ષરનું, જન સ્વભાવનું, સમાજનું આલેખન કરવું, સમસ્તકાર્યની એક રૂપ કલ્પના કરી, નાટકનું બીજ સ્થાપવું પછી તેનો ઉકૂ ભેદ કરવો, અનેક અંગોની સંધિ કરવી અને રસનિષ્પતિ કરવી. નાટ્યકળા સાહિત્યકળાનું અંગ છે, જેની નિયંત્રણાનો ધોધ ઉણા અને તીના સાદે દ્રવતો માલૂમ પડે છે. સાહિત્યકલામાં, સંગીત, કવિતા અને નાટ્ય, પરસ્પર સહોદર જેવા ગાઢ સંબંધી, ક્ષેત્ર વિશાળ છતા, નાટકમાંજ ઓછું ખેડાણ એકેજ્ત દિલગિરિ! ઉચ્ચ પ્રગતિનું, મતિની ધીરજવાળી ગતિનું નાટકમાં સ્થાન છે તે ગુમાવવો એ હાનિકારક તેમજ શરમવિનારૂં તેથીજ હમણાનાં નાટકો નોવિનિપાત માલૂમ પડે છે. પ્રેક્ષક વર્ગનો પ્રકાર, સંભાષણો, અશ્લીલ પ્રેમ લક્ષણા વસ્તુ દર્શન પ્રેમાલ વાચાલ કુથલિ, વિચારણીય અગર અવિચાર ટીખળી બતાવી, હાસ્ય ઉપજાવનારી શૈલી અને વિવિધ રસના પૌર્વાપિર્યની ગેરહજરિને લીધે જે દુર્ગણુકારિ સંસ્કારો નાટકો જોયાથી ગૃહણ કરી ભંડારમાં ભરીયે છીએ તે જોતાં હાંસિ પાત્ર આજના નાટકો થાયજ. નાટક ભજવાથી સમવાયને સમાન લાભ મળે છે પરંતુ વ્યકિત એકજ હેતુવાળી હોય માટે કંઇ એકનો લાભ અનેક ન લઇ શકે? સાધન સંપત્તિ, પ્રેક્ષક અને ગાયક ગણુની વિપુલભતા પ્રમાણે નિયત થાય છે, એ માટે નાટકની પાયરિ અધમતાનું પગરણ દર્શાવવા સમર્થ છે. આત્મિક સંતોષી થઇ, આત્મા પૂરવા માટે, કર્તવ્યહીન થઇ, આત્મસ્ય લાભને તથા પ્રેક્ષકની પ્રતિષ્ઠામાં અંત શાપ હીન થવાથી અંતે પોતે અંતરાયની સરણિમાં સરે છે. નાટક પ્રજાનું જીવન છે તો સમવાયની સંસ્થા કાયમ કરવા, પ્રજા હિતાર્થે સુધારણા કરવી જરૂરની છે કારણકે રંગભુમિ ઉપરનું કૌશલ્ય ભૂલ કરાવે છે અને જો સુધારો થાય તોજ દોષ દુર થશે. રાજ્યની જવાબદારિ નાટ્યકળાના સુધારણા ઉપર હતી એ પ્રાચીન દરબારમાં નાટકો થતાં એ ઉપરથી ધડો લેવાશે. પશ્ચિમમાં પણ એ પ્રકારની રૂઢી ગુઢ હતી એવુ એલીઝાબેથ જ્યારે ગાદી નશીન થઇ ત્યારે શેકસ્પિયરને નાટક ભજવવા બોલાવ્યો હતો, તેમજ મરહુમ મહારાણીએ હેન્રી ઇરવીંગને નવાજેશ કરી હતી એ કયાં અજાણ્યું છે? આધુનિક નાટક રચના પ્રણાલિકાના પ્રેમ પટ ઉપર રચાય છે, પ્રેક્ષકની પ્રતીતિ મેળવે છે, કારણકે પ્રેમ લક્ષણા પાત્રોયોજી, બિભત્સ હાવભાવથી મનરંજન કરી, વસ્તુ નિર્જીવ અને નિમલ્યિ, નીતિ અને રીતિથી પાત્ર નિયમમાં નહિ રહેતાં, સુધારાથી દુર ઉઘાડા સૃંગારમાં મચે છે, માટે સુધારણાર્થે, વિચાર અને વૃત્તિનું ઉચ્ચ ગ્રાહિત્વ સર્વથા ચડતી પડતી સાથે સંયુક્ત છે. પ્રાચીન નાટકોમાં રસ પ્રધાન, હાલમાં ક્ષતિ, વળી રસમાં પણ એકમાંથી બીજામાં પરિ વર્તન, વિચિત્ર પ્રકારે અજાણી રીતે અને સહજ હોય એવી ભાવના અર્પનારૂં માલૂમ પડે છે, એવું ઉચ્ચાશય રસ સિંચન, એવાજ રસ થી ભજવવું જોઇએ. આધુનિક નાટ્ય શૈલિમાં પણ પ્રાચીન વિષય હોય તોપણ પ્રેક્ષક વર્ગની મતિ શુષ્ક અને ક્ષુલ્લક તેથી વૃત્તિ હીન, વાસના હીન જેવા જણાય છે તેથી રસની મીઠાશ, માધુર્ય દુર રહે છે. રંગલા જેવા નટની આવશ્યકતા, મુખ્ય નાટકના ગૌણ અંગતરિકે, અથવા અંતર્હિતથતી તૈયારિ ખુલ્લી નહિ પાડવામાં સમાયેલી છે. પરંતુ હાલમાં ત્રણે અર્થાત નાટકશાળા, વિદુષક તેમજ નાટક હાસિપાત્ર થશે ગદ્યાત્મક અતિશય લાંબાં ભાષણો, તેમજ પાત્ર વર્ગમાં પણ, સ્થાન, સમય, વય, શિક્ષણ, વગેરે વિચારણીય વસ્તુમાં બાધક ઘણાજ નજરે તરે છે તે માટે યોજના કરવી આવશ્યક છે. નાનાં બાળકો, પ્રૌઢ યુવાનો પણ એક સરખી ભાષામાં સરખા હાવ ભાવથી ભજવે, જેમાં જો કોઇ પણ શબ્દ ગ્રંથનો એક વળ ભૂલે તે જોઇલ્યો અખાડાનો રંગ, હાંસિ અને ઠઠા મશ્કરી, વળી સંગીતમાં ઉણપ અને કવિત્વની કંઇપણ છાયા વગરની, રાગનું ભાન નહિ, કવિતાનો આદર નહિ, છન્દનું નામ નહિ અને ગાયનમાં સૂર લંબાવી, સંગીત શોભાવે, ક્ષુલ્લક ગાયન વજનદાર ગણાય છે. અને તાર્કિક ઠેસે મરાય છે, કારણ ન્યાય પક્ષ કોઇ જણાતું નથી, પ્રેક્ષક વર્ગ અભણ કે ભણેલા, પ્રેમના છદે વળગેલા તેથી એજ રટણમાં રમણ કરતા, નજીવાને ઉંચી પાયરિ આપી; નાટકની અવનતી બહાર પાડે છે. નાટકનો દેહ કવિતા, સંગીત અને ચિત્રકળામાં સમાયેલો હોવાથી, કવિ, નાટ્યાચાર્ય અને નટોની સંસ્કારિ બુદ્ધિ હોય તોજ નાટક વેલી પ્રફુલ્લ થાય બ્હેકે અને માનસિક દૃષ્ટિ પુરતી રીતે કસાય ત્યારેજ નાટકશાળાનું સાફલ્ય સિધ કર્યું કહેવાય આ દેહની સંકલના માટે અનુકરણીય નાટકો રચના ન કરવી એ ઇષ્ટપ્રદ છે

પરંતુ થાય છે ઉલટું અને જે પશ્ચિમના નાટકોની લેખિનિનો વૈભવ, ચિત્ર, લાવણ્ય, વિસ્તૃત દશામાં હોય છે તે કેવી રીતે અહિં અવતરે તેથી અનુકરણ પે ધડપ્રદાં અને અસ્થાને માલુમ પડે છે. ભાષા જ્ઞાનમાં સંયોજકો પાવરધા ન હોવાથી ઉપલકી આ સારાંશનું અવતરણ લે છે, અવાતર ભાગ તરીકે ઢોકી દેવા વાંછના રાખે છે, જે પણ નિષ્ફલદાઈ નિવડે છે. નાટક ભજવવામાં પણ સાવધાનિ, સંભાળ અને સાવચેતી રાખવી; મંદબુદ્ધિ, મુર્ખતા શોધે, કરૂણ હૃદયનો ક્રુરતા ત્યાગે એવી હાંસિ લાવવી, અણજુકતો આવિભવિ દર્શાવિવો એ વિધે પેપણ અને શ્રમતા વ્યયનું પરિણામ છે. નાટ્યકળાને ઉન્નત બનાવવા સ્થિતિ જન સમાજમાં ઉંચી લેખાવા, યોજક, પાત્ર અને વ્યસ્થાપકનો આશ્રય લઇ, ઉંચી બુદ્ધિનું વિચારશીલ, તાકકિ તારતમ્ય ખેંચી અતિ રંજ લઈ, અતિભાવ સાહિત, ભાવનાને ઉલ્લેખી, નાટક સેવાનું ઉપકરણ છે જેથી જેમ સમવાય વધારે દોરાય, કાર્ય પ્રેરિત, લગનિમાં રેલાય એજ ધ્યાનમાં રાખી, કાર્ય પ્રવૃત્ત રહેવું જોઇએ જેથી એ સંસ્થા નામચીન ગણાય તેમજ ખર્ચ, શ્રમ, ઉંચા આશયથી પ્રેરિત લેખાય. પ્રાચીન કાળમાં નાટક નિયમો કેવા પ્રકારના હતા તે સમજાતું નથી કારણકે મધ્ય કાળમાં વિલીન થઈ, તો આ કાળમાં તેની ઉત્કૃષ્ટ દશાનું ભાન શાથી ઉકેલાય?

ઉત્તમકલાની અધમ સ્થિતિ અસ્તોદયના નિયમે ચાલુ હતી તેથી ભવાઇમાં રૂપાંતર પામી, પરંતુ આગળ ઉપર પાછી નાટક સ્થિતિ ચાલુ થઇ પરંતુ ઉત્કૃષ્ટ સમિપ પહોંચવાની આશા નિરર્થક છે. ભવાઈ સાહિત્ય નથી. માત્ર જેમ સંસ્કૃત નાટકો માં સુત્રધારને ભાવ કહેતા તેથી, ભવાઈ અને ભવૈયો ઉતરેલા અને કઠસ્થ રમવાની રીતિ પ્રસરેલી, જે કેવળ અશ્લીલ અને અધમ પ્રકારની નાટકનો મુખ્ય હાસ્યરસ, તેને ભવૈયા અંતિમ સ્થિતિ એ પહોંચાડી, બિભત્સ બનાવે છે. વ્યકિત્વની ખાસ્યત પ્રમાણે ચારિત્ર્ય અનુસાર જ્ઞાતિ સમચાય ગંધાણો, તરગાળા કહેવાયા, ભવાઇયા લેખાયા, પ્રયોગો શરૂં કરાયા જે સમયે નાટક કળા અંધારમાં હતી તે વખતે ભવાઇ લોકપ્રિય હતી. નાટક કળામાં અધમતાનો અંશ પ્રતિચ્છાયા રૂપે પણ હોવો નહિ જોઇએ. ગુજરાતીમાં નાટકો લખાયેલાં જેમાં ભાષાંતર તથા સ્વતઃ કલ્પિત બન્ને મોજુદ છે. કવિતા હૃદયની વિશેષતા ઢંકાયેલી રહે એવી રીતે, સાક્ષરતા સંતિચ થાય કુશલતા પ્રમાણે ભૂત નિવડે, સંકલના સંસકારિ સંક્રાતિવાળી ઉલ્લેખાય, જનસ્વભાવનું રસિક ચિત્ર, પાત્રોના ભાવથી પુર્ણ, અનુપમ રસ શ્રેણી વહાવતુ દૃષ્ટિ સંન્મુખ આવે એ ઉત્તમ નાટકકારોની કૃતિમાંથી ઉકેલવું સરલ થશે. દૃષ્ટાંતસિદ્દ આદર્શો, પ્રેક્ષકવૃતિમાં ઉંચી જગા લેતો નાટ્યકલા ઉન્નત સ્થિતિ તરફ વલણ કરે. અપ્રાસંગીક વન્સમોરથી કૃત્રિમતાનો દોષ ઉતરે છે. ગુજરાત કાઠિયાવાડમાં નાટક મંડળી સ્થપાણી તે પહેલાં મરાઠી નાટકો ભજવાતાં, "જેમાં ઉત્કૃષ્ટ પ્રકારની રંગ ભૂમિ, પડદા અને બીજી Realistic સ્વના અને યુકિતઓ ન હતાં પણ સંકલના પદ્દતિસર, અને પ્રમાણમાં બોધ લેવા લાયક હતા હાલના નાટકોમાં વસ્તુતઃ કંઇપણ બોધક મળતું નથી; ગાયનો કંઠસ્થ રખાય પણ તે કુબડા રૂપમાં હઈને, ચર્વિત શ્રવણ અથાગ માગે છે. નાટક ઉપર વિવેચનથી દુષણ ભૂષણ જણાય, માટે નાટકની જ્યાં સુધી છોળો ઉડતી નથી ત્યાં ટીકા થાય તો જે ટુંક ભડોળી હાલતમાં રંગશિયાં માફક ચાલે છે તે પણ ભાંગી પડે. સાહિત્ય ક્ષેત્રમાં નાટકના પુસ્તકો અતિશય વૃદ્દિંગત થાય, નાટકોનો પ્રચાર પ્રમાણમાં વધે તોજ નાટ્યકલાની સુધારણાથી ઉત્કૃષ્ટ સ્થિતિ નજરે જણાય, તોજ પ્રાચીન નાટ્યકલાનું અનુકરણ યથાસ્થિત કર્યું લેખાય તોજ સાહિત્યનો ઉદય પ્રણાલિકાથી પ્રમાણ ભૂત થાય.



# રંગમાં-ભંગ.

લખનાર: "હરમીસ".

( પારસી સંસારી ચાલુ વાર્તા. )



[ગયા પ્રકરણનો ટુંક સાર:—પારડી તાલુકાના ગામડાનો દેખાવ, તેના અપંગ માલેક તથા તેમની દીકરી દીનુબાઈ, તાડીની દુકાનની વીગત–સાંજનો વખત, એક ધાએલ થયેલા પુરૂપને ખેડુતો ઉંચકી લાવ્યા તેની સારવાર–તેના કારભારીની આમદ, જહાંગીર અને ભીખાનો ધામો–પ્યારની પજરણ, જહાંગીરની માગણી, દીનુનું દામાડોલપણું, ભીખાનો ગભરાટ, જહાંગીર, પેસુબા અને દીનુબાઇની મસલત, લગનની પરવાનગી–જહાંગીરનો હરખ અને સઘળાની વમાસણ. પેસુબા, દીનુ તથા જહાંગીરનો લગન બાબદનો ભવિષ્યનો ખુલાશો, દીનુ, બાપને છોડી નહી જશે તેની ફીકર–પેસુબાની જહાંગીર સાથની વાતચીત, તેના ધંધા ચાકરીની તહેકીક, જહાંગીરે પોતાના કાકાને લગનથી વાકેફ ન કરવા, તેની માગણી. પેસુબાએ દીધેલી દુવા, તથા દીનુને કાંઈ દુખ દેએ તો આવી પડતી કદુવાના શ્રાપ–રાતનું ભોજન માંહોમાંહે સલામતી, નિંદ્રાનો સમય-જહાંગીરનુ અંધારામાં કાંઈ સોધવું-લખમનની ચતપત–જહાંગીરની ઉલથાપ–માથાના દુખાવાનું બહાનુ-લખમનનો શક–સહવારના સગન–શેઠ–વાણોતરની ઉઠાગરી-થોડા વખતમાં લગનની તૈયારી માટે કબુલાત. મુંબઇમા પારસી કલબ, દોસ્તોની ધમચકરી–બીલીયર્ડની રમત–ઉસ્તાદી ગાણું સિખવાની પારસી છોકરાની ઉલટ-જહાંગીરની પધરામણી–તેના માથાના ઘા ઉપરથી ટકોર–ટકોર ઉપરથી કર્મ-ધર્મની વાત–વાત ઉપરથી રીકઝીક–ટકોરની સામસામી ગરમા ગરમી–માલેકનું વચ્ચે પડવુ-પતાવત–સોરાબજીની દુવા.]

## પ્રકરણ ૬ ઠું.

### વીલર વીલા.

આપણે આપણી વાર્તાને કલબમાંથી જહાંગીરના બહાર પડવા સુધી વાંચી આવ્યા. હાલમાં આપણે મજગામ તરફ આવેલા એક બાદશાહી બંગલા તરફ નજર કરીશું. આ બંગલાની પોહલાઇ લંબાઇનો કાંઇ પાર હતોજ નહી. મસ મોટા દરવાજામાંથી અંદર પેસતાં, બગીચા તરફ નજર ફેંકતાં તુરતજ માલમ પડતું હતુ જે હાલના શેઠને ફુલપાન ઉપર અતિ શોખ હતો. બાગમાં સ્થલે સ્થલે ફુવારા તથા માંડવા ઘણાજ દિલપઝીર બનાવવામાં કસી કચાસ રાખવામાં આવી ન હતી. આ બંગલો અસલ કોઇ બીજા ધણી પાસે હતો, જેઓ પાસથી હાલના માલેકના હાથમાં આવ્યો હતો. આ બંગલા ઉપરથી અસલના પારસીઓનો તોર અને જોર કેવો માતબર અને મોભાદાર હતો, તે આસપાસની જાહોજલાલી ઉપરથી ખુલ્લુ માલમ પડતુ હતું. બંગલાના દરવાજા ઉપર વચ્ચો વચથી ઘણુંજ કીમતી ફાનસ આરાસતા કરવામાં આવ્યું હતુ તેમજ અંદરથી જગે જગે તેવાજ દિલપઝીર થાંભલાઓ ઉપર ફાનસ મુકવામાં આવ્યાં હતાં. જગે જગે નાના મોટા ફુવારાઓ તેમજ તે આસપાસ શોભાયમાન તથા અગવડવાલી બેઠકો બનાવવામાં આવી હતી. ટુંકમાં થાકેલા મનને રાહત આપવા માટે આ જગ્યા લાયક હતી. બાગમાંથી અંદર જતા મસ મોટા ઓટલા ઉપર જવાતું હતું. આ બંગલો વિસ્તાર સાથે સોભાયમાન તથા ભપકા ભરેલો હતો.

ઉપરાંત મોટો ત્રણ બાજુએ ફરતો વરંડો બનાવવામાં આવ્યો હતો. બારણાંમાં દાખલ થતાંજ એક મોટો હોલ ઘણાંજ કીમતી સીસમના ઉંચી કારીગરીના સર સામાનથી સજ્ કરવામાં આવ્યો હતો. હોલમાં ઑઇલ પેન્ટીંગ તેમજ બીજા ઉચ્ચી કીસમના ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં, વચમાં મહારાણી વીકટોરિઆનું બસ્ટ પેન્ટીંગ ટાંગવામાં આવ્યું હતું. આ બંગલો અસલ એક પારસી ગૃહસ્થનો હતો, તેમના હાથમાંથી હાલની માલકીમાં આવ્યો હતો. એ બંગલાના બહારના અને અંદરના તરેહવાર તોર ઉપરથી અસલના પારસીઓની ઉચ્ચી તોર અને જોર નો તે ભાસ આપી રહયો હતો. વળી વફાદારીની નિશાની પણ ઉંબર ઉપર ચઢતાંજ ભલા મહા પ્રતાપી મહારાણી વીકટોરિઆના ચિત્ર ઉપરથી માલમ પડી આવતી હતી. આ 'વીલર વીલા' અસલ કોઇ શેઠ ખાનદાનની માલીકી ધરાવતો હતો. હાલમાં મંચેરજી કાવસજી દારૂવાલાં (આપણા ઉસ્તાદ નાયક જહાંગીરના કાકા)ના હાથમાં હતો. બહારના મોટા દરવાજા પર 'વીલર વીલાની તખતી કાયમમાં રાખવામાં આવી હતી, કારણકે હાલના શેઠના બપાઇજીનું પણ એજ નામ હતું, પણ બીજી બાજુએ 'એમ કાવસજી' નું નામ નાના સંગેમરમરના પથ્થર ઉપર સોનેરી હરફમાં કોત્રેલું હતું. એ શેઠને પોતાના બાપથી ચાલતું આવેલું નામ મંચેરજી કાવસજી દારૂવાલા પસંદ નહતું. આસપાસ તપાસ કરતાં પણ એમજ માલમ પડતું હતું કે, તેઓના સામે કોઇ એમ. કાવસજી સિવાય બોલી શકતું નહતું અને ટુંકમાં તેવણનું નામ મંચેરજી શેઠ કહીનેજ કહેવાતું હતું.

મોટા હોલમાંથી આગળ વધતાં, વચમાં મોટી ચાલમાંથી પસાર થતાં, બાજુની હારમાં ત્રણ ત્રણ મસ મોટા ઓરડાઓ હતા, જ્યાં ફરનીચરનો કાંઈ પાર હતોજ નહિ. આગલ વધતાં જમવા માટે ખુલ્લો બીજો હોલ હતો. ત્યાર પછી એવા બંગલાના દોરને પુગી વલવાને માટે, ગોડાઉન તેમજ ચોક વતરોગે કાંઈબી કચાસ વગર સધળી ચીજોથી ભરપુર હતો. બંગલાના પાછલા ભાગમાં જાતજાતના ઝાડપાન સાથે તર તરકારી રોપવામાં આવી હતી. જેમાંથી પોતાથી બને તેટલો તેઓ ઉપયોગ કરતા અને બાકીની આસપાસના તરફ ભેટ સોગાતમાં જતી હતી. એ ઉપરાંત પાછલા ભાગનો વિસ્તાર બહુજ મોટો દીસ્તો હતો તે એટલા સુધી કે પાછળ એક નાનો ડુંગર પણ તેની હદમાં આવી જતો હતો. આ ડુંગરની પાસે એક ઉંડાણુ ખીણ જેવો મોટો ખાડો હતો જે બંગલાથી થોડે દૂર હતો. આ ખાડામાં પાણી ભરાઇ રહેતું હતું જેનો પાછલા રસ્તેથી ગામના લોકો ઢોરોને પાણી પાવાનો ઉપયોગ કરતા હતા. પરંતુ ઢોરઢાંખરના આવવા જવાથી અડચણ પડવાથી પાછળથી બંગલાના કમ્પાઉન્ડની હદ તારથી બાંધી લીધી હતી જેથી તે ખડાતું પાણી વપરાયા વગર પડી રહેતું હતું. આ નાના તળાવ જેવી ખીણ રૂપી જગા ઉપર ત્રણ ખુણે ઘણા મોટાં ઝાડો નીચાણથી ઉગેલાં હતાં. આ ડુંગર અને બંગલાની વચ્ચો વચ્ચ એક નાની બંગલી હતી જેપરથી માલમ પડતું હતું જે અગાઉના શેઠના વખતમાં પોતાના કારભારી માટે એ જગા બનાવી હોય, પરંતુ હાલમાં તે પડતર પડેલી જણાતી હતી. ફકત બે જ વખત સાફ-સુફ કરવામાં આવતી હતી.

આ પ્રમાણે આપણે જ્યારે બંગલાની તપાસ લઇ ચુકયા છિએ, ત્યારે હવે તે માંહે વસનારાની નોંધ લેવાની ખાસ જરૂર છે.

માલેકનું નામ આપણે સાંભલ્યું છે, તેમનાં ખવાસની પિછાન જ્યારે અવસર આવશે ત્યારે લઈશું. માલેક ઉપરાંત આ બંગલામાં તેવણનાં બહેન તહેમીના અને તેમની એક છોકરી ખુરશેદ રહેતા હતા. ઘરમાં જમશેદ નામનો એક કારભારી હતો, તેના હાથ તળે બે પારસી બાબરચી અને એક મોબેદ મીહાઇગર હમેશ ત્યાં જાયુકનો રહેતો હતો. એ ઉપરથી માલમ પડે છે કે શેઠ ગમે એવા સ્વભાવના હોવા છતાં અસલનાં ધાર્મિક રિવાજના, કાયદા અહિં રાજ કરતા હતા. આ કારભારી જમશેદનો એક છોકરો પણ ત્યાંજ બંગલામાં રહેતો હતો અને કહેવામાં આવતું હતું કે તે શેઠની મહેરબાનીથી એલ્ફીનસ્ટન કોલેજમાં તાલીમ લેતો હતો. જો તેમજ હોયતો શેઠના દિલ ગુરદાની ખરી પિછાન થવી જોઇએ પરંતુ તે પાછળથી જોઇશું. એ ઉપરાંત ખાસ ધ્યાન ખેંચાતું હતું તે એ હતું કે ત્યાં બરજોરજી નામના'વૃધ્ધ' વયના એક મોબેદ હમેશાં ત્યાં પોતાનો ચાલુ વસવાટ રાખ્યો હતો. તેઓ માટે માલ ઉપર પાછલા ઓરડામાં હમેશ માટે સગવડ કરી આપવામાં આવી હતી. આ ભલા બરજોરજી જેવણ બરજોર દારૂ મોબેદનાં નામથી ઓલખાતા હતા. તેમની આસપાસના લોકોથી બહુજ તારીફ થતી હતી. તેઓ સર્વેના સલાહકારક હતા, એટલુંજ નહિ પણ તેઓ પોતાના ખરચના બોજાનો ભાર કદીપણ કોઇના શિર પડવા દેતા નહતા. એવણને બે દિકરા હતા. એક દિકરા વિષે વર્ષો સુધી કોઇપણ જાણતું ન હતું જ્યારે બીજો દિકરો આર્ટ કોલેજનો અભ્યાસ કરતો હતો, વળી તેને તેના અભ્યાસ ઉપરાંત ધાર્મિક ક્રીયાના કામથી તેના પિતાએ તેને સંપૂર્ણ માહીતગાર બનાવ્યો હતો, તે અવાર નવાર પોતા

ના બાવાજીને મળવા આવતો હતો, અને લોકોની નજરે સહેજ પડતાં તેના ઉત્તમ ગુણની છાપ તુરતમાંજ તેઓ પર પડતી હતી.

એ ઉપરાંત ઘરમાં માળી, હમાલ, રામોસી, ભૈયા અને ઘોડાવાળાઓ ઇત્યાદી વિગેરેની કાંઈ કચાસ હતી નહિ. ગાડી-ઘોડાની કાંઈ વાન-તાણ પણ ન હતી. પરંતુ ખુસાલી ની વાત એ હતી કે 'ભુકાર્યું-ભોકયું, (મોટાર) ત્યાં તે વેલા જન્મ પામેલું ન હતું. મોટારકાર જે દૂર દરાજ કામ પડયું હોય ત્યાં ઝડપી ચાલથી સવારમાં મુસાફરી કરવા માટે કીમતી સેવા બજાવે છે. પરંતુ તેમાં બેસી રસ્તા-પરથી પસાર થવાથી કુદરતી બક્ષેસોથી રચાયેલી રચનાઓ નિહાળવા માટે તે લાયકની નથી. વળી કોઇ કોઇવાર તો એ 'ભોસતો-મુંડ' એવું તુંડ થઈ અટકી બેસે છે જે અધ વચ્ચે રખડી પડયા સિવાય બીજો હાલ રહેતો નથી. ઠીકજ હતું કે આવું કર્ગાવંત સાધન આપણા નાયક માટે તે વખતે જન્મ પામ્યું નહતું.

# પ્રકરણ ૭ મું.

## "કડવાસનો શરૂઆત."

સહુવારના, મનચેરજી શેઠના ઓરડામાં જહાંગીર દાખલ થયો, તે વેળા શેઠ મોટા સોફા ઉપર અઢેલી પડેલા હતા, અને હાથથી પગના અંગોઠા ઉપર નજલાના જોરના ઉભરાથી તાસવીસ કરતા, કાંઇ અણુમન્યું વાંચતા હતા, તેટલાં તેમની નજર જહાંગીર ઉપર પડી.

કેમ જહાંગીર, તું ક્યાંથી આવ્યો આજકાલ તું જેમ ગમે ત્યારે આવેચ અને જાએચ એ શું! મનચેરજીએ આંખનાં ભવાં ચઢાવી સવાલ કીધો. એમાં શું મોટી વાત છે? મને બી કાંઇ કામકાજ હોય કે નહી? જેમ જેમ હમારાં કામ કાજ વધતાં જાય તેમ નવરાસ પણ ઓછી થતી જાય એમાં પુછવાનું તે શું?" જહાંગીરે ખુરશી ઉપર બેસતાં જવાબ દીધો.

"આજે એવો તુંડો જવાબ કેમ આપેચ? મનચેરજી સહેજ ગીરવાઇ બોલ્યા આ તમુને તો બીજાઓ પાસ હરદમ તાબેદારી કરાવવી, તે બધાના જવાબ એવા તોછડા લાગે છે, ચાર પાંચ લોકના દેખતા તમારો તાપ દેખાડો છો, ત્યારે તમુને તેઓની નામોશીની દયા આવતી નથી! કેટલાક શેઠો એમજ સમજેછે કે તેઓ ફકત હુકમ કર-વા જન્મ પામ્યા છે." જહાંગીરે હોઠ ઉપર કરચલી ચઢાવી જવાબ તોલ્યો.

"કેમ તમુને જરા લાડ લડાવ્યા, તે ઉપરથી હવે આ-સતે આસતે ભારબોજ છોડી દેવા માગો છો?" મનચેરજી શેઠ લગાર કરડા સ્વભાવમાં બોલ્યા. લાડ! શાનો લાડ? તમારી ધમકીને હમેશ પંપાળીઆ કરૂં, તમુને હરદમ હાજી હા! કરૂં, એટલે બધુ માન સમાઇ ગયું? અને તમુને સીધ્ધા જવાબ દીધા એટલે ભાર બોજ છોડી દીધા, એ બી સારી વાત કહેવાય!" જહાંગીરે જવાબ દીધો.

જહાંગીર મારા ઘરમાં જો કોઇનું બી મેં સાંખ્યુ હોય, કોઇનીબી ઉપર મેં વધુ માયા રાખી હોય, તો તે તુંજ છે એમ તું જાણે છે". મનચેરજી કરગરીને બોલ્યા "અરે કાકાજી એ સઘળું તમારી પોતાનીજ મતલબ સાધવા કરોચ! કાંઈ માહારી ઉપર ઉપકાર કરતા નથીની!" જહાંગીરે તકરારથી જવાબ દીધો.

મનચેરજીએ પોતાના હોઠ જરા કરડીઆ, અને બીજ-વારમાં એકદમ પગમાં દુખારો થવાથી ચુપ પગ દાબતા બેસી રહયા. મનમાં દુખની યાદ કરતા કાંઈ ભારે વીચાર-માં મસ્ત થયા હોય, તેમ થોડીવાર માથુ નીચ્ચુ નાખી એક નીશાસો નાખી પાછુ વાંચવામાં મન રોકયુ. જહાંગીર હયાંથી ચાલી ગયો હતો. જે વેલા બારણું બંધ થવા પછી મનચેરજી શેઠ મનમાં કાંઇ ઉભરાયલી છાતી સાથે બબડી અફસોસ કરતા, બે ખ્યાલ બેસી રહયા. તેજ પળે બીજી-ગમથી બારણું ઉઘડયું, અને એક ખુબસુરત પરી સમાન, નાજુક ગુલાબની કળી સમાન ખીલતી નવજુવાન બાનુ દાખેલ થઈ. અલબત ખાસ તેણીની ખાહેશ હશે નહી પણ બારણું ઉઘાડતા કાંઇ સબ્દ કાને પડયા ઉપરથી તેની આ-વતા વાર પોતાના અત્યંત વહાલથી બાપ આગલ આવી, માથું પેટમાં ચાંપી, સ્વગત દલગીરી સાથે કાંઇ કંટા-લેલી જેવી રીતમાં બોલી. "બાવાજી શું કામ તમે એવનને કાંઇબી પુછો છો? જો એવા જવાબથી તમોને સંતાપ થાયે! એવન એવનના કામસર જાવ આવ કરે તેમાં આપુને શું છે" ?

"ખોરશેદ! (આ ખોરશેદ તેમની દીકરી હતી) મેં સાધારણ પરપુછ શીવાય બીજુ કશું પુછયું પણ નથી. પણ હવે માહારી ખાતરી થાયે છે કે એની વલણ તદન-જ બદલતી જાય છે. જો એમજ હોય જે બધાના દેખતા એ સામા જવાબ દે, તો માહારી આબરૂ શી થાયે? પણ એ જો ફુંકરામાં રસ્તો થાયે તો સારૂ. આપણા બરજોરદારૂ

બી એને કહેતા, સમજાવતા થાકા, પણ એ સમજતો નથી મનચેરજી બોલ્યા.

"બાવાજી જેઓ સમજાવતા સમજતા નથી, તેઓ પોતાની મેળે અનુભવથી શીખશે. વખતસરથી ચેતવન લેતા નથી, તેઓ ઠોકર ખાઇ પોતાની મેળે ઠેકાણે આવશે. માટે એ બાબદ તમુને બરાપો કરતા જોતા મ્હારાથી નથી ખમાતુ અને ચીરડાઇ જઇ તમો તમારા દુખને વધારે દુખથી દુખી થાયો છો" ખોરશેદ ઘણુજ મમતાલુ સદાદે જવાબ દીધો.

"પણ હું એ ઝાઝો વખત ચાલવા દેવશ નહી". મનચેરજી મકકમ પણે બોલ્યા. બાવાજી એમ ઘરની વાત બાહેર ફેલાવવામાં, સામી ઘરના વડીલને નામોશી લાગે. જેટલું આપરાથી બને તેટલું કરવું. પછી તેમાટે સંતાપવું નહી જોઇએ. એવન જેટલા ખરાબ બી રેપવાના શરૂ કરે છે, તેટલી ભનીશની સુશકેલી એમનેજ નડશે.—મારે હું અરજ કરૂંછું પપા ! કે તમારે એમને મોહોડે લગાડવાથી દુરજ રહેવું, ખોરશેદે જવાબ આપો.

ત્યાર પછી મનચેરજી શેઠને શાન્ત પડેલા જોઇ, પાસેથી ન્યુસ લઇ મુખ્ય બનાવો વાંચી પોતાના બાપને વકિફ કીધા. જેટલું સાંભળતાં શેઠ ઉંગાઈ ગયા. કારણ કે રાત્રે બીલકુલ તાસનીશમાં વખત કાર્યો હતો, પોતાના વહાલા પીતાને રોજ લેપનમાં આવેલા જોઇ; હળવેથી ઓરડાની બાહેર ગઇ, અને જતી વખતે તેમના ચહેરા ઉપર નજર કરતાં, આ માયાળુ દીકરીને દીલમાં કાંઈ ચીંતા પેદા થઇ. તેણીને કાંઈ બસારત થની હતી કે, કોઈથી નહીં પણ આ તેમના મરહુમ ભાઇના દીકરા જહાંગીરથી તેવન કાંઈ ડર ખાતા લાગતા હતા તેટલા માટે મનમાં અફસોસ કરી, ફીરતારથી તેમની કાંઇ બી ચીંતા હોય તો તે દુર થવાને મદદ માંગી.

વાંચનાર ! ઓપ વાંચનાર ? આ બાનુને જોવી એ ખરે જ ભાગ્યોદય બનાવ સમજ્યો. જોકે પોતાના પગલા ઓરડાની બાહેર લઇ ગઈ છતા જાણે તે ઓરડામાંજ તેણીનો મધુર અવાજ, તથા તેણીનો ઉમદા નીર્મલ સ્વભાવનો પડઘો, પાછળ મેલી ગઇ હતી. શું તેણીની ચપલ પણા પુર નરમાશ અને અદાથી ભરેલી પેશાની, અને કોશેશ કરવા વગરની તેણીની મરોર દાર ચાલ, જે તેણીના આગલ ચાલવા ઉપરાંત પાછળ જાણે રહી જતી હેય, એમ ખ્યાલ આપની હતી. પરવાલા સમાન હોથ જાણે હાથીદાંતની બત્રીસી ઉપર કમાલ કરી રહ્યા હતા. કમાન દારભવાંથી વગર આંજવે અંજ્મા સમાન કાલી આંખો ચમકતી જાણે જોનારના ભીતરના ફાતે ફાતામાંથી, શોધ કરી અજવાળાને પ્રકાશ દેતી હતી. ગમે એવો પણ બદ ખસલત, તેણીની હાજરીથીજ દંગ થઇ એક ફરેસ્તાની હાજરીમાં હોય તેમ મનથી ડરી માનના ખ્યાલમાં ખીદમતગાર બનતો હતો. તેણીના આવા ઉત્તમ બાંધા અને શોન્દર્ય સ્વરૂપ સાથ, સાદો પોશાક પુનમમાં ખીલેલા ચંદ્ર સમાન દીપક આપતો હતો—તેણીના ગુણનો ગુણકાર કરવો હમણા પ્રસંગ નથી. તેણી, પોતાના ઓરડામાંથી જે રસ્તે જહાંગીર નીકળ્યો હતો, ત્યાંથી બહાર પડી અને વીચારમાં એમ તેમ જોતી હતી, તેટલામાં જહાંગીર તેણીની નજરે પડયો. નજરે પડતાં જહાંગીરે પુછયું કેમ ખોરશેદ કેમ છે ?"

"સારીકાની જહાંગીરજી" ખોરશેદે લગાર અચકી જવાબ વાલ્યો.

કેમ કાંઇ ગુસ્સે છેઓ ?" જહાંગીરે આગલ ચલાવ્યું.

"શાને માટે ગુસ્સે થાઉં ? નહી જહાંગીર ! ગુસ્સા કરતાં દલગીરી વધારે લાગે છે તમો તમારા કાકાજી સાથે જે રીતે ચાલો છો, તે ખરેજ નાપસંદ કરવા જોગ છે. શાને કારણે તેવણુને વીના કારણે તોછડાઇ વાપરી સંતાપો છો ? લગાર કપકાસમાન ખોરશેદ બોલી.

જે કામમાં ખોરસેદ બાનું તમો સમજો નહી, તેમાં વચ્ચે પડી તમારા મહારા વચ્ચે કદવાસ કરવો નહી" જહાંગીરે ઉદ્ધકેરાઇને જવાબ દીધો.

"હું સમજું કે નહી સમજું, પણ આટલુંતો બધા સમજે છે, કે તમારા મુરબીને તમો વારે વારે કેવા અપમાન ભરેલા તુંડા જવાબ આપો છો. કદવાસ માટે બોલ્યા, તો તેના જવાબમાં મારે એટલુંજ કહેવું છે કે મને કોઈ સાથે બી કદવાસ છેજ નહી, પણ મારી શાથે માહરા સગા બાપને તમો સતાવો, તે માટે મને તમોને કહેવાની ફરજ પડી. અને એ ફરજની હદ વધારે લંબાવું, તે કરતાં તમો ચાલ સુધારો તો સારૂં." એટલું કહી જહાંગીર જ્યાં હતો ત્યાંજ મુકી ખોરશેદ ચાલી ગયા. પોતાના ઓરડામાં ગયા અને પોતાની સ્ટડીમાં ધ્યાન રોકવા લાગા એટલામાં તેમના ઓરડાનું બારણું ખખડાવ્યું અને માહે એક કદાવર અને ઉંચ પેશાની વાલો નવજુવાન ઓફીસર દાખલ થયો.

# પ્રકરણ ૮ મું.



## “ ખોરશેદ બાનુની સ્ટડી.”



ખોરશેદ બાનુને તેમના ઓરડામાં એક જુવાન પુરૂષની, માહે દાખલ થવાની વખત ઉપર નજર કરી રહયા હતા. આ જુવાન કોઇજ નહી, પણ આ મોટા બંગલાના માલેકના કારભારી જમશુબાનો એક પુરો દીકરો હતો. આ છોકરા વીશે એવું હાલમાં સંભલાતું હતું, જે નાનપણથી તે હયાં, પોતાના કારભારી બાપ સાથે ઉછેરાયો હતો. પણ ચંચલ માલમ પડવાથી તેમજ વખતસર પરીક્ષાઓ પાશ કરી મેત્રીક થયેલો હોવાથી, તેને કોલેજમાં દાખેલ કરાવવામાં આવ્યો હતો. અને બી. એ. ની પરીક્ષામાં જવા બહુજ થોડો વીલંબ હતો, તથા એ સઘલી નવાજેસ એમ કહેવામાં આવતુ હતુ, જે શેઠને લીધે થઈ હતી. નાનપણથીજ પેલા મોટાઈમા ભરેલા શેઠના તોરથી આ ગરીબ બેટા ઉપર અંડાજનો છાપ મારવામાં આવ્યો હતો. અને તે એક કારભારી નોકરનો છોકરો છે, તેટલીજ હદમાં તે રહયો હતો. પણ સરસવતી દેવી, તે ઉપર પ્રસન થઇ હતી, અને જાતે રાંક અને સબુરીવંતો હોવાથી, પોતાની ગરીબાઈ દીન પર દીન સમજતો થઇ, તેટલાજ અંડાજમાં પોતાના શેઠને અને ઘરના સઘલાને માન આપતા શીખ્યો હતો. જ્યારે ચપલતા વધી એટલે જ્ઞાન આગલ ગમે એવી મોટાઇ પૈસાની મોટાઈ ટકી શકી નહી છતાં હાલમાં તે પોતાની ચતુરાઇથી, તુંડાઇમાં આવી જવાને બદલે પોતાની હાલત સંભાલી, સઘલાને પોતાથી વધુ મોટા સમજી માન આપતો હતો. બીજે વખતે પોતાના બાપને તેવનના કામમાં મદદ આપી રાહત આપતો હતો. જ્યારે કોલેજમાં અભયાસ ચાલુ થયો, અને પોતાની જ્ઞાનની ફ્તેહમાં ફાવતો ગયો, ત્યારે એક રોજ માન તેના ઉપર બક્ષવામાં આવ્યું. તે એજ કે મનચેરજી શેઠે પોતાની દીકરી ખોરશેદ બાનુને શીક્ષણ આપવા માટે તેને હુકમ કીધો હતો.

પોતાના ઉપર થયેલા અગણીત ઉપકારના અવેજમાં આ તક મલી છે, તેની હોંશમાં એટલો તો ઉલટમંદ થયો કે, જે કામ તેને સોંપવામાં આવ્યું હતું તે તનમનથી ઉચકી લીધુ, અને ઘણાજ માનની અદાથી, ખોરશેદ બાનુને તાલીમ આપવા માંડી હતી. આ ચંચલ બાનુએ આવી ઉલટમંદ અને કાલજી ભરી મહેનતને પણ જશ આપ્યો. ગોયા તે બાનુ પોતા તરફથી એમ સમજતી હતી, કે પોતાની મહેનતથી જે ચંચલાઇ મેલવશે, તેમાં આ ગરીબ બાપના રાંક બેટાને ફ્તેહ અને સાબાસી મળશે. અને પારકાનું ભલું જોવાની નીટાને માટે, વધુ ખંત અને હોંશથી પોતાનું શીક્ષણ બરાબર ઉલટથી લેતી હતી. આ ગરીબના દીકરાનું નામ, બાલપણથી હોરમજ હતુ પણ તેને એકદમ ટુંકુ કરી નાખી “હોમી” ઉપર લાવી નાખ્યુ હતુ.

આ ચંચલ હોમી, ત્યારે જે ઓરડામાં દાખેલ થયો હતો તે ખોરશેદ બાનુનો શીક્ષક હતો પણ શીક્ષક કરતા-એમ તાબેદાર ઉપર આભાર થતો હોય એવી ઉપમાંજ મનમાં રાખી, ઘણીજ અચ્છી રીતે ખોરશેદ બાનુને શિક્ષણ સમજાવતો હતો.

હાલમાં સાધારણ વાચન તરીકે “મીસીસ હેનરી વુદ” ના પુસ્તકો માહેલુ એક “મેઝ” ભુલભુલામણી તેઓ વાંચતા હતા અને પેચવન ભુલમાંથી ઘણાજ ઉંચ સાર કાઢી ઘણીજ સહેલી અને સરલ જબાન સ્પષ્ટ સમજાવતો હતો અને જ્યાં જોઇએ ત્યાં ઘણીક સમજણ સાથે નોંધ લેવાડતો હતો. આ વાર્તામાં ધણીઆણી ધણી માટે નાહકનો વહેમ રાખી પોતાની દશા કરતીતી. જ્યારે ધણી એમ સમજતો હતો, જે જે દુખ તેની ઉપર પડતુ હતુ તેના ગમમાં તેણી ઘણીજ ગમગીન હશે એવાજ નાહક ખોટા વહેમમાં વહેમાઈ, આખેર જ્યારે ધણીના ભાઇના, અચબુચ વાડીમાં થયેલા મરણ પછીના માંહોમાંહેના થયેલા ખુલાસા પછી ધણીઆણીએ પતી પાછલ કેવી ગંભીર ભુલ કરી શકમંદ થઇ હતી, જે માટે અનીપંત પસતાઇ પોતાની સઘલી વહેમાવલી વાત ધણીથી કબુલી માફી ચાહી.

ખોરશેદ બાનું આજે કંટાલેલા હતા. એ હોમી ખુલ્લું જોઇ શકતો હતો પણ કદીબી હોમીએ તેણીને એવા માટે કારણ પુંછ પરછ કરવાની હીમત કરી હતી નહી. છતાં તે હરદમ પોતાના તાલીમ આપવાના વખતમાં એવી ઉંચ મતી ઉપર તુરત વલન લઇ જતો, કે ખોરશેદ બાનુ સઘલું આસપાસનું ભુલી જઇ, પોતાના શીક્ષકના જ્ઞાન ઉપર ચીત ચોંતાડી રહેતી હતી. એક નાની કવીતા, તેની સમજ, તેમજ ગુજરાતી ભાષામાંથી થોડા ચુટેલા વાક્યના અંગ્રેજી તરજુમા તેમજ બીજી ત્રીજી પરચુટણ બા-

બદ ધ્યાનમાં લેતાં વખત વહી ગયો હતો. અને રશેતા પ્રમાણે "હોમી" પોતાના પુસ્તક લઈ, જવા ઉઠયો. જે વેલા ખોરશેદ બાનુએ કોઈ વાર નહી અખત્યાર કીધેલી રીત, આજે કાંઈ નવાજ એશમાં જાહેર કીધી. તેણીએ જતી વખતે શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો. તેણી નાખરા આ ભલા ગુરૂના ઉદ્‌ગારમાં એટલી સતોષ પામી હતી, કે જે માટે આજે ઘણી મોટી હોશમાં ગરકાવ થયેલી લાગી અને પોતાના શીક્ષક એક બાબરચીના બેટો છે, તે ભુલી જઇ ખરા માનને લાયેકના આ ગુરૂને પોતાનો દસ્ત લંબાવી માન આપ્યું. તેણીના અંતઃકરણમાં કાંઇ અવાજ થતો હતો. જે આ બચ્ચુ (હોમી) કોઇ ઉમદા ફળનું પરીણામ હતું અને જમશેદ તેનો બાપ છે એ ખ્યાલ તેણીને અચરત કરતો હતો.

આ માનથી હરખાવા બદલ, બીચારો હોમી પાણી પાણી થઇ ગયો, અને પોતાની ઉપર કીરતારે કેવી ભારી આજે બક્ષીસ કીધી, તેજ ખ્યાલમાં વહતો હાથ આપી શેકહેન્ડ કરી છુટો પડયો. બારણા આગલ આવતા પાછા ફરી અચાનક જોતા, ખોરશેદ બાનુને ઘણાજ ઉંડા ખુશ ખ્યાલમાં તેબલ ઉપર એક હાથ ટેકવી બીજા હાથની આંગળી હોઠ ઉપર મુકેલી જોઇ, બન્ને એક ઘડીભરના સમયમાં આ જોતા છુટા પડયા.

આ પળની એક, એક ઉપરની દ્રષ્ટીમાં શું આકર્ષણ હશે? સાધારણ રીતે એમાં કાંઈ નવાઇ જેવુ હતુંજ નહી પણ બન્નેના દીલમાં શા કારણ ધપકારો થતો હશે? એ લાગણી અસાધારણ કેમ માલમ પડી છે! જાણે એક ચીજથી બીજી ચીજનું જોડાન કરતી વેલા, તેઓને બાંધવા માટે વચે કાંઇબી સાધન રહેછે, તે પ્રમાણે તેથીજ ઉલટુ ન દેખાય એવા સાધન છતાં તેઓને આજે છાતીમાં એમ કાં થયું હશે? કીરતારની કરામતને જાણવા કેવા અગણીત ફાંફાં મારતા રહયા છે. શું હજીબી કોઇએ એનો ભેદ જાહેર કીધો છે! એનો ભેદ જાહેર કરવાની તાકાતજ નથી. જેવો અનુભવે છે તેઓ જાહેર કેમ કરવું તે જાતે જાણતા પણ નથી.

જ્યારે એક ગમથી પોતાને મળેલા અનુપમ માન માટે બીચારો હોમી હરખાયો. (એક પલવારજ હરખાયો) ત્યારે પેલી બાજુએ ચોપડી ગોઠવતી ગોઠવતી, ખોરશેદ બાનુ એક નીશાશ નાખી, જાણે જીવ ગભરાતો હોય, એમ તેથી રાહત લેવા બારી આગલ પવનમાં ગઇ શું પવન સાથ મનન કરી પોતાની વાત જાહેર કરતી હતી.? હા. તેમજ હતુ. પણ તે મનની વાત પવનજ જાણે! આપણા કાનની એટલી બારીક શમજણ શકતી નથી, જે વાત સાંભલી લે પણ જીવ જરા થોભ! પવનજ તે વાત ઉચકી લઇ. જ્યારે ભારે તોફાનમાં પોતાના ગુશવાતા ફુંકશે, ત્યારે કદાપી આ ધીમો અવાજ મોટો થઇ સંભલાશે. આવા વમાસણમાં હતી તે વેલા ખોરશેદ બાનુના ઓરડામાં તેણીના ફુઇજી તેમીના દાખલ થયા. આ ફુઈ ભત્રીજીનો એક એક ઉપરનો હેત જવલેજ એવી સગાઈમાં જોવામાં આવે એવો ચુસ્ત હતો. જો કે ફુઇ ઘણી નાહની ઉમરની હતી છતાં એક વૃદ્ધ બાઇના જેવો ખ્વાશ ધરાવતા હતા અને ખોરશેદ બાનુ, જેઓને પોતાની માતા સમાન ગણી ફુઇમાયના નામથીજ બોલાવતી હતી. તેઓ સાથે વાત કરી નાસતા ઉપર ગયા.

( અધુરૂં. )

---

જે પોતાની વાસનાને, ઇચ્છાને મોહને વશ કરે છે તે એક રીઆસતના રાજપતી જેટલુ સુખ હાંસલ કરે છે. દીલમા ધાસ્તી હોય તો ત્હારી પાસે રાખ પણ હીમ્મતમાં બીજાને ભાગ્યો કર. આવાજ નીયમ ઉપર ચાલશે તો બહાદુરીનો ફીરસ્તો કહેવાશે અને લોક તને સીરદાર નેમશે.—હરમીસ.

⁂ ⁂ ⁂ ⁂

બીજાથી દેવાયલા દુઃખની આંકણી તું કદીબી કરવા બેસતોના કારણકે જેમ જેમ તે ઉપર ધ્યાન આપશે તેમ તેમ કંગાલપનનો કાત ત્હારા પોતાના ઉપર વધ્યો જશે અને ધીમે ધીમે તાદારૂ પોતાનું બદન ખવાઇ જશે, ચહેરો ચીમરાઇ જશે, હાયપમ નાસુસ બનશે—હરમીસ.

શુખમાં રહેવાની ચાવી તે નિર્મળ હૈડુ છે. પ્રમાણીકપણાથી વરતતા દેખીતો ફાયદો નથી પણ આખેર ફાયદો ઘણો છે પણ ખોટી રહેવાની શબુરી સહન કરવી જોઇએ. દરેકના હૈદામાં પરમાતમાનો અવાજ સંભાલાઇ રહયો છે. જ્યાં સુધી પરમાતમાને ખુશી કરી શકયે નહી ત્યાં સુધી જાતે સુખી રહીએ નહી. હૈદાને ખુશાલીમાં હસતું રાખવું હોય તો "વીચાર સુધ્ધ, બોલમાં સચ્ચાઇ ન્યાયમાં વાજબીપણું સાચવવું." પૈશાદાર થવા કરતા ઇન્સાફી અને વાજબી થવામાં ઘણું સુખ છે.—હરમીસ.

# સાચું ઝવાહીર અને તે ક્યાં છે?

લખનાર:—સાકરલાલ છોટાલાલ ધરીયા.

જગતમાં ચારે તરફ નજર કરતાં જણાઇ આવે છે, કે મનુષ્ય માત્ર, સાચું ઝવાહીર યાને સુખ મેળવવાને વાસ્તે અતિશય ફાંફાં માર્યાં જાય છે, અને તે મેળવવાને હજારો ઉપાયો કામે લગાડે છે. જેમ જેમ તેના પ્રત્યે વધારેને વધારે આતુરતા વધે છે, તેમ તેમ તેની વધારે ને વધારે ખામી માલમ પડે છે. ઘણા એક ગરીબ માણસો ધન મળવાથી પરમ સુખ પ્રાપ્ત થશે એવા વિચારથી ધનનોજ સંચય કરવાને વાસ્તે રાત દિવસ અતિશય શ્રમ કર્યાં જાય છે, અને તેની પ્રાપ્તિને વાસ્તે કેટલાક દુષ્ટ અઘોર કૃત્યોથી નહિ ડરતાં તેની જાળમાં યાહોમ કરી ઝંપલાવે છે. બીજી તરફ ધનવાન પુરૂષો કે જેની વાંચ્છનાઓ અને તૃષ્ણાઓ ધનથીજ પુષ્ટ બનેલી છે, તેઓ પણ હમેશા એવી બુમો મારે છે, કે છતાં ધને પણ ગરીબ કરતાં અમે વધારે દુઃખી છીએ.

વળી દુનિયામાં એવા માણસો પણ જોવામાં આવે છે, કે પોતાની પાસે અઢળક દોલત છતાં તેઓ તેનાજ લોભમાં હમેશાં તણાતા નજરે પડે છે, અને તેનાજ મદમાં ગર્વીષ્ટ બની સુકૃત-દુષ્કૃતનો કાંઈ પણ વિચાર કર્યા સિવાય દુઃખીજનોતો દુઃખનેજ વાસ્તે સરજેલા છે એમ ધારી તે તરફ ઉંચી નજર પણ કરતા નથી. કેટલાક મનુષ્યો કે જેઓએ પોતાનું જીવન ધન મેળવવા પાછળ ગુમાવ્યું છે, અને તે મેળવ્યા પછી તેનો ઉપયોગ પોતાના સ્વાર્થ વાસ્તેજ કર્યાથી તેઓએ પોતાના જીવનના ખરા સુખનો નાશ કર્યો છે એવું તેઓ કબુલ કરે છે, અને કહે છે કે અમો જ્યારે ગરીબ હતા ત્યારે આના કરતાં વધારે સુખી હતા.

જ્યારે સઘળું આમજ છે, ત્યારે સુખ ક્યાં છે? શું! ત્યારે મોજશોખ, વૈભવ અને વિશય વાસનાઓ તૃપ્ત કરવામાં તેની પૂર્ણતા રહેલી નથી? શું? ત્યારે તે પહાડો અને ગુફાઓમાં દરેક પ્રત્યેનું પોતાનું કર્તવ્ય છોડી કુદરતના કાયદાઓનો ભંગ કરી નિરંતર વાસો કરી દેહ દમન કરવામાં સમાએલું છે? જો એથી ઉલટુંજ હોય; ત્યારે તે શું ચીજ છે? તે ખાલી મોહ અથવા ભ્રમણા છે કે દુનિયામાં દુઃખજ શાશ્વતું છે!

આના જવાબમાં જરા દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કરી જોઇશું, તો જણાશે કે "સુખ" બહારની વસ્તુઓની પ્રાપ્તિમાં અને વિશયોની તૃષ્ણાઓ તૃપ્ત કરવામાં સમાયેલું નથી, તેમજ તેઓની ગેરહાજરીથી ઉદ્ભવતું નથી, અને જો આ નિયમથી સઘળું વિરૂદ્ધ હોયતો સઘળા ગરીબ માણસો જગતમાં દુઃખી હોત, અને ધનવાન પુરૂષો સુખી નજરે પડત. પણ આથી જુદોજ નિયમ કુદરતમાં નજર સમીપ ખડો થાય છે. જેઓ સદ્ જ્ઞાનના માર્ગની અંદર દાખલ થયા છે, તેઓ સિવાય સઘળા એમજ કબુલ કરશે, કે વાસનાઓ કે ઇચ્છાઓને તૃપ્ત કરવી તેમાંજ ખરૂં સુખ રહેલું છે. અજ્ઞાનતાથી જડ ઘાલી બેઠેલી અને સ્વાર્થી વિચારોથી બળવાન બનેલી આ માન્યતા એજ દુનિયામાં સુખ નહિ પણ ખરા દુઃખનું કારણ છે. આજ આત્માની પવિત્રતા, આનંદ, સુખ અને સુંદરતાનો જડમૂળથી નાશ કરે છે, કે જેમાં સુખ યા આનંદ સમાયેલો છે. સ્વાર્થીપણું એજ જગતમાં દુઃખનું કારણ છે. અગ્નિનો તણખો જરા જેટલો હોય તો પણ આખા વનનો નાશ કરવાને શક્તિવાન છે, તેવી રીતે સ્વાર્થરૂપી તૃષ્ણાને મૂળથી સંતોષરૂપી ઢાલથી બુજાવવામાં ન આવે, તો તેની ઝાળથી ખરા હૃદયના ઝવાહીરનો નાશ કરી, વિપરીત પરિણામ લાવે છે. સ્વાર્થ શબ્દ દુનિયામાં શું કરી શકતો નથી! વહાલાઓમાં વેર, મિત્રોમાં કુસંપ અને પોતાના નાશવંત સુખની તૃષ્ણા તૃપ્ત કરવાને વાસ્તે હજારો કાળાં—ધોળાં કરાવવાને મનુષ્ય જાતને લલચાવનાર તેજ છે. વળી બીજી તરફ કેટલાક એમ પણ જણાવ છે કે પોતાની નહિ પણ બીજાની સ્વાર્થ વૃત્તિને લીધે પોતાને દુઃખ ભોગવવું પડે છે, પણ જ્યારે અનુભવ અને બારીક અવલોકન પછી કોઈ પણ મનુષ્ય કબુલ કરશે કે પોતાના સુખનો નાશ કરનાર પોતાનીજ સ્વાર્થ વૃત્તિ છે; ત્યારે એમ સમજવું, કે આત્મ પ્રકાશના દ્વારનું તેને કંઇક અંશે ભાન થયું છે.

આ ઉપરથી જણાશે કે સુખ એ પૂર્ણ સંતોષની આંતરદશા છે, અને તેજ ખરે ખરો આનંદ અને મનની શાંતિ છે, કે જેમાં કોઇ પણ પ્રકારની હલકી વાંચ્છના રહેતી નથી. પાણી પીવાથી જેમ પાણીની તરસ શાંત થાય છે, તેમ સંસારમાં ક્ષણિક સુખના પદાર્થો અને વિષયોની તૃષ્ણા (તરસ) તે મળવાથી શાંત થવાને બદલે વધે છે. પછી તેની પાછળ લોભ તણાયો આવે છે, કે જેની સાથે

હજારો ઇચ્છાઓનું સ્ફુરણ થાય છે, અને તેના ભોગ થઇ પડેલા, તેના ચુસ્ત ભકતોને પોતાની સેવામાં વધારે ને વધારે હાજર રહેવાને લલચાવે છે, અને જ્યાં સુધી તેઓ શારીરિક અને માનસિક વિપત્તીઓમાં ઝંપલાઈ તેનો સંપૂર્ણ કડવો સ્વાદ ચાખી મૂકત થાય છે; ત્યાંસુધી તેની સેવામાં મચ્યો રહે છે. આવી ઇચ્છાઓ એજ નર્કનું દ્વાર છે, કે જ્યાં સઘળાં દુઃખોનું સામ્રાજ્ય ચાલે છે; અને તેનાથી અલગ થયું તે સ્વર્ગનું દ્વાર ખુલ્લું કરવું તે છે, કે જ્યાં સાચા સુખ અને આનંદની લહેરોનો મંદ અને શિતળ વાયુ વાયાં જાય છે. વળી વિદ્વાન પુરૂષો પણ કહી ગયા છે, કે સ્વર્ગ અને નર્ક એ બને ઉપજાવેલી આંતર સ્થીતિઓ છે, અને તે મનુષ્યોનાં લોભી કૃત્યો ઉપર આધાર રાખે છે. હું પણામાં મચી રહેવાથી અને સઘળી લોભી વિશય—વાસનાઓને તૃપ્ત કર્યાથી જરૂર તે નર્કમાં ધસડી જાય છે; અને હુંપણું કાઢી નાંખી નિઃસ્વાર્થી બનવાથી તથા મનુષ્યમાત્ર અને પ્રાણી તરફ દરેકમાં ઇશ્વરી અંશ વિચારી તેઓના પ્રત્યે સમ દૃષ્ટિથી જોવામાં સ્વર્ગીય આનંદની પ્રાપ્તી થાય છે. હુંપણું યાને અહંતા એ આંધળી છે, જ્ઞાન રહિત છે અને હંમેશા વિપત્તીઓને ઉત્પન્ન કરનારી છે; અને બીજી તરફ શુદ્ધ વિચારો, નિષ્પક્ષપાતી ન્યાય અને સદ્જ્ઞાન વગેરેથી આત્મપ્રકાશની દિવ્ય શકિતનું ઝરણ ફુટી નીકળે છે. જેમ જેમ તેનો સ્વાદ ચાખવાને શ્રમ ઉઠાવવામાં આવે છે, તેમ તેમ તેનો પ્રકાશ ઝળકે છે, કે જ્યાં શાશ્વતુ સુખ અને આનંદ મળે છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાની જાતને સુખી કરવાને વાસ્તે સુખમય પદાર્થો મેળવવાને કોશેષ કર્યાં જાય છે, ત્યાંસુધી ખરૂ સુખ તેનાથી દૂર નાસે છે, અને દુઃખનાં તથા દુર્ભાગ્યનાં મૂળ મજબુત જડ ઘાલીને તેની આસપાસ વીંટળાઇ વળી તેને કેદી બનાવે છે, અને ત્યાંથી છુટવું બહુજ મુસ્કેલ થઇ પડે છે. મનુષ્ય જ્યાંસુધી મનુષ્ય જાતિની સેવા કરવામાં અને બીજાનું યથાશક્તિ પ્રમાણે ભલું કરવામાં જેટલા પ્રમાણમાં મચ્યો રહે તેટલાજ પ્રમાણમાં તેને ખરા સુખનો અને આનંદનો અનુભવ થયા વગર રહેતો નથી. એક વિદ્વાન કવી કહેછે કે=—

"It is in loving, not in being loved,
The Heart is blessed;
It is in giving, not in seeking,
We find our quest."

બીજાઓ આપણને ચહાય તેથી નહિ, પણ તેઓને ખરા દીલથી ચહાવાથી આપણું હૃદય આનંદથી પ્રકાશે છે; તેવીજ રીતે દાન લેવામાં નહિ પણ બનેતો દાન—આપવામાં યાતો ખરો માર્ગ બતાવવામાં આપણી ખરી શોધ જે ઇશ્વરમય થવાની છે, તેનો અંત આવે છે. વળી કહે છે, કે તારી જેજે વસ્તુઓ અથવા ચીજેથી બીજાને સુખ થતું હોય તો તેને તે આપી દેવામાં તારા આત્માને પુષ્ટી મળશે, અને ખરેખર! આફાની દુનિયામાં તારા જન્મનું સાર્થક થશે અને તારે સમજવું જોઇએ, કે આ જીંદગીનું ખરૂ રહસ્ય અહંકાર તથા ખાલી મોટાઈમાં રહેલું નથી, પણ જે ખરી મોટાઈ પોતાથી જે નાનાઓ છે, અજ્ઞાન છે તેઓને માર્ગ બતાવવામાં યાતો' બનેતો તન, મન અને ધનથી તથા જ્ઞાનની પ્રસાદિથી તેમના હૃદયનો માર્ગ મોકળો કરી આપી સત્ય માર્ગ તરફ વિચરાવવામાં રહેલી છે.

વળી આપણને પાછું મળે તેમ ધારી કોઇને કંઇ પણ પરોપકાર કરવો તે એક દુઃખનું બીજું કારણ છે, પણ તેવા વિચારથી અળગા રહી તેની ખોટને વાસ્તે દુઃખ સહન કરી મનના વિકારો ઉપર અંકુશ રાખવો તેમાંજ પવિત્રતા, નિઃસ્વાર્થ અને ભ્રાતૃભાવના સદ્ગુણો ખીલશે અને ખરી જીંદગીના રહસ્યનું અથવાતો પૂર્ણ સુખનું કીરણ દ્રષ્ટિ ગોચર થશે.

આ ઉપરાંત એક ઠેકાણે કહ્યું છે કે:—

"Live to some purpose for life was not given,
To be squandered away at your will;
Each act of your life is recorded in heaven."

"જીંદગી યા તો જીવન પોતાની ઇચ્છાઓની તૃપ્તી માટે અથવા તો મરજી મુજબ તેનો ઉપયોગ કરવામાં ઇશ્વરે બક્ષેલું નથી, પણ પરોપકારની વિભુતીઓથી તે પ્રકાશિત કરવાનેજ આપવામાં આવ્યું છે; અને તારી જીંદગીના દરેક કાર્યની તે મહાન ઈશ્વરી દરબારમાં નોંધ લેવાય છે, તથા તેના સારા નરસા કર્મોનો ભોકતા તુંજ છે. માટે જે સ્વાર્થના વીચારથી તારા સુખનો નાશ થાય છે, જીભની લોલુપતા પ્રતિદિન નવા નવા સ્વાદીષ્ટ ભોજન મેળવવાને તલસે છે; અને મરી ગયેલી ભૂખને ફરીથી જાગૃત કરવા વિવિધ-રોગીષ્ટ પદાર્થો આપવામાં આવવા છતાં જેનાથી લોભ રૂપી તૃષ્ણા વધતીજ જાય છે તેને તું

છોડી દે, અને પરમાર્થ રૂપી ખરો સ્વાર્થ સાધી ખરા સુખનો ભોક્તા થા; અને જ્યારે તું આમ કરીશ ત્યારેજ તે શાશ્વત આનંદ મેળવવાને લાયક થઈશ.

જે વસ્તુઓને ખરા દીલથી ચહાતા હો, જેના મોહપાસમાં સપડાયેલા હો, તે તરફ વિચાર પૂર્વક જોશો કે એક દીવસનો તે જવાની છે ત્યારે તેનો અત્યારથીજ ખુશીથી ત્યાગ કરો કે જેથી જે સઘળું તમોને હાનીકારક અથવા દુઃખમય લાગતું હતું તે તે સંપૂર્ણ આનંદમય પ્રકાશમાં ફેરવાઇ જશે.

જગતમાં ઘણાંક સ્ત્રી પુરૂષો ગાંડાની માફક સુખની શોધમાં યત્ન કરતાં માલુમ પડે છે, તે છતાં તેમને સુખ જડતું નથી. જ્યાં સુધી તેઓને પુર્ણ રીતે ખાત્રી થાય છે કે સુખ તેમની અંદરજ રહેલું છે, અને તેમની આસપાસ તો મોહ માયાથી ભરેલું જગત સિવાય કાંઈ નથી કે જેનાથી સુખનાં દ્વાર બંધ થયેલાં છે, ત્યાં સુધી ખરા સુખનો સ્વાદ તેઓ મેળવી શકશે નહિ.

અંગત અને ક્ષણિક મળતા સુખનો ત્યાગ કરવાથી જરૂર સ્થાયી અને પરમ સુખ મેળવવાને ભાગ્યશાળી થવાશે, અને જગતમાં વસવા છતાં સ્વર્ગીય પ્રેમનો અનુભવ મળશે, તેને વાસ્તે નીચેના ત્રણ ઝવાહીરો યાદ રાખી તે પ્રમાણે વર્તવાથી ખરા આનંદથી હૃદય છલકાઇ જશે.

(૧) શુભ વિચારો. (૨) શુભ કાર્ય. (૩) શુભ વચન.

ઉપરોકત શુભ વિચારો, કાર્યો અને વચનો રૂપી ઢાલથી સંસારની હલકી વાસનાઓ તથા વિપત્તીઓના પાસમાંથી મુકત થઇ શ્રેષ્ઠ માર્ગે પહોંચાય છે; અને જેમ જેમ તમારા મનો વિકારોના અશ્વો ઉપર જય મેળવતા જશો તથા મોહપાસની સાંકળ તોડી પવિત્ર પ્રેમથી તમારૂં હૃદય આહલાદિક કરશો, ઉચ્ચ અભિલાષાઓથી જીવનને ઉત્કર્ષ કરશો, ખોટી મગરૂરી તથા માન ખુશામતના ખીતાબને ધીટકારતાં શીખશો અને પ્રાણી માત્ર ઉપર અમી દ્રષ્ટિથી નિહાળશો, ત્યારેજ પરમ સુખના દીવ્ય પ્રકાશના કિરણથી અંધકાર નાશ થશે; અને જે ઉંચામાં ઉંચા સુખની પ્રાપ્તિને વાસ્તે તમે મથતા હતા તે ઉંચા સુખના શિખર ઉપર ચઢી અમરતાનો પોશાક ધારણ કરી દીવ્ય સ્વરૂપમાં મળી જશો.

---

# સરોવરના તટ ઉપર અહિં તહિં.



લખનાર:—ઇંદુપ્રસાદ શીવપ્રસાદ મહેતા.

—:o:—

### અનુષ્ટુપ.

ઉન્હાળે ઉષ્ણ વાયુના,
તાપથી શાન્તી ઇચ્છતા,
મિત્રો અમે બધા સ્હાંજે,
તટ સરોવર સેવતા.

### હરિગીત.

રળીઆમણું એકાન્ત વળી આ સ્થાન અમને બહુ ગમ્યું,
ઉત્સુક અમારા મગજમાં ચિરકાલ તે પ્રિય બની ભમ્યું,
છે વારી નિર્મળ મીઠડું, તરૂ ઘેર દિસે; બહુ તટ પર,
વિહગો તેણા ડાલા હસે, હતી જાગતી કુદરત ખરે.

### તોટક.

દિન નાયક વ્યોમ મહિં ફરતાં,
બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે,
હમણાં નકી દ્રષ્ટિથી દુર થશે,
ઉદધિ ભિતર ડૂલી જશે.

### ઇન્દ્રવજ્રા.

સંધ્યા સહુણી અહિં આજ ખીલી,
વર્ણો અનેરા નભ માહિં રેલી,
ટુંહુકતી કોકીલ કંઠ મુગ્ધા,
આનન્દ હેલી વર્ષાવ તીરે (૧)
પેલી રહી બાકી ચકી ચકોરી,
પુષ્પો અનેરાં ફળથી લચેલી,
ડોલી રહી શું રસથી છકેલી. (૨)
રંગીન હતાં રસથી ભરેલાં,
દિસે ફળો સ્વર્ગથી ઉતરેલાં,
લતા તણા મંડપ મધ્ય શોભે,
આરામ અર્પે ચિર શાંતિ દે છે.

---

# તબીબી નિબંધો.

## તનદુરસ્તી-સામાન્ય ખ્યાલ.

:o:

લખનાર :—ડૉકટર જહાંગીરજી ખરશેદજી દાજી.
એલ. એમ. એન્ડ એસ.

તનદુરસ્તીનો અર્થ તન એટલે જે શરીર અથવા બદનની દુરસ્તી એટલે જે દુરસ્ત સ્થીતી થાય છે. જ્યારે શરીરની ક્રીયાઓ તેના કુદરતી નીયમે ચાલે છે, ત્યારે તનદુરસ્તી જળવાયલી કહેવાય છે; અને જ્યારે તેઓ મધેની કોઇ એક અથવા વધુ ક્રીયામાં ખામી અથવા ખલલ પડેલી દીઠામાં આવે છે, ત્યારે તનદુરસ્તી ખોરવાયલી અથવા બીગડેલી કહેવાય છે. પાચન ક્રીયા (digestion ), શ્વાસ ક્રીયા (respiration ), શરીરમાં લોહી ફરી વલવાની ક્રીયા (circulation), મળ મુત્ર અને પરસેવા વડે શરીરનો કચરો બહાર કાઢવાની ક્રીયા ( elimination by the bowels, kidneys and skin) જેવી વીશેશ અગતની ક્રીયામાં વીશેશ ખામી અથવા ખલલ માલમ પડવે તનદુરસ્તીમા ગંભીર બીગાડ થયલો સમજવામાં આવે છે; જ્યારે સરખી ખામી અથવા થોડો વખત રજુ થતી ખામી માલમ પડવે તનદુરસ્તીનો બીગાડ નજીવો ગણવામાં આવે છે. દુર અંદેશીથી જોતાં એવું માલમ પડે છે કે શરીરની કોઈપણ ક્રીયા ની ગમે એવી નજીવી દેખાતી ખામી અથવા ખલલ નો અનાદર કરવો અથવા તે બાબે દરકાર નહીં કરવી એ ભુલ ભરેલું છે.અમુક નજીવી દેખાતી ખલલ જે સબબને આભારી હોય તે સબબ ચાલુ રહેવે તેવી ખલલ ચાલુ રહેવાનો અથવા તો ફરી ફરીને રજુ થયા કરવાનો સંભવ રહે છે, એટલુંજ નહીં પણ વળી કોઇપણ ક્રીયાની ખલલ લાંબો વખત ચાલુ રહેવે તેમજ ઉપરાસાપરી રજુ થવે, તેની સાથે સંબંધ ધરાવનારી બીજી અનેક ક્રીયાઓમાં ખલલ થવાનો સંભવ રહે છે. એ ઉપરાંત જ્યાં આગળ અમુક ક્રીયાની ખલલ ઉપરાસાપરી રજુ થતી રહે છે, ત્યાં આગળ તે ક્રીયા બજાવનારા અવયવોના બંધારણ (structure )માં બીગાડ થવા પામે છે, અને તેવો બીગાડ ચોકસ દરજ્જે વધી પડવે મજકુર ક્રીયાની ખામી જાયુકની થઇ પડે છે, અને તેમ થવે બીજી ક્રીયાઓમાં બીગાડ થવાનો જાયુકનો સંભવ ઉભો થાય છે.

એક દાખલો લેઈશું. જો એક તનદુરસ્ત માણસ સર અવસરે અથવા કોઇ કોઇ દીવસે તેનાથી પાચન કરી શકાય તે કરતાં વધારે ભારી ખોરાક લેતો હોય, અથવા એ ઘણી જાતના ખોરાકનું અસંગત મીશ્રણ લેતો હોય, અથવા બહુ ખાટો યા તીખો ખોરાક વાપરતો હોય અથવા યોગ્ય ખોરાક અયોગ્ય જથામાં લેતો હોય, તો તુરત વેલા પાચનમાં જરાસી બીગાડ થયેલો માલમ પડે, કે જે થોડા વખતમાં સમો થઇ જાય. એ રીતે થોડા વખતમાં આપોઆપ સમો થઈ જાય એવા નજીવા દેખાતા બીગાડનો ઇનકાર કરી જો તેની પરવા કીધામાં નહીં આવે અને જે ગેરરીતીમાંથી મજકુર બીગાડ નીપજતો હોય તે ગેરરીતી વખતસર છોડી નહીં દેતાં લાંબો વખત તુલીક ચાલુ રાખવામાં આવે, તો વખત જતાં એક હાથ ઉપર હોજરીના બંધારણનો બીગાડ ( stractural disease ) રજુ થવાનો સંભવ રહે છે, કે જેમ થવે અજીર્ણ અથવા અપચો ( indigestion ) જાયુકનું દરદ થઇ પડે અને બીજા હાથ ઉપર મળ—મુત્રની ક્રીયાનો, તેમજ બીજી અનેક અગતની ક્રીયાઓનો બીગાડ થવાનો સંભવ રહે છે.

એક ક્રીયાના બીગાડમાંથી બીજી ક્રીયાનો બીગાડ અનેક રીતે નીપજે છે. એક સાધારણ રીત એ છે કે કોઇપણ ક્રીયામાં બીગાડ થવે તે ક્રીયા બજાવનારા અવયવ (organ ) ઉપર માઠી અસર થાય છે અને તેનો સંદેસો જ્ઞાનતંતુઓ વડે ભેજાને તથા તેની સાથે જોડાયલા બીજા અવયવોને પુગી વળે છે. એ રીતે ફરી વલેલો સંદેસો ભેજા ઉપર તેમજ તેની સાથે જોડાયલા અવયવોનાં આખાં બંધારણ ( nervous system ) ઉપર માઠી અસર કરે છે, કે જેનાં પરીણામમાં શરીરની એક અથવા બીજી ક્રીયામાં ખલલ પડે છે. એ રીતે કોઇ પણ એક ક્રીયાનો બીગાડ કોઈ પણ બીજી ક્રીયાનો બીગાડ નીપજાવી શકે છે અને ઘણી વેળા નીપજાવે છે. જેઓ હાર્ટ–દીઝીઝની ફરીયાદ કરતાં તબીબ આગળ જાય છે તેઓનો મોટો પ્રમાણ તપાસ કરતાં હાર્ટના અવયવનાં બંધારણની ખામી (structural or organic heart-disease) થી મુક્ત માલમ પડે છે, અને તેઓની ખરી બીમારી 'અપચા'ની માલમ પડે છે. 'અપચા'ની અસરથી 'હાર્ટ' જડપથી ચાલે છે, છાતીમાં ધપકારા મારે છે, ફાર પડે છે, અને હાર્ટ દીઝીઝની ચીંતા ઉતપન થાય

છે. એ ઉપરાંત 'અપચા' ની અસરથી કોઈને ઝાડાની કબજીઆત થાય છે, કોઈને પેટ છુટી જાય છે, કોઈના મુત્રમાં બીગાડ દીસામાં આવે છે, કોઈને શ્વાસ લેવામાં મુશકેલી માલમ પડે છે. સેવટે 'અપચા 'ને લીધે શરીરનું પોષણ બરાબર રીતે નહી થવાથી શરીર કમતાકાત અને છે એટલે કોઇપણ પ્રકારના રોગનો ગલબો સેહેલાઇથી થઇ શકે છે, કારણ કે શરીર નબલું પડવે રોગ લાગુ પડતો અટકાવવાની જે શકતી (power of resistance) શરીર ધરાવે છે, તે શકતી કમતી થાય છે.

ઉપલા ખોલાસા ઉપરથી માલમ પડશે કે એક ક્રીયાનો બીગાડ અનેક ક્રીયાનો બીગાડ નીપજાવે છે એટલુંજ નહીં, પણ વળી, અનેક જીવલેણ રોગના ઉપદ્રવ માટે સવલતા કરી આપે છે. ખાણી પીણીની ગેરરીતીને લીધે પાચન ક્રીયાનો બીગાડ ઘણા દાખલામાં વારંવાર થતો હોવાને લીધે તે બીગાડ તનદુરસ્તીના બીગાડનું અને જીવ લેણ રોગ માટેની સવલતાનું મુખ્ય સાધન થઇ પડે છે; પણ બીજી કોઇબી ક્રીયાનો બીગાડ જ્યાં આગળ નીપજે છે, ત્યાં આગળ તે પણ તેવાં માઠાં પરીણામો નીપજાવી શકે છે.

ઉપર જનાવેલી બીના ધ્યાનમાં લેતાં આ વાત દેખીતી થાય છે કે તનદુરસ્તીની જાળવણી માટે અવશ્યનું છે કે શરીરની કોઈ પણ ક્રીયામાં ખામી અથવા ખલલ માલમ પડવે તે વીશે બેપરવા નહીં રહેતાં જે કારણને મજકુર ખામી આભારી હોય તે કારણ શોધી કાઢીને દૂર કરવાની બનતી સંભાળ ઘટતી રીતે લેવી જોઇયે.

તનદુરસ્તીની જાળવણી બાબેની ઉપર જણાવેલી સલાહના સંબંધમાં ચેતવણી આપવાની જરૂર છે કે અમો બીગાડનું કારણ દૂર કરવાની ભલામણ કરીયે છીયે અને નહીં કે તેનો દવાદારૂ વડે ઉપાય કરવાની, તેમજ અમો બીગાડનો અટકાવ કરવાની સંભાળ ઘટતી રીતે લેવાની ભલામણ કરીયે છીયે અને નહીં કે અણ ઘટતી રીતે. તેવી ચેતવણી આપવાની જરૂર એટલા માટે છે કે ઘણાંઓ ઉપાય અને અટકાવ વચ્ચેનો તફાવત સમજતાં નથી અને તે બે ચીજોને એક બીજાની સાથે ભેળી નાખીને અટકાવ કરવાની સલાહનો અર્થ ઉપાય કરવાની સલાહ જેવો ઉઠાવે છે. તનદુરસ્તીના નાયમોનો અનાદર થવાને લીધે અથવા જીંદગી ગુજારવાની રીતીની કસુરને લીધે શરીરની કોઇપણ ક્રીયામાં કંઇપણ બીગાડ માલુમ પડે ત્યારે વખતસર ચેતીને જીંદગી ગુજારવાની રીતીમાં જરૂર જોગો સુધારો કરી તેવો બીગાડ ચાલુ રહે તો અથવા ફરી ફરીને રજુ થતો અટકાવવામાં તનદુરસ્તીની જાળવણી અને જીંદગીની સલામતી સમાયલી છે, કારણ કે જે ગેરરીતી વડે થોડો બીગાડ રજુ થવા પામે તે ગેરરીતી ચાલુ રહેવે વખત જતાં વધુ બીગાડ રજુ થયા વીના નહીં રહે. દાખલા તરીકે જો ખોરાક દાંતે ચાવીને મોઢામાં વગોળીને ખાવાની જગાએ ગપ દેઇને ગળી જવામાં આવતો હોય, અને તે કારણને લીધે પેટમાં દુખે, હઘામણ (diarrhoea) થાય અથવા બીજી કંઇપણ અપચાની નિશાની રજુ થાય તે પેહેલાં જો મજકુર નિશાનીનું કારણ સમજી સ્વીકારીને ભવીષ્યમાં ખોરાક ચાવી વગોળીને ખાવાની સંભાળ લીધામાં આવે તો પાછળથી વધુ નુકશાન થવા નહીં પામે, પણ તેમ કરવાની જગાએ જો સ્ટ્રોંગ પેપરમીંટ ખાઇને, સુંઠ ફાકીને, મરીની ચહા પીને, ક્લોરોડાઇનનાં ટીપાં લેઇને, બ્રાંડી-વીહીસ્કીનો પેગ ટાંસીને, અથવા કમબાહોશ યા તો કમપુણ્યશીલ (not quite conscientious) વઇદ અથવા તો કામના રોકાણને લીધે દરેક કેસ ઉપર પુરતું ધ્યાન આપી નહીં શકે એવા તબીબના નુસકા વડે પેટ બંધ કરવામાં આવે તો તનદુરસ્તીને કોઇ પણ રીતીનો સંગીન લાભ થવાની જગાએ અનેક રીતે ગંભીર નુકશાન થાય. એક તો એકે અપચાની પહેલી નિશાની કે જે ભય અથવા જોખમની એક નિશાની (a danger-signal) સમાન છે, કે જે વડે શરીર એક જોખમ ખેડે છે તેની ચેતવણી જડે છે, તે નિશાની વડે રજુ થતી ચેતવણીનો લાભ લેઇને જે કરીતીને મજકુર જોખમ આભારી હોય તે શોધી કાઢીને દુર કરવાની જગાએ જોખમની નિશાની જો દાબી દેવામાં આવે તો ચેતવણીનો ખરો લાભ ગુમાવવામાં આવે. બીજું એક અપચા વેળા હઘામણ થઇને જે ખોરાક પચી શકયો નહીં હોય તે બહાર નીકળી જાય છે, તેવી વેળાએ ઝાડો બંધ કરવે તે નહીં પચેલો ખોરાક આંતરડાંમાં રહીને કોહે છે, અને તેના કહોવાતમાંથી અનેક પ્રકારનાં જંતુઓ પેદા થાય છે જે લોહીમાં દાખલ થઇને શરીરને નુકશાન પુગાડે છે.

ઉપર જણાવ્યા મુજબ શરીરની ક્રીયાનો બીગાડ થતો અટકાવવો વાજબી છે, અને તેવો અટકાવ બીગાડનું કારણ શોધી કાઢીને તે દુર કરવામાં સમાયલો છે અને નહીં કે ઓષડ વડે તેનો ઉપાય કરવામાં.

કહેવત છે કે દરેક કામ કરવાનો એક સીધો રસ્તો હોય છે અને એક આડો રસ્તો હોય છે. ( There is a right way and a wrong way of doing everything ). દુખ દરદનો

અટકાવ સીધી અથવા ઘટતી રીતે થવો જોઈયે, આડી અથવા અણઘટતી રીતે થવો નહી જોઈયે. સીધી અથવા ઘટતી રીત એ છે કે અમુક દુખ દરદ અથવા શરીરની ક્રીયાનો કંઈ પણ બીગાડ માલમ પડવે તેનું કારણ જો સમજી શકાતું હોય તો તે દુર કરવું અને જો નહીં સમજી શકાતું હોય તો કોઇ કુશળ અનુભવી તબીબની સલાહ તેની ફુરસદને વખતે લેવી, અને. દવાખાનામાં અથવા મેલાપના ઓરડામાં જો તેવણ ઘણા રોકાયલા રહેતા હોય, તો એક ફી ખરચીને તેવણને ઘરે બોલાવીને તેવણની સલાહ લેવી. તેવણની સલાહ થકીજ તેવણની મુલાકાત લેવામાં આવે છે એમ ખોલ્લું જણાવવું, નહી તે તબીબ એમ સમજે કે ઘરાકોનાં મનમાં એવો ધકારો રહે છે કે દવાના ધીચારા વગર તેઓની બીમારી મટે નહી, તેવો ધકારો આ કેસમાં હશે માટે શરીરની બીમારી થકી નહીં તો ધકારો દૂર કરવા થકી નુસ્કો લખી આપવાની જરૂર ઉભી થઈ હશે.

---

यदा यदा हि धर्मस्य
ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानधर्मस्य
तदात्मानं सृजाम्यहम् ॥



परित्राणाय साधूनां
विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय
संभवामि युगे युगे ॥

# આર્ય ધર્મ માળા.

## ૨—ઇશ્વાકુ.

(લખનાર:- જેકીસન બારભાયા.)




ઉપર જણાવેલી વંશાવળી અનુસાર સાતમા (વૈવસ્વત) **મનુના** જ્યેષ્ટ (વડીલ) પુત્ર **ઈશ્વાકુ** સત્યયુગના **આરંભમાં સુર્યવંશી** રાજાઓના મુળ પુરૂષ છે. પોતાના બીજા નવ પુત્રોને પૃથ્વીના જુદા જુદા ભાગો સોંપી **મનુએ ઇશ્વાકુને ભરતખંડનું** રાજ્ય સોંપ્યું હતું. અને ઇશ્વાકુએ **અયોધ્યા** નગર વસાવી ત્યાં **સુર્યવંશની** ગાદી સ્થાપી હતી.

*આ મહાન્ પ્રતાપી ચક્રવર્તિ રાજા* **ઇશ્વાકુ**ના મહાત્મા **વશિષ્ટઋષિ** કુળ ગુરૂ હતા, જેમની પાસેથી તેમણે અધ્યાત્મ વિદ્યા સંપાદન કરી પરમપદની પ્રાપ્તી કીધી હતી. ઇશ્વાકુને બધા મળી એકસો પુત્ર હતા, જેમાં **વિદુક્ષિ, નિમિ, દંડક,** અને **દશાશ્વ** એ ચાર પુત્રો

મુખ્ય લેખાતા. ઇશ્વાકુએ સર્વસ્વ પુત્રોને જુદા જુદા દેશોનું રાજ્ય સોંપી આપ્યું હતું.

મહારાજા ઈશ્વાકુ પ્રજાનું કલ્યાણ કરનારા, શૂરવીર, સદાચારી, તત્વજ્ઞ, વિદ્વાન અને ધાર્મિક હતા. યથા રાજા તથા પ્રજા એ રીતીએ તેમના સમયમાં આખા આર્યાવર્તમાં ઠામે ઠામે વેદ, તત્વશાસ્ત્ર અને **પદાર્થશાસ્ત્રની** ચર્ચા ચાલતી હતી. પ્રજાને પુત્ર તરીકે પાળી, ધર્મ નિતિ પરિપૂર્ણ સાચવી, તેમણે અનેકાનેક સુકૃત્યો કરી પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો હતો. વિશેષતઃ તેમના કાળમાં વિદ્યા એટલી બધીતો પરિપૂર્ણ સ્થિતીમાં હતી કે લોકો વાયુ અને અગ્નિમાં સ્તવન; ભણુતા હતા [ તો પછી—(અત્ર-કથીત તત્ર સુણત ધ્વની વાહક યંત્ર એટલે) ટેલીફોન; (વરાળ યંત્ર ચલીત ચતુષ્પાદિકા એટલે) મોટરકાર; (આકાશ પવન પાવડી એટલે) એરોપ્લેન; (અત્રસ દેશીત તત્ર પાઠવિત રજ્જુ રહિત યંત્ર એટલે) વાયરલેસ–ટેલીગ્રાફીક વિગેરે તો કઇ બીસાદમાં !] યજ્ઞ કર્મવડે દેવોને પ્રસન્ન કરી તેમની કૃપા સંપાદન કરવા લોકો ફળીભુત થતા હતા. ઉંચી સ્થિતીએ જઇ પહોંચેલા તપશ્ચર્યા કરતા હતા. કોઈ અધર્મનું કાર્ય કરતું નહિ. સત્ય બોલતા, સત્ય આચરણ રાખતા અને જાતિભેદ રાખતા નહિ. સર્વ સાથે ભોજન અને લગ્ન વહેવાર ચાલતો. લોકો દિર્ઘાયુષ્પી હતા. સર્વ પ્રજા સમગ્ર રૂપે સંપીલી હતી, જેથી આર્યખંડની પ્રજા બીજા દેશો કરતાં તન, મન અને ધનની શક્તિ વધુ મેળવી વધારે શ્રેષ્ઠ અને અલૌકિક કામ કરનારી થઇ પડી હતી. એ વખતમાં સૈન્ય એટલુંતો કૌવતવાળુ હતું કે મહા અસ્ત્ર–શસ્ત્રમાં પરિપુર્ણ હતું. ધનની રેલછેલ એવી હતી કે ગરીબમાં ગરીબ સ્થિતિનું કુટુંબ પણ રૂપાના પાત્ર વાપરતું અને શ્રીમંતો હેમકટોરા (સોનાનું વાસણ) સિવાય કે ઝવેરાત જડિત ચીજો સિવાય અન્યને હાથ ન લગાડતાં. મોતી અને હિરા માણેકની ઝુલ સાથના હાથીઓ દરબારમાં ઝુલતા. આવા પ્રકારના સામર્થના બળે કરીને જગતના સર્વ લોકો **ભરતખંડને** દેવ ભૂમિ માનતા (હાલમાં જે માન કંઇક અંશે અમેરિકાખંડ ખાટી જાય છે). આખી પૃથ્વીના રાજાઓ (જેઓ ઈશ્વાકુના નહાના ભાઇઓ અને પુત્રોજ હતા તે) ઈશ્વાકુને ખંડણી આપતા હતા.

ગુરૂ વશિષ્ઠઋષિને ઉપાધ્યાય (યજ્ઞ કરાવવામાં પરિપુર્ણ થએલા) કરી તેઓ પાસે બેસી ઇશ્વાકુએ ઘણા યજ્ઞો કર્યા હતા. **મનુમહારાજની** પુત્રી અને ઇશ્વાકુની બહેન ઈલાને ઉપર વંશાવળીમાં દેખાડેલા **ચંદ્રના** પુત્ર-**બુધને** આપી હતી. જેના પુત્ર **પુરૂરવાએ** ઇશ્વાકુના સમયમાંજ **ચંદ્રવંશની** ગાદી સ્થાપી હતી (જેને આપણે હવે પછી જોશું).





ઇશ્વાકુએ ઘણા વર્ષ સુધી તપશ્ચર્યા કરી ઇશ્વર પ્રસાદ મેળવ્યો હતો. ઇશ્વાકુના પછી તેનો પુત્ર વિકુક્ષિ ગાદીએ બેઠો હતો, જેના પછી અઠાવનમી પેઢીએ સુર્યવંશની અયોધ્યાની ગાદીએ શ્રી રામચંદ્રજી થયા હતા. આ રિતીએ જોતાં ઇશ્વાકુનો વખત સત્યયુગમાં જણાવેલાં વર્ષો પુર્વે થઈ ગયો હતો એવું સિદ્ધ થાય છે.

તેમજ ભારત વર્ષમાં સૂર્ય અને ચંદ્ર વંશે નામના કરી છે એ પણ સત્ય છે!

ઘણા વર્ષ વિત્યા બાદ મહાભારત નામનું પુસ્તક, કે જે આખી દુનિઆમાં સૌના કરતાં મહોટું ગણાયું છે. કારણ કે યુરોપમાં મહાન પુસ્તકોમાં લેખાએલાં હોમરના ઇલીઅડમાં બધી મલી ૧૦,૦૦૦ લીટીઓ છે જયારે વર્જીલના ઈલીઅડ પુસ્તકમાં માત્ર ૭૦૦૦ લીટીઓ છે. મહાભારતનો થોડોક ભાગ શ્રીમદ્‌ભગવદ્ ગિતા જે અર્જુન પાસે શ્રી કૃષ્ણ ભગવાને મહોડેથી કહ્યું હતું તેના ચોથા અધ્યાયના પ્રથમ શ્લોકમાં શ્રી કૃષ્ણ ભગવાન-નીચે મુજબ કહે છે.

इमं विवस्वतेयोगं प्रोक्तवानहमव्ययम् !
विवस्वान्मनवे प्राह रिक्ष्वाकवेऽब्रवित ॥

અર્થાતકેઃ—આ નહી નાશ પામે એવો યોગ મેં પહેલાં વિવસ્વત સુર્યને કહયો હતો, સુર્યે મનુને અને મનુએ ઇશ્વાકુને કહયો હતો.

આ મુજબ દુનિઆની ઉત્પતિ થઇ ત્યારથી શ્રી ભગવાનના મુખનો સાર વિવસ્વત મનુએ સાંભલ્યા બાદ ઇશ્વાકુએ સાંભળ્યો અને તે રીતે તેનો પ્રસાર થયો. જેની ખાત્રી શ્રીમદ્ ભગવદ્‌ગિતાના ચોથા અધ્યાયના બીજા શ્લોકમાં કરી આપે છેઃ—

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
सकालेनेह महता योगोनष्ट परंतप ॥

અને આ મુજબ મનુ મહારાજ (જેનું વર્ણન ગયા સપટેમ્બરના અંકમાં વાંચી ગયા) જે દુનિઆની ઉત્પતિ વેળાએ મુખ્ય હતા તેના બાદ ઇશ્વાકુએ ધર્મનો પ્રચાર કરવામાં અગ્ર ગણ્યા તેના રૂપે અત્યંત શ્રમ લઇ ધર્મને ઉચ્ચ ટોચે મૂકયો હતો.

# ખરી બનેલી એક દુઃખદાયક કહાણી.

(લખનાર—નાદીર) ફ. દ.

—:o:—

પતેતીની રળીઆમણી સાંઝ હતી. વાંદરા ખાતે દરિયાની સામે એક નાનો પણ સુંદર બંગલો આવેલો હતો, જ્યાં કાવસજી કાલાપેસીનું કુટુંબ વસ્તું હતું. આ કુટુંબ નાનું હતું. તે કાવસજીના ધણીઆણી સુનાંબાઈ અને બેટી ગુલાનું બનેલું હતું.

સુનાબાઇ પોતાના ઓરડામાં વિચારવંત હૃએ એક નાના સોફા ઉપર અઢેલાઇ પડી હતી તે તુરતનીજ વાંદરાની અગીયારીમાં પોતાને પેદા કરનાર તરફની ફરજ બજાવી પોતાની આ માનીતી બેઠક ઉપર આવી બેઠી હતી. તેણીના ખ્યાલો પંદર વર્ષની વાત ઉપર પસાર થઇ ગયલી પણ પોતાની પાછળ બહુજ દુઃખભરી યાદ મુકી ગયલી કમનસીબ પતેતીના દિવસ ઉપર દોડતા હતા. એ દિવસે તેણીના ખાવિંદની તપાસ સેશન્સ કોર્ટમાં ચાલી હતી અને તેને પંદર વર્ષનાં સખ્ત કેદખાનાની સજા થઇ હતી. આ બિના આજની પતેતીના મુબારક દિવસે યાદ આવતાં તે બાનુ માથાથી પગ સુધી કમકમી. એટલામાં ઓરડાની બાહેરથી એક અવાજ તેણીને કાને પડતાંજ તે બાનુ ચોંકી. તે અવાજ કોઈ મર્દનો હતો. એ અવાજ કોણનો હતો તે યાદ કરવાને સુનાબાઇએ ઘણુંએ ફાંફાં માર્યાં પણ ફોકટ! તે તે બાનુ યાદ કરી શકી નહિ.

"સુનાબાઇ ઘરમાં છે કે?" પેલો અવાજ પાછો તેણીને કાને પડયો.

"હા છાબ છે. હમણાંજ ફરી આવીને અંદર બાક ખાતાં છે." સુનાબાઇએ પોતાના લાલીયા નોકરને પેલા શખ્સને જવાબ આપતાં સાંભળ્યો.

"જોની ભાઈ, પણ તારૂં નામ શું?"

"મારૂં નામ રામલો, બાપાનું નામ પેમલો. છેટ, હું અહિં ત્રણ વરછનો નોકરી કરતો શું, પણ મારાં બાઇની હાલત એવી શે કે મારેથી એક રૂપીઓ પણ પતેતીની આછોદદ ઘીજે માંગી જકાતો નથી."

પણ રામલાનું આ પિંજણ સાંભળવા જેટલી પેલા શખ્સની સબુરી હતી નહિ, તેણે બાઇને મલવાની પોતાની ખાએશ જણાવી.

"તમો છેટનું નામ શું?—બાઇ પુછછે કે—"

પેલા શખ્સે રામલાને આગળ બોલવા દીધા નહિ. તેણે તેને અટકાવી કહયું, "તને કે તારી બાઇને મારાં નામ સાથે કાંઇ કામ નથી. તારી બાઇને કહે કે હું ઘણુંજ અગત્યનાં કામ માટે તમોને મળવા માગું છું. હું તારી બાઇનો જુનો દોસ્ત છું."

આ સઘળી વાર્તાચિત સુનાબાઈ પોતાના ઓરડાના બારણાં આગળ ચુપચુપ ઉભી રહી સાંભળતી હતી, અને હજી એજ વમાસણમાં હતી કે બાહેર ઉભેલા મર્દનો સાદ જે તેણીના કાન આગળ રમી રહયો હતો તે કોણનો હતો. પણ એ ઉપર વધુ ખ્યાલ કરવાનો તેણીને વખત મલ્યો નહિ, કેમકે પેલો શખ્સ, રામલો અટકાવે તે આગમજ સુનાબાઈની પાસે જઇ ઉભો. તેને જોતાંજ સુનાબાઇ ચમકી અને મોત જેવી ફિક્કી પડી જઇ બોલીઃ—

"ક-ક-ક-કોણ?"

"સુનાં, ધભરા ના હું તારો—"

"કોણ? ક-ક-કા—"

"હા, હું તારો કમબખ્ત કાવશ છું. પણ એક વફાદાર ધણીઆણી તરીકે તું મને આજે પતેતીના ખુશી ખુશાલી ભર્યા દિવસે જોઇ રાજી હોય એમ જણાતી નથી. પંદર વરસની પતેતીના દિવસની જુદાઈ પછી મને આવકાર દેવાની પણ તું દરકાર કરતી જણાતી નથી. પંદર વરસની જાલમ જુદાઈ પછી આ ઘર મારી નજરમાં એક બેહેસ્તખાનું લાગેછ, ને તું એક હુરી કરતાં પણ વધુ ખુબસુરત લાગેછ. તું મારી ગેરહાજરીમાં આટલી બધી સુખવાસી જીંદગી ગુજારેછ એવી મને સ્વપનેં પણ વકી હતી નહિ. તું દેખાયછ પણ તંદરોસ્ત! જ્યારે, હું ખ્યાલ કરૂંછ કે એક વખત તારો અને આ ઘરનો માલેક હું હતો ત્યારે—"

કાવશથી આગળ બોલી શકાયું નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું અને એકાદ બે આસુંઓ તેની આંખોમાંથી ગબડી પડયાં.

સુનાબાઇને લાગી આવ્યું. પોતાના ખાવિંદ તરફ બનેલું પથર કરતાં તેણીનું વધુ બદતર જીગર કાંઇક પિગળ્યું. તે આસેઉ થઇ આંગળી ફરી બોલીઃ—

"કાવશજી, ખુદા ખાતર પેલી બેઠક ઉપર બેસી જાઓ. હું પંદર વરસની તમારી ગેરહાજરી પછી તમોને આવકાર દઇ શકી નથી તે એટલાજ માટે કે પંદર વરસની વાત ઉપર પતેતીના દિવસે તમોને સજા થવા પછી મેં તમોને આજે પતેતીનાજ દિવસે ફરી જીવતા જોવાની આશા રાખી હતી નહિ. ખુલ્લી રીતે બોલું તો હું તમોને જીવતા જોવા ખુશી વદીક હતી નહિ. હું આંગળી ઉપર ગણ્યા કરતી હતી કે બંદીખાનામાંથી છુટવાનો તમારો વખત પુરો થવા આવ્યો હતો, પણ તમો તમારૂં મોહડું ફરીથી પતેતીનાજ દિવસે મને દેખાડશો એવી મને સ્વપને પણ પડી નહિ હતી. અને તેથી મને સતાવવા *અને પંદર વરસ દરમ્યાન ડટાઇ ગયલી* વાત મને પાછી યાદ દેવાડવા તમો અહિં ફુટી નિકળ્યાછ."

કાવશ નીચી નજરે પોતાની પરણેતરનાં મોહડાંમાંથી છુટતા તડાતડ તીર સમાનના સખુનો સાંભળતો ઉભોજ રહયો પણ અંતે તે માહ મુશકેલીએ બોલ્યો:—

"મારી ભલી સુના, બંદીખાનામાં પંદર વરસ પુરાં કરી સ્વતંત્ર હવામાં દમ લેવો એ ગોયા કબરમાં જીવતા ડટાયા પછી તેમાંથી બાહેર નિકળવા બરાબર છે. બંદીખાનાના દરવાજા આગળથી સ્વતંત્ર હવા દમમાં લેતાં પસાર થવું એ દોજખખાનામાંથી છુટકો મેળવવા બરાબર છે. સુના, આખરે પણ હું ઇનસાન છું. મને એક એવા રાહબર ફરેસ્તાની જરૂર છે જે મને મારી બાકીની જીંદગી સીધો રસ્તો દેખાડી શકે. એવો ફરેસ્તો હાંસલ કરવા માટે બોલ, હું તુ સિવાય કોણની આગળ જાઉં? હું કોણની મદદ શોધું? બોલ સુના, હું તું સિવાય બીજા કોણની સાથે મારૂં કમબખ્ત કીસમત જોડું? મારાં હાલનાં કપડાં, મારો દેખાવ અને મારે માથેનો કાળો કલંક તારી તન બદનની રગેરગ ધ્રુજાવવાને પુરતાં છે પણ ખુદ ખુદાએ પહેલો ગોનાહ માફ કરેછ તો એકવારની મારીપ્યારી સુના, ફરેસ્તા ખસલત સુના, તું મારો આ પેહલો ગુનોહ માફ કર, તારૂં કોમળ જીગર મારી તરફના તારા ધિક્કારથી બિલકુલ સાફ કર."

"હું ધારૂછ કે એમ નહિ કરવામાં હું તદન વાજબી છું. કાયદાની રૂએ તમો મારા ખાવિંદ છો, જ્યારે નીતિની રૂએ તમોએ મારી ઉપરથી ખાવિંદ તરીકેનો હક ખોઇ દીધોછ. તમારી પરણેલી જીંદગી સમુળગી દગાઇ હતી. તમોએ તમારી પોતાની સાથે મને પણ મોટા મોટીયારોમાં દાખલ કીધી, ભપકાદાર વસ્ત્રોમાં સજ કીધી અને આવી રીતે તમોએ લોકોને આંજી નાંખવાની નીચ કોશેશ કીધી. જે સમયે જ્યાં જહાંયે ત્યાં આપણી ઉપર ફુલ ફુટવા લાગ્યાં તેજ સમયે તમો તમારાં ખરાં રૂપ-રંગમાં જગની નજરે પડયા ને મને નામોશીની ખાઇમાં દયાહિણ બની ગબડાવી મેલી. તમોએ તમારો નાશ કીધો તે સાથે હજારો ગરીબોનો અને મારો પણ નાશ કીધો. લોકોએ તમારી ઉપર મુકેલા વિશ્વાસનો ભંગ કીધો. ખુદાનો ફટકો તમારે માટે મોજુદ હતો. પોલીસે તમોને ગીરફતાર કીધા ને જુરીએ તમારી ઉપર દયા કરવા જતાં ન્યાયાધિસે તમોને પંદર વરસનાં સખ્ત કેદખાનાની સજા કીધી. જોકે હું તમારી પરણેતર છું, જતાં હું કહુંછ કે એ સજા તમોને લાયક હતી. આપણી *પરણીત જીંદગી સુખી કરવા, બીજાઓનાં મનમાં અદે*-ખાઇ ઉત્પન્ન કરવા મેં ઘણુંબી કીધુ—"

"પણ જ્યાં મારૂં કીસમત ફુટયું ત્યાં મને સઘળુ ઉંધુંજ સુઝ પડયું; સુના એ માટે હું ખરેખર પસેમાન છું, પણ આખરે હું એક નાચીઝ ઇનસાન છું. હું તકલીદી લોભને વશ થયો, મારો નાશ થયો, પણ સુના, તું મને આજના ખુશાલી ભર્યા દિવસે તારાં મકાનમાંથી હાંકેરી કાહડી મારો વધુ નાશ ના કર. યાદ કર, પતેતી ઉપરજ હું જેલનાં ડાચાંમાં ફસ્યો હતો અને પતેતી ઉપર તેણે મને બાહેર કાહડયોછ."

સુના વિચારમાં પડી. કાવશે માની લીધું કે તે નાજુક ઓરતનાં જીગરમાં દયા અને દિલસોજીએ ઘર કીધું હતું.

"કાવશ, તમારૂં કદમ આ ઘરમાં જેટલું મારે માટે નુકસાનકારક નથી, તેટલું મારી પ્યારી બેટી ગુલાં માટે છે. એ આપણી બેટીને ખાતર આ ઘરનો આશરો મેળવવાની મારી તરફથી ઉમેદ રાખવી એ આસમાનને હાથ લગાડવા બરાબર છે."

કાવશ એક નિસાસા સમેત આજેઝ બની બોલ્યો, "ઓ! તે મારી પ્યારી બેટી કયાં છે? કેમ છે?"

"ઘણી સારી તંદરોસ્તીમાં છે. કોઇ પણ બાપને મગરૂર કરે એવી તે બેટી દરેક રીતે સંપુર્ણ છે. તે ભલાઇનો ભંડાર છે, સદગુણનો સરદાર છે. કમબખ્ત બાપ સાંભળ કે તારી બેટી એવી નેક છે કે લાખમાં એક છે. પણ તે પોતાના બાપના પાપનો કલંક પોતાને માથે લઈ ફરેછ, તેણીનો આવો હાલ જોઇ ખુદ કુદરતબી રડેછ. એવી એક સદગુણી ફરેસ્તા ઉપર તેણીના બાપનાં પાપનો બોજ એક એવી આફત છે કે ગમે તેવાં તેણીનાં અપરંપાર સુખમાં તેણીને માટે રહેમનો એક કતરો નથી".

"સુના, હું એ સઘળું માનુછ," ગુલાંનો કમબખ્ત બાપ ઓંસ રડી દે એવા ગળગળતે સાદે બોલ્યો, "પણ સુના, મને તારા તાણાના તીરોથી ના માર કેમકે આજે મારી સ્થિતિ બિલકુલ લાચાર છે. હું દગારા હવસમાં ફુલ્યો, મારો નેક રસ્તો હું ભુલ્યો, મારી આંખો સામે લોભનો દર ખુલ્યો ને હું પાપ બંધનમાં બંધ થઇ પડયો. અફસોસ કે દેખતી આંખે અંધ થઇ ગયો. હું મારી નેમમાં ફાવતે તો આજે હુંજ જગની નજરમાં ફરેસ્તામાં ખપતે પણ હું પડયો અને આજે હું શેતાનથીબી બુરો ઠર્યો. મારી મુર્ખાઇનો બદલો મને પુરેપુરો મલ્યો. મારી પરણેતર પણ બંદીખાનાની મારી જીંદગીથી દુર હતી. સુના સાંભળ કે તે દોજખખાનામાં તારા મિઠા ચહેરાની મને ઘણી જરૂર હતી. તારો દિલાસો મારાં જાલમ દર્દ માટે રામબાણ દવા થઈ પડતે. પણ તારી એક પણ મોલાકાતની—"

"બસ મુંગા થઈ જાઓ, હું એ સઘળી ગઇ ગુજરી આજના સપરમે દહાડે યાદ કરવા માંગતી નથી. મારૂં તન, મન, ધન ગુલાંને ચાહવામાંજ આવી અટકયું હતું, તેને ચાહવામાંજ મારે માટે આખી દુનિયા આવી અટકી હતી. જે મારી સુખી જીંદગીને તમોએ તમારાં કાળાં કરતુકથી ભાંગી કકડા ભુકલા કરી નાખી હતી તે મારી જીંદગીનો એકજ દિલાસો હતો જે ગુલાંનો નિર્દોષ હસ્તો મુખડો હતો. તેણીનો દીદાર મારાં જલતાં જીગર માટે બરફનો તુકડો હતો. એથીજ હું દીવાની થતાં બચી ગઈ, જાણી જોઇ મોતનાં ડાચાંમાં જતી રહી ગઈ, તમોએ તો મારૂં દિલ ભાંગી નાખ્યુંછ, પણ ખુદાને ખાતર આપણી બેટીનું નાજુક જીગર, કાવશ, ના ભાંગી નાખો."

"કદી નહિ, એમ કરવા પહેલાં હું પાછો બંદીખાનામાં જવાને ડરૂં નહિ. મારી બેટીનાં સુખ માટે કાંઇબી કરવાને પાછો હઠું નહિ. પણ તે નાજુક છોડવાને મને દુરથી પણ ભેટવા દે. સુના, હું આ મકાન સદાનું છોડી જાઉં તે આગમજ મારી આ એકજ અરજ કબુલ કર."

"પણ તે રૂપસુદરીનું જીગર, તમોને પોતાના બાપ તરીકે જોતાંજ ભાગી જશે. તમો તમારી બેટીને ખરાં જીગરથી ચાહતા હોવ તો કાવશ, ખુદા ખાતર તે બિચારીની નજરથી દુર થાઓ."

કાવશ એક નિસાસો નાખી બોલ્યો, "સુના, મારી એ બેટી મારે માટે કેટલું જાણેછ?"

"ગયેજ વરસથી ગુલાં સઘળું જાણવા પામીછ, કેમકે તે ઉમરે આવી ત્યારે પોતાના બાપની ખરી હકીકત જાણવાનો તેણીનો પુરેપુરો હક હતો. પણ તે મરતાંને મર કહે નહિ, એવી હોવાથી પોતાના બાપને તે નિર્દોષજ માનેછ. કાવશ, સાંભળો કે એ પોતાની બેહદ ભલાઈ અને ખુબસુરતીથી પોતાની આસપાસ તવંગર જવાનોને એકઠા કરી શકીછ, એનો સર્વેથી માનીતો જમશેદજી જાબુલીનો ભત્રીજો જહાંગીર છે. જમશેદજીને રૂ અને અફીણના વેપારમાં છક્કાં છે. છેવટે તેમની તમામ દોલત જહાંગીરનીજ છે. એ જાબુલી કુટુંબ બહુંજ મગરૂર અને તુમાખી છે. છતાં ખુદ જમશેદજી સુદ્ધાં સઘળાં ગુલાંને હદથી જયાદા ચાહેછ પણ જયારે એ લોકો જાણશે કે ગુલાંનો બાપ પંદર વરસ સખ્ત કેદખાનાની સજા ખમી છુટી નિકળયોછ ત્યારે—"

પણ અહિં સુના ચોંકી. તે બોલતી અટકી ગઈ. નાજુક પગલાંનો અવાજ સાંભળતાંજ તે તુરત પામી ગઈ કે ગુલાં પોતાની માતાની સોડેજ આવતી હતી. આ ખ્યાલ થતાંજ તે માતા તેણીની નજરથી પોતાના ખાવિંદને છુપાવવા બારણું બંધ કરવા દોડી, પણ મોડું થઇ ગયું હતું.

ગુલાં સફેદ સાડીમાં સજ થયલું સંગેમરમરનું પુતળું હતું. તે હસ્તી હસ્તી માતાના ઓરડામાં ધસી ગઈ. માતાનો દેખીતો ધભરાટ તેણીનો હસ્તો ચહેરો ગંભીર બનાવવાને પુરતો હતો. વળી એક અજાણ્યા શખ્સને ગંભીર બલ્કે રડમસ જેવા ચેહરે ઉભેલો જોઈ તે તુરત પામી ગઇ કે આજના સપરમે દિવસ કાંઇ નવું જુનું બન્યું હતું. તે ખુબસુરત બાનુ હરણીની માફક ફાળ ખાઈ ગઇ. પણ બીજીજ પળે તે સુંદરી આ દેખાવ કુદરતના મોજેઝાથી પામી ગઇ.

"માયજી, એવણ કોણ, મારા બાવાજી?"

માતાનો જવાબ મળે તે આગમજ ગુલાં કાંઈ પણ ખ્યાલ કરવા વગર પોતાના બાપ તરફ એક બેટીની માયાથી ધસી ગઇ. કમબખ્ત બાપે માયાથી તેણીને પોતાના પેટમાં દાબી અને તેણીના ગોલાબી ગાલ ઉપર કીસ કીધી. આ વેળાએ ગુલાં પાર વિનાની ખુશાલીથી એક કળીની માફક ખુબસુરતીમાં ખીલી નિકલી હતી, પણ માતાના ડોળા આસમાન ઉપર ચહડી ગયા હતા, જ્યારે કમબખ્ત બાપ પોતાની લાગણી નહિ સમાવી શકવાંથી માથાથી તે પગ સુધી થરથર ધ્રુજતો હતો. બીજીજ પળે તે પેતાનું મન મકકમ કરી બોલ્યો:—

"મારી પ્યારી દીકરી, હુંજ તારો અભાગ્યો બાપ છું, જે તારે માટે કદામાં કદા શ્રાપથી બુરામાં બુરૂં પાપ છું.

માફ કુરો અપરાધ જે તારી જાણુમાં આવ્યોછ તેનાજ સંબંધમાં હું તારી માતા સાથે વાતચિતમાં રોકાયલો હતો."

"ત્યારે તો હું ઘણી દલગીર છું કે મેં મારા બંને વાહલાંઓની વાતચિતમાં મારી ઓચીંતી હાજરીથી, નહિ માફ થઈ શકે એવી, ખલલ કીધી છે. વાહલાં મમા, પ્યારા પપા, ત્યારે હું અહિથી જાઉં? પણ માતા, મારા વાહલા પીદરની હાજરીની ખુશી મારાં આ તનમાં કેમ સમાઉં?"

માતા કશો જવાબ દઇ શકી નહિ. કમબખ્ત બાપ પોતાની બેટીને પોતાની તરફ આટલા બધા પ્યારથી જોતી જોઇ એટલો બધો તો આજેઝ થઈ ગયો હતો કે તેની આંખોમાંથી નવધાર આસુંઓ વહેતાં હતાં. ગુલાંની હાલત પણ દયાજનક થઇ હતી. તે જબાબની રાહ જોવા વગર હરણીની માફક હટી ગઇ.

ખાવિંદ અને પરણેતર એક પણ બોલ બોલવા વિના એક બીજાને ટીકતાં ઉભાં. અંતે ખાવીંદેજ ચુપકીદી તોડી.

"સુના, મેં મારી બેટીને મારી નજરો નજર જોઇને મેં મારી શુદ્ધ બુદ્ધ ખોઈછ. તારી મરજી હોય તો હું તમો બંને વાહલાંઓથી દુરદરાજ જઇ રહેવાને હવે તૈયાર છું. મારી બેટીને જોવાથી હું જુદોજ શખ્સ બન્યોછ. સુના, હું હવે એવો ફેરવાઇ ગયોછ કે હું એક બીજોજ માણસ બની ગયોછ. મારી બેટીએ મને માફ કીધોછ. બોલ, સુના, શું તું મને નહિ માફ કરે? હું જાણુંછ કે મારા હક કરતાં હું તારી પાસે આ માટે વધુ માંગુછ, પણ મને લાગેછ કે મારી દીકરી ગુલાંના એંજમતી ચેહરાની બરકતથી હું એક નવીજ જીંદગી શરૂ કરી શકશ. યાદ કર કે તું તારી બેટીને દીવાના પ્યારથી ચાહેછ. તારાજ જેટલા અખુટ પ્યારથી પેહલીજ નજરે હું એ તાજા ગોલાબને ચાહતાં શિખ્યોછ. સુના, મને સુધરવાની છેલ્લી એકજ તક આપ!"

અંતે સુના પોતાના ખાવિંદની ખરાં અંતઃકરણની કાકલુદીથી પિગળી ગઇ. તેણીએ પોતાની બેટીની માફક કાવશને માફ કીધો. એક પતેતીએ તેણે પોતાના ખાવિંદને જેલમાં જતો જોયો હતો પણ પંદર વર્ષ પછીની પતેતીને દિવસે તેને આવકાર આપવાને તેનું દીલ મોમ મિસાલ બની ગયું.

કાવશને મળેલી સારીના બીજા દિવસની નવરોઝી આમદાદ હતી. ગુલાં પોતાના આશક જહાંગીર સાથે જમશેદજી જાગુલીના બંગલાના પાછલા ભાગમાં કુદરતની પિછીની કાંઇક અદભુત ખ્યાલ આપતી બેઠી હતી. તેણીનો આશક બેશક એક ગબરૂ જવાન હતો. ખુબસુરત અને શોહામનોપણ તેવોજ હતો. જાણે આ જોડાં ઉપર ગોયા કુદરતનો આશીર્વાદ વરસી ચુકયો હતો. બંનેના ચેહરા ઉપર નવાં સાલની ખુશાલીનો ચમકાટ ચમકી રહયો હતો.

"મારા પ્યારા જહાંગીર," ગુલાં વાંસળી જેવા સાદે બોલી "જ્યારે શરૂઆતમાં તેં મને તારી પરણેતર બનવાની ઓફર કીધી ત્યારે આ બાવાજીની નામોશીનો મને ખ્યાલ હોવાથી મેં તારી ઓફર ફાટ ફાટ થતાં જીગર સાથે નામંજુર કીધી હતી તે પણ તો તને યાદ છેની?"

"પણ મારી પ્યારી ગુલ, તારો બાપ ગમે તેવો હોય તે સાથે મને શું દરકાર છે? મને તો તારી સાથે કામ છે. ગુલાં, પેલા કવીઓ કહે તેમ તુ મારૂં મંદીર છે, હું તારો સાચ્ચો પુંજારી છું."

"પણ જંગલા, તને ખબર છે કે મારા બાવા પોતાની પંદર વરસની સજા પુરી કરી ગઇ કાલેજ પાછા ફર્યાછ. મારી માતા અને હું ગઇ ગુજરી ભુલી ગયાંછ ને અમોએ તેમને અમારાં મકાન અને જીગરમાં એકવાર ફરીથી આશરો આપ્યોછ. જેઓ અમોને ચાહે તેઓએ મારા બાવાજીને પણ ચાહવાજ જોઇએ અને જેઓ મારા બાવા થી દુર નાહસે તેઓ ભલે અમોથી પણ દુર નાહસે." ગુલના છેલ્લા વાકય એવા તો ઠસ્સા અને જુસ્સાથી બોલી કે ઘડીભર જહાંગીર પણ દસ થઈ ગયો તો પણ તે હીમત રાખી બોલ્યો. તારા જેવી વફાદાર બેટીએ એવાજ ઠરાવ ઉપર આવવું જોઇએ. ગુલ, ખાત્રી રાખજે કે હું તારાજ જેટલી મોહબતથી તારા કમનસીબ બાપને ચાહવશ. હું મારા કાકાને સમજાવીને તારા બાવાજીને અમારી ઓફીસમાં ઠેકાણે પાડવાને મારેથી બનતું કરશ. મારા કાકા જો કે હૈયાંના ઘણા સખ્ત છે, પણ તેવાજ દયાળું પણ છે. તેમના વીશ્વાસનો ભંગ કરનારાઓ અને તેમને ઠગનારાઓ તરફ તેઓ સેહજ પણ દયા બતાવે એવા નથી. તેવણ તારા બાવાજીની હકીકતથી જોકે જાણીતા છે, તોપણ તારા બાવાજીને નોકરી આપવા માટે હું જરૂર તેમને સમજાવશ."

એ દિવસ પછી જહાંગીરની ખંત અને કાળજીથી ગુલાંનો બાપ જમશેદજી જાગુલીની ઓફીસમાં કેશીયર તરીકે ગોઠવાઇ ગયો. પહેલાં તો ગુલાના બાપ સાથે કાંઇ પણ વ્યવહાર નહિ રાખવાને કાકાએ જહાંગીરને હુકમ

કીધી પણ જહાંગીરની મિન્નતઝારી અને ગુલાંના કાલાવાલાને શરણ થઈ તેવણે કાવશને દર પાડવાની કબુલાત આપી. તેમનો ખવાસ નિર્દોષીને સેહજ પણ નહિ સતાવવાનો અને તેમને એક તણખાભાર પણ ગેરઈનસાફ નહિ કરવાનો હતો એથીજ તેવણે ગુલાંને પોતાની વહુ બનાવવાની મરજી બતાવી હતી, અને એ માટે જહાંગીરને પરવાનગી આપી હતી. તેવણે કાવસને ઓફીસના પોતાના ખાનગી ઓરડામાં બોલાવી કહયું:—

"મીં૰ કાવશજી, ગુલાંને ખાતર તમારી આગલી ભુલ માફ કરી આજથી તમોને હું મારા કેશીયરની નોકરી આપુંછ. હું જાણુંછ કે મને લોકો હદથી સખ્ત હૈયાંનો માનેછ, પણ જો હું તમોને મારા વિશ્વાસને નાલાયક થયલા જોવશ તો યાદ રાખજો કે હું મને ધારવામાં આવતો હોય તે કરતાં તમો તરફ વધુ સખ્ત બનશ. તમોને મજબુત ધડો મલ્યોછ ને હું ધારૂંછ કે તમો તેનો પુરતો લાભ લેશો. કાલથી તમારી નોકરી તમોને મુબારક છે, તમોને કેશીયરની નોકરી આપવાનો મેં જે વિશ્વાસ બતાવ્યોછ તેનો હું ધારૂંછ કે તમો ગેર ઉપયોગ કરશો નહિ."

નવા કેશીયર તરીકે કાવશે આખી ઓફીસનો ચાહ મેળવ્યો.

જહાંગીર અને ગુલાંનાં લગન સહેજ પણ ધામધુમ વગર થયાં અને ગુલાં માબાપથી વિખુટી પડી, પણ ગુલાંનું સાસરૂં ઘર તેણીના બાપીકા મકાનથી દુર હતું નહિ. તે ઘણું નજદીકમાં હોવાથી ગુલાં પોતાના ખાવિંદ અને પોતાના કાકા સસરાના ઓફીસમાંથી આવવા સુધી પોતાની માતાની સોડેજ રહી દિવસ પસાર કરતી હતી અને જહાંગીર ઓફીસમાંથી નિકલી તેણીને પોતાને મકાને લઇ જતો હતો. આ પ્રમાણે ગુલાં માટે તેણીનાં સાસરાં ઘરમાં તેમજ મહીએ સુખનો સેતારો ચમકી રહયો હતો. દુઃખનો દુરનો સ્વપનો વટીક તેણીને હતો નહિ. જમશેદજી જાબુલીએ પોતાના ધંધાનો બોજ પોતાને માથેથી ઓછો કરી જહાંગીરને માથે નાખ્યો હતો. તેવણે ગુલાંમાં એક નાદર નંગ જોઈ લીધું. ગુલાંમાં તેઓએ નેકી નીતિનોજ ફરેસ્તો જોઈ લીધો. ગુલાં એ એક દયાળુ વહુ, વફાદાર ધણીયાની અને પ્યારી બેટી તરીકેની ફરજ અદા કરવામાં સેહજ પણ પછાત કદમ ભર્યું નહિ.

આવી રીતે લગલગ નવ માસ પાણીના રેલા માફક પસાર થઈ ગયાં. એક રાતે જહાંગીરને ઓફીસમાંથી નિકળતાં મોડું થયું, ગુલાં તેની રાહ જોતી પોતાની માતા સોડે બેસી રહી. મા દીકરી બંને એલારપેલારની વાતોમાં ચકચુર બની ગયાં હતાં, પણ કાવશ તેઓથી દુર વરનડા ઉપર ઇઝીચેર ઉપર કાંઇ અજબ વમાસણમાં પડેલો હતો. તેના ખ્યાલો પોતાની બેટી અને તેણીના ખાવિંદ માટે હતા. તેણે બારીકીથી જોઇ લીધું હતું કે કેટલોક વખત થયો જહાંગીર ઘણીજ ઉદાસીમાં રહેતો હતો અને પોતાના કાકાથી છુપી રીતે ઘણાજ વિચારમાં કલાકોના કલાકો સુધી ચકચુર બની પડી રહેતો હતો. આ જોવાને સુનાબાઇની તેમજ ગુલાંની આંખ હતી નહિ. તેઓ નજદીક આવતી પતેતી અને નોરોઝના દિવસો કયાં ગુજારવા તેના સ્વપનાઓ જોતી હતી, પણ કાવશ જુદાજ ખ્યાલમાં રમતો હતો.

"કેમ જહાંગીર, તું કાંઈ દિવસો થયા દલગીર જેવો છે, ને છે શું? કાંઇ કહેશે?" પતેતીના એક મહિના આગમજ સસરા જમાઈ એક થઈ જતાં સસરાએ જમાઇને એકાંતમાં સવાલ કીધો.

"નહી, મને કાંઇજ નથી. હું દિવસો થયા દલગીર છું એમ કોણ કહેછ?" જહાંગીરે કાંઇક હસીને કહયું.

"વળી કહે કોણ?" કાવશ પોતાના જમાઇનો ચેહરો ધારી ધારી જોઈ બોલ્યો "તારો ચેહરોજ મારા બોલવાની ગવાહી પુરેછ. દીકરા જહાંગીર, કોઇને નહિ તો ગુલાંને તો જરૂરજ તારા વિશ્વાસમાં લેવી જોઇએ, ને તારાં મગજ ઉપરના બોજામાં મારી ગાય ગોલાબ જેવી બેટીને શરીક કરવી જોઇએ. જહાંગીર તું મારી આગળ ગમે તેટલું ખોટું ડોળ ઘાલ પણ હું તારૂં મન તેનાં ભીતરમાંથી વાંચી શકુંછ. જ્યાં છે ત્યાં તું કાંઇ એવી મોટી આફતમાં છે. તું તારા મુરબ્બી કાકા અને તને પોતાના જાનથી જયાદા ચાહનાર તારી પરણેતરથી છુપાવવા માંગેછ."

જહાંગીર થોડીક પળ સુધી વિચારમાં પડયો. કાવશ પોતાના ખુબસુરત જમાઇને ટીકતો ઉભોજ રહયો.

અંતે જહાંગીરે ચુપકીદી તોડી એક નિસાસો નાખી પોતાની દલગીરીના ભેદનો પરદો ખોલ્યોઃ—

"તમારી અટકળ ખરી છે. હું કહેવાને બહુજ શરમીંદો છું કે એક લાખ રૂપીયા ચાંદીના સટામાં હારી જવાથી મેં મારી ઇજતને ખાતર મારા કાકાની તીજોરીમાંથી એટલી મોટી રકમ તેમની જાણ વગર ઉચાપત કીધીછ. જોકે હું તેમનો વારસ છું તોપણ તેઓનો સ્વભાવ હું ખરાં રૂપ–રંગમાં જાહેર થતાં એવો પાછો બની જશે કે તેવણ મને પોલીસના હાથમાં આપવામાં મારી ગુલાં તરફ પણ સેહજબી પાછું ફરી જોશે નહિ, મને દયા કરશે

નહિ. આવી બાબતમાં તેમને સમજાવવા તે ભર દરિયે ચોંટી બેઠેલા ખડકને પિગળાવા સમાન છે. કાવશશાહ, મને મારા માટે સેહજ પણ ગમ નથી પણ ગુલાં જે થોડા માસમાં માવતર બનવાની તૈયારીમાં છે તેનો મને મોટો ગમ છે. એ ભલી બાનુ—"

જહાંગીર વધુ બોલી શકયો નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું અને આંખોમાંથી બે ચાર આંસુઓ ગબડી પડયાં. કાવશનું હૈયું જખમી થઈ ગયું. તે કાંઇ ઉંડા ખ્યાલમાં પડયો. અને તે જહાંગીરનો હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો:—

"દીકરા જહાંગીર સાવધ થા. હિમ્મત રાખ. તારો ગમ ભુલી જા. કારણ કે હું તારી જગો લેવા માગુંછ. જમશેદજી જામુલીના એક લાખ રૂપીયા ઉચાપત કરનાર મારી પ્યારી દીકરી જેણે પંદર વરસ સુધી બંદીખાનું ભોગવનાર પોતાના બાપને પેહલીજ નજરે ઉદાર દિલે માફ કીધોછ તેણીનો પ્યારો ખાવિંદ નહિ પણ તેણીનો બાપ છે, જે એક વાર પંદર વરસનાં સખ્ત કેદખાનાની સજા ભોગવી પોતાની બેટીની બરકતથીજ આજે ઇન્સાન્યતમાં આવ્યોછ."

"એટલે" જહાંગીરે ડાચું વકાસી ધ્રુજતાં દિલે સવાલ દીધો.

"એટલે એમ બેટા જહાંગીર, કે તું તારા કરડા કાકા આગળ એકદમ જાહેર કર કે હું એક લાખની રકમનો વિશ્વાસઘાતી બન્યોછ. એમ થવાથી તારા કાકા તને મારી ચોરી પકડવા માટે બેવડાં ચોવડાં પ્યારથી ચાહશે ને તું બીલકુલ સલામત છટકી જશે. તારૂં આ પાપ તે ખુદા અને હું સિવાય બીજું કોઇ જાણવા પામશે નહિ. એ માટે તું ખાત્રી રાખજે."

"એમ કરવા માટે ખુદા મને બચાવે! પાપ હું કરૂં—"

"ચુપ મુરખ! શું તને તારી પ્યારી ગુલાંનો સેહજ પણ ખ્યાલ નથી? તું શું એમ ધારેછ કે તારૂં પાપ હું તારે ખાતર માથે લેવા તૈયાર થયોછ? નહિ મારી ઉમરાવ દિલની દીકરીને ખાતર, જે પોતાના બાપને બંદીખાનામાંથી આવેલો જોઇ એક પળવાર પણ દુર હટી નથી કે કમકમી નથી. મારી પરણેતરે પણ મને આશરો આપવાની ના પાડી ત્યારે ગુલાંએ મારી છાતી સરસી દબાવાને, પોતાના ગાલો ઉપર ચુંબન કરાવવાને સેહજ પણ આનાકાની કીધી નહી. એજ બેટીના ભવિષ્યનાં સુખને ખાતર જે બંદીખાનું મેં એકવાર પંદર વરસ સુધી ભોગવ્યુંછ તેજ બંદીખાનુ મારી બાકીની જીંદગી સુધી ભોગવવાને તારાં પાપ માટે ફરીથી હું તૈયાર થયોછ."

"પણ એમ થવાથી ગુલાં ઉપર મજબુત ફટકો પડશે," જમાઇએ સમજાવ્યું.

"તારા જેટલો તો મજબુત નહિજ. મારી નામોશીનો ફટકો તે ભલી ભોલી સુંદરી ઉપર અત્યાર આગમજનો પડી ચુકયોછ. બીજીવારની મારી નામોશીનો ફટકો એ બાનુ થોડાજ દિવસમાં ભુલી જશે પણ તારી નામોશી તે બીચારીનો જાન લેશે અને ત્યારે એક નહિ પણ બે નિર્દોષ જાનોનો તું જખુન ખુની ઠરશે. બોલ, જબાન ખોલકે તારૂં પાપ મારાં શીર ઉપર ઢોળવા તું તૈયાર છે?"

જહાંગીર કશું બોલી શકયો નહિ. તેની ચુપકીદી ઉપરથી કાવશ તુરત પામી ગયો કે જહાંગીર તેને શરણ થયો હતો અને તેમજ થયું. જહાંગીરે કોઇનો પણ શક ઉસ્કેરવા વિના પોતાના સસરા ઉપર એક લાખ રૂપિયા ઉચાપત કરવાનો આરોપ મેલ્યો જે કાવશે સેહજ પણ આનાકાની વિના કબુલ કીધો. તેને વડા પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ સનમુખ ઉભો કરવામાં આવ્યો અને આવતી ફોજદારી સેશન્સમાં તેને નોંધવામાં આવ્યો. જ્યારે મુકદમો સેશન્સમાં નિકળ્યો અને તેને બીજાં પંદર વર્ષનાં સખ્ત કેદખાનાની સજા જુરીના એક મતી અભિપ્રાયથી કરવામાં આવી ત્યારે પતેતીનોજ દિવસ હતો જે દિવસ ગુલાં અને મુના માટે પતેતીનો નહિ પણ મોટામાં મોટી નામોશીનો દિવસ હતો. આજે ગુલાં પાંચ બાળોકોની માતા બની છે, જહાંગીર પોતાના કાકાનાં મરણથી લાખોની દોલતનો માલેક બન્યો છે અને મુના બુઢી બની છે તો પણ જહાંગીરે પોતાના ઉમરાવ દિલના સસરા કાવશની બીજીવારની કેદખાનાની સજાના દુઃખદાયક કારણથી કોઇને પણ જાણીતાં કરવાની હિમ્મત કીધી નથી.

# કુલક્રમાગત—કુવાદીની.

( એક આર્ય સંસારી રસીલી વાર્તા. )

લખનારઃ—"જલેબી".

—:o:—

(તે 'કષ્ટ કટાર'; કષ્ટ કટાર કણ્ટક;' ને 'કષ્ટ કટાર ફૂલમ' વિગેરેના લેખક.)

—:o:—

## પ્રકરણ ૩ જું.

### વિધ્યા અને લક્ષ્મિની એક સ્થાને અગમ્યતા.

જ્યાં વિધ્યા કેરૂં મધુરૂં મૂખડું નિહાળું,
ત્યાં લક્ષ્મી તણો વાસ જરીએ ન ભાળું:
અરે દેવા ! કીધી તેં કાં આવી કઠોરતા,
કે ટળવળે સરસ્વતિ–ભક્ત શ્રી વિના!

( જેકીસન. )

### શાંન્તીદાશની શાંતતા.

શ્રી અને સરસ્વતિનો વ્યાસંગ એકજ વ્યકિતમાં હોય એવું દ્રષ્ટિગોચર થતું નથી. જે મનુષ્યને સરસ્વતિનો વ્યાસંગ હોય. જેનું મગજ અત્યંત કસાએલું નવિન પ્રકારના હુન્નર ઉધ્યોગો બહાર પાડનારૂં હોય તેવાં મનુષ્યો બહુધા લક્ષ્મી રહીત, કંગાળ સ્થિતિના નજરે પડે છે. જ્યાં શ્રીની રેલછેલ હોય, લક્ષ્મીની કિમ્મત ન અંકાતી હોય, ત્યાં તે દેવીના ઉપાસકો મૂખ્યત્વે અક્કલ હિન અને બેપરવાઈ જણાય છે, છતાં તેના ઉપર શ્રીજીની કૃપા અધિકાધિક થતી દેખાય છે. સમર્થ લખનારા, કુશળ ગણત્રી બાજો અને હુંશિઆર કારીગરો બિન અક્કલી પૈસા માત્રની ખુશામત કરતાં જોઇએ છીએ. કહેતી છે કે "Pen is mighter than sword" છતાં હિંદુસ્થાનના કમનશિબે લહિઆઓના સંબંધમાં આવો વિપરીત ક્રમ આદર્શરૂપે જણાઇ આવે છે. અને અક્ષરસઃ તેવીજ દુર્દશા શાંતિદાશની હતી. સંસ્કૃત ભાષામાં પહેલે દરજ્જે બી. એ. ની પરિક્ષા પસાર કરનાર આ અઠાવિશ વર્ષના યુવકને તેના માતપિતાએ જ્યારે તે પંદર વર્ષનો હતો ત્યારથી પરણાવી સંસારનો ભોગી બનાવ્યો હતો. વ્યપારમાં ખોટ જવાથી અત્યંત મ્હોટું કરજ મૂકી તેનો પીતા ગુજરી ગયો હતો અને તે બાદ ઓરમાન માતા પણ મરી ગઇ હતી. પિતાનું કરજ મુંગે મ્હોઢે તે જેમ તેમ ભરતો પણ 'અકર્મીને છોકરાં ઘણાં' તેમ દર બે વર્ષે છોકરાંઓની વૃદ્ધી થતી, ને બચપણમાં તે બચ્ચાંઓ કમતાકાદતાને અંગે જે શારિરીક માંદગી ભોગવી વૈદોના ઔષધનો ખર્ચ કરાવી એક પછી એક સર્વ જન્મેલાં પાંચ ફરજંદોએ માત્ર નામનો જન્મ લીધેલો પોતાના લલાટમાં લખાવી આ દુનિઆ તજી હતી તેનો પણ બોજો તેણે મુંગે મ્હોઢે ઉપાડયો હતો. શાંન્તિદાસ ગુજરાતી ભાષા સારી રીતે લખતો, તેમજ અંગ્રેજી પત્રવહેવાર પણ ઉત્તમ રીતે કરી જાણતો તેથી એક સાહિત્ય વિલાસી ભાટીઆ કાકુ શેઠ–કે જેને ત્યાં તે નોકરી હતો તેની તેના ઉપર ઘણી સારી કૃપા હતી અને થોડા સમયના સાદા કામ માટે તેને સવાસો રૂપીઆનો દરમાયો મળતો જેમાંથી પોતાનું રગસીયુ ગાડું તે જેમ તેમ ખેંચતો. તે પોતાની સ્ત્રી ગુલાબ અને ઓરમાન બહેન નિર્મળા જોડે બાબુલનાથ નજીક એક ચાલીમાં રહેતો હતો. બાવીસ વર્ષની તરૂણ વયમાં પાંચ સુવાવડ અને બે કશુવાવડ ખાઇને ગુલાબનું શરીર હાડપિંજર જેવું થઈ ગયું હતું. ગુલાબ ઘણાં સારાં ખાનદાનની ભણેલી અને સમજુ બાઇ હતી. ધણી ધણીઆણી એક બીજાને અત્યંત ચહાતાં અને કોઈ પણ પ્રકારનો બેઉ વચ્ચે અંતર અથવા ભીન્નતા હતાંજ નહિ. શાંતીદાશ પોતાની ઓરમાન બહેનને કોઈ પણ પ્રકારે ઓછું આવવા દેતો નહિ, પરંતુ નિર્મળાને માટે અત્યંત ખર્ચ કરી તેને પૂરતું સુખ આપતો. પણ વધારે આશ્ચર્યની બીનાતો એ હતી કે ગુલાબ અને નિર્મળા બેઉનો જાણે પ્રાણ એકજ ખોળીઆમાંથી કેમ ન ચાલતો હોય એવું હતું. નિર્મળા સંસ્કૃત માર્ગોપદેશિકાનો બીજો ભાગ પૂર્ણ કરી અંગ્રેજી સાતમા ધોરણમાં અભ્યાસ કરતી હતી. ગુલાબ પણ અંગ્રેજી પાંચમાં ધોરણ સુધી શીખેલી કામ

ચલાઉ સંસ્કૃતના જ્ઞાન સાથે પૂર્ણ ગુજરાતિની કલેવર સ્ત્રી હતી. આ જોતાં આ બે સ્ત્રીઓ અને એક પુરૂષ ત્રણ વ્યક્તિઓથી બનેલું આર્યનું કુટુંબ સરસ્વતિ દેવીની પુર્ણ કૃપાવાળું હતું પણ લક્ષ્મી દેવીની કૃપા અતિ મંદ હતી. ગુલાબને પુસ્તકો વાંચવાનો અત્યંત ભારે શોખ હતો, અને તેમાં એ ધર્મનાં સર્વસ્વ પુસ્તકોનો ઘણો સારો અભ્યાસ કીધો હતો, જેને અંગે ચક્ષુઓનું તેજ ગુમાવી ચશમા ચહડાવવાં પડ્યાં હતાં, છતાં વાંચવાનો શોખ તો દિન પ્રતિ દિન વધુ બળવાન થવા પામ્યો હતો. આર્ય ગૃહ સંસારના સંસ્કારોએ તેના મગજમાં જે સ્થાન મેળવ્યું હતું, તે કંઇક અંશે એક તર્કી હતું. છતાં તે અક્ષરસઃ એવા સિદ્ધાંતની નહોતી કેઃ—

> पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
> पुत्रो रक्षति वार्धक्ये, न स्त्री स्वातंत्र्य मर्हति ॥

એ સુત્ર અનુસાર કોઇ પણ જાતની સ્ત્રીને સ્વાતંત્રતા હોયજ નહિ. દેશ અને કાળ જોઇ ક્યાસ કરનારી આ સ્ત્રી રત્નબાઇ સારી પેઠે સમજતી હતી કે સુખનું મુખ્ય સાધન યોગ્ય સ્વાતંત્રતા આપણી સ્ત્રીઓને મળતી નથી. એક કન્યા જન્મથી તે મરણ પર્યંત પરતંત્રતાજ ભોગવે છે, અને દિકરી જન્મ ધરે ત્યારથીજ તેને હલકું લોહી ગણવામાં માતા પિતા સ્વયંસેવક બન્યાં છે. છોકરીઓને ઉછેરવામાં પણ યોગ્ય દરકાર લેવાતી નથી. તેને પારકુ ધન ગણી ઉન્નતિ પામનાર ચંચળ વૃતિઓને બાલ્યાવસ્થામાંજ દબાવી દેવામાં આવે છે. આથી કરીને પુત્રોની માફક પુત્રીઓને કેળવણી પણ આપવામાં આવતી નથી. સંસાર અને પ્રેમ એ શી ચીજ છે તે સમજવાને યોગ્ય ઉમ્મરની તે થાય તે પહેલાંજ માબાપના પસંદ કરેલા પાત્ર સાથે કુમળી બાલીકાઓને જીન્દગીભર જોડી દઇ જે ઉતાવળ કરવામાં આવે છે તેના પરિણામે હજારમાં એકજ જોડુ પ્રથમથી પતિ પત્નીનો દીવ્ય પ્રેમ સમજીને અનુભવી શકે છે. અલબતાં આર્ય સંસારના બંધનો અને સંસ્કારોને અંગે જ્યારે જ્ઞાન રૂપી દીપક તેઓના વધતા જતા વયને લઇને જેમ જેમ પ્રકાશતો જાય છે, તેમ તેમ અજ્ઞાન રૂપી અન્ધકાર દૂર થાય છે ને મોડો યા વહેલો પતિ પત્ની અન્યો અન્ય દિવ્ય પ્રેમના ભોગી બને છે, અને તેનો અંત અન્ય કોમ જેવો દુર્દશા ભરેલો નથી આવતો. પણ જો બની શકતું હોય તો પોતાના બચ્ચાંઓને સંસારની ખરી સુખમય જીન્દગી ભોગવવાનો સમય શા માટે ન આપવા વડીલોએ પ્રયત્ન કરવો તે તે પૂર્ણ રીતે સમજતી હોવાથી પોતાની નણંદના સુખમાં તે અહોનિશ તત્પર રહેતી. આવાં ભાઇ ભોજાઇને મેળવવા માટે નિર્મળા અત્યંત ભાગ્યશાળી હતી. રાત્રીના નવ વાગાનો સમય હતો, અને વાળુ કરી શાંતીદાશ એક આરામ ખુરસી ઉપર પડી આરામ લેતો હતો ત્યાં ગુલાબ અને નિર્મળા વાસણ માંજી આટપીને આવી બેઠાં. ગુલાબે પાનની રકાબી લઇ પાનની નસો કહાડી ચુનો લગાડ્યો અને નિર્મળા સોપારીનો ભૂકો કરવા લાગી. ગુલાબે ત્રણ પટી બનાવી, એક શાંતિદાશને આપી, બીજી નિર્મળાને આપ્યા બાદ ત્રીજી પોતે ખાધી. પ્રિય વાંચનાર લાખોનો વેપાર કરનાર, હજારોની મિલકતો ધરાવનાર, સેંકડોની વાતો કરનાર અને કરોડોનો દોર ચલાવનાર પોતાના ઘરના ઘરમાં એક દશકના હિંડોળે ઝુલનાર પણ આ ગરીબ કુટુંબ જેટલું સુખ સ્વપ્નામાં એ જોઇ શકતાં નહિંજ હોય એમ કહેવું અનિસ્યોક્તિ ભરેલું નથી, કીંતુ સત્ય છે. પાનની પટી ચાવતાં ચાવતાં શાંતિદાસે પુછ્યું "કાં કેવી ખબર છે! આજે તો મને આવતાં નાહકનું મોડું થયું."

"કેમ ક્યાં રોકાણા તા?" નિર્મળાએ પૂછ્યું.

"આજે રૂના વેપારીઓની મંડળીની વારસીક સભા હતી, તે કાકુ શેઠ મને કહે કે ત્યાં ચાલોઃ મનસુખલાલ પ્રમુખસ્થાને હશે ને ઘેરથી કોઇકનું લખેલું ભરડી જશે એવું પ્રથમથીજ ધારેલું હોવાથીજ મને ત્યાં જવાનું બિલકુલ મન નહોતું પણ શેઠે કહ્યું એટલે જવું પડ્યું." શાંતિદાશે પ્રત્યુતર વાળ્યો.

"પણ ભાષણમાંથી કંઇ નવું સાંભળવાનું તો મળ્યુ હશેને?" ગુલાબે સવાલ પૂછ્યો.

"એકતો મનસુખલાલ પોતેજ પહેલા દરજ્જાના વક્તા બાજ ને વળી પાછા પોતે બોલે ને પોતેજ સમજે એવા મધુર ધ્વનીમાં ભાષણ કરે પછી તો સંભળાયજ ક્યાંથી કે નવું સાંભળીએ? પેલા રવજી લધા વાળા મંગળ દાશ કહેતા હતા કે કંઇક નવી બાબદસર બોલવાનું હોય કે હું પોતે આવું ભાષણ લખીને મનસુખલાલને ઘેર જઇ આપી આવું છું ને કહું છું કે શેઠ! આ મુજબ આ સમયે બોલવાની જરૂર છે. મનસુખલાલ મહાર લખેલુ કોણ જાણે કોણને આપે છે કે તે મહારા વિચારોને અક્ષરસઃ ગૃહણ કરી ઘણુંજ સરસ રીતે લખે છે ને તે મુજબ પછી સભાઓમાં મનસુખલાલ સઘળું ભરડી જાય છે. કોણના વીચારો, કોણની ટાપટીપ, કોણની મહેનત અને તેનું બોટું માન પણ ખાટી જાય કોણ? પરમેશ્વરનો એ કેવો અજબ ન્યાય છે!" શાંતિદાશ બોલ્યો.

નિર્મળા—"આજે તો મનસુખલાલની સ્ત્રી, તેની છોકરી ને છોકરીના છોકરાંઓ અહિં આવ્યાં હતાં."

શાંતિદાશ—"ગરીબને ઘેર આવવાની—"

ગુલાબ—"છોકરી અને છોકરાંઓને વાડી ભરાવી હતી તેથી આવ્યાં હતાં, કંઇ અમથાં આવે એવાં નથી. પૈસાદારો પણ મહા નિચ સ્વભાવના હોય છે. મ્હોઢેથી બોલે કે છોકરાંઓને દેખાડવા લાવી છું પણ અંદરખાનેથી ધારે કે જો બે ચાર રૂપીઆ છોકરાંઓને મળ્યા તે ખરા!

શાંતિદાશ—"હશે! આપણે એમ બોલીએ એ ઠીક નહિ. પછી બીજુ કંઇ તે બોલ્યાં?"

ગુલાબ—"આ નિર્મળ બ્હેન માટે ધનકોર અને ચંચળ બેઉ મને શિખામણો દેતા ગયાં ને ઉપરથી ધમકાવી તે જુદી!"

શાંતિદાશ—"વળી શી શિખામણ દીધી?"

---

# પ્રકરણ ૪ થું.

—:o:—

## રંક કુટુંબનો વાર્તાલાપ અને સંસાર સ્વર્ગ.

એકાંતાં સાંજે જ્યાં, વરવહુ અમે વાત કરતાં,
ન જાણું જે સાથી, વર વહુ અમે તો લઢી પડ્યાં;
લડ્યાં, રોયાં પાછાં વર વહુ અમે આસુ ચુમતાં,
હતાં જેવાં તેવાં વરવહુ અમે તો થઇ રહયાં.

(ઠાકોર કૃતિમાં થોડો ફેરફાર.)

### ગુલાબનો સ્નિગ્ધ વાર્તાલાપ.

"ધનકોરે મને કહ્યું કે આ નિર્મળાને તેં કેટલી મ્હોટી કરી મુકી, તમને જરાએ કાંઇ વીચાર થાય છે? મેં કહ્યું કે નહાનપણમાં વળી કયાં સંસારની ઉપાધીમાં નાંખવી. હમણાં એ ભણે છે તો છો એ ભણતી. આ સાંભળીને તો ધનકોરે નસકોરાં ચહઢાવ્યાં ને કહેવા લાગી કે તહમે બધાંએ વેદિઆંજ રહી ગયાં. આખી જ્ઞાત તમારા ઘર માટે શુ શુ કરે છે અને કહે છે કે વાંચવા ને લખવા સિવાય બીજી તે તહમારા કોઇમાં એ કયાં કંઇએ આવડત છે? બિચારી માબાપ વિનાની છોકરીને હજીએ પરણાવતાં નથી તે કંઈ સુજે છે! અને પછી જતાં જતાં એટલું કહી ગઈ કે મહારા બીરમાન ભાઇને માગુ મોકલવાનું તંહારા વરને કહેજે. એની દાદીના પાંત્રીસ હજાર રૂપીઆ હમણાંજ તેને મળ્યા છે એટલે નિર્મળાને દુઃખાતો નહિજ પડે. વાડી બંગલાતો નશિબમાં હોય તો મળે, પણ સારી તક ગુમાવશો, આગળ જતાં તહમને બહુ સાલશે. આ પ્રમાણે ઘણું ઘણું બોલી ગઈ." ગુલાબે કહ્યું ...

"સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ એ મનુષ્ય જન્મનું જો કે દિવ્ય લ્હાણું છે; અને એટલા માટેજ સત્ય પકડવાને અંગે હું મૌન્યતા ધારણ કરી રહયો છું. છતાં સત્યનું ગ્રહણ કેવી દ્રષ્ટિએ કરવું કે જેથી જીવનની પ્રત્યેક પળે ગ્રહણ કરેલું કીંતુ સ્વિકારેલું સત્ય સત્ય રૂપેજ પ્રતીત થાય. સત્યને પકડવા અને નિર્મળા બ્હેનને સત્યતાનાજ માર્ગે સુખ આરોપવા હું મથુછું, છતાં લોકાચાર આપણા સત્યના માર્ગ કરતાં વિપરીત હોય તો ઘણુ મતાનુસાર ચાલવું એજ ડહાપણ લેખાય. આપણી જ્ઞાતિ આપણાં કાર્યને ખોટુ ગણતી હોય તો મહારે તેનો સિધો માર્ગ અખત્યાર કરવો એજ શ્રેષ્ટતા લેખાય. ધનકોરનો ભાઇ અઢાર ઓગણીસ વર્ષનો થયો હશે. ઉમ્મરમાં બહુ વાંધો નહિ જણાય પરંતુ મુદ્દલ શિખ્યો નથી એ પ્રશ્નરૂપ વિઘ્ન કર્તા છે. પ્રાચીનકાળમાં પેલી અંગ્રેજી કહેતી 'no body wishes to know what the man is but every body is anxious to know what one has' કહેતાં વ્યક્તિની વિધ્વતા અને ગુણોની મહત્વતા ગણાતીજ નથી, પણ તેની પાસે રહેલી શ્રીની કૃપામાં વ્યક્તિની ગણના કરવામાં આવે છે. દેશકાલને લોક મત આવો છે તો પછી નિર્મળા બહેનના ભવિષ્યના સુખને અર્થે કહેલે ઠેકાણે માંગું મોકલીએ એમાં કંઇ ખોટું તો નહિજ ગણાય." શાંતિદાશે અર્થ શાસ્ત્રની ગણત્રીથી પ્રત્યુતર વાળ્યો.

"આપના કથન ઉપરથી એક મહાન ગંભીર પ્રશ્ન ઉદ્ભવે છે. એકનું સત્ય બીજા માટે સર્વાંશે સત્ય ભુતકાળમાં હતું નથી, વર્તમાન કાળમાં હરવું નથી અને ભવિષ્ય કાળમાં હરશે એવા નિશ્ચય પર આવવા માનસ શાસ્ત્ર કે વિજ્ઞાન શાસ્ત્ર કોઈપણ પ્રકારના ચોકસ સંજોગો અદ્યાપિ પર્યન્ત ઉપલબ્ધ થયા જાણવા-સમજવામાં નથીજ. જેમ ઠોકર ખાતાં ખાતાં બાળક ચાલવા શીખે છે એ ન્યાયે સત્ય શોધવામાં ઠોકર ખાતાં ખાતાં મનુષ્ય આખર સત્યને પામે એ કાં ન કલ્પી શકાય? તો શું આ નિર્મળા બહેન જેવાં શિખેલાં કોઇપણ સ્ત્રી રત્નને અભણ પુરૂષ જોગ મેળાપ કરવો અને સત્ય માર્ગ જે ગ્રહણ કીધો હોય તે તજવો એ વ્યાજબી ગણાશે?

"હા પણ ઠોકર કેવી રીતની અને કેટલા પ્રમાણમાં લોકો ખાવા તત્પર છે; કિંતુ, વિશેષ લોક મત વિરૂદ્ધતાને અંગે આપણને કાનુન ખાવી પડે એ પ્રશ્ન ઉપર પણ અલક્ષ કરવું ... દ્રષ્ટિએ ... નથી એ નિઃસંશય છે. નિમ... પોતાને ... એ ... આવાને ...

વફાદારી કરનાર પોતાની અર્ધાંગનાને શાંતિદાશે અધુરેથી અટકાવી ટાપશી પુરી."

"હા! એ બરોબર કહ્યું. નિર્મળા બ્હેન બોલો તહમારો શો વિચાર છે? તહમે વિધ્વાન છો એટલે સારાસાર સમજનાર હોવા ઉપરાંત જે બિના સર્વાંશે તહમને અંગત લાગુ પડે છે તેહમાં ખુલ્લું મન રાખી જવાબ દેવા શર્માશો નહિ." ગુલાબે નિર્મળા તરફ ફરી કહ્યું.

"સત્યનું ગ્રહણ કરવા શાસ્ત્રો સમન્તી આપે છે, અને સત્યનું સંશોધન કરવા મનુષ્ય માત્ર એ ઉધુક્ત રહેવુંજ જોઇએ એવો મહારો મત છે." એમ કહી નિર્મળા ઉઠી, અંદરના ખંડમાં ગંઇ અને પોતે જે એક લેખણુ પિડિકા વાપરતી હતી તેના ખંડમાંથી એક પત્ર લઈ આવી અને બોલી." મનુષ્ય જેમ કાળચક્રને આધીન બને છે તેમ મન્દિરોના એ વારા ફેરા હોય છે જેના ઉપર રચેલું આ ગીત જે અંગ્રેજી કાવ્ય ઉપરથી બનાવેલું છે તે મહારા વાંચવામાં આવ્યું હતું. તેણે મારા ઉપર અજબ અસર કીધી છે ને તેથી મેં તે ઉતારી લીધું છે. સાંભળોઃ—

## વિસ્મૃતિવશ મન્દિરો.*

### (હરિગીત.)

મ્હેં પ્રશ્ન પૂછ્યો કાલને; "આ મન્દિરો કોનાં હશે?
તુજ સર્વ ભક્ષી શકિતની જે આમ અવગણના કરે?
જો તુજ સનાતન ગ્રન્થ, જે ઇતિહાસ સર્વ સમાવતો"
કરીને ઉપેક્ષા પ્રશ્નની હા! કાલતો ચાલ્યો ગયો.
મ્હે પ્રશ્ન પૂછ્યો કીર્તિને, "આ મન્દિરો કોનાં હશે?
નિજ સ્વામીના મહિમા તણી કૈં કૈં કથા જે સૂચવે!
ક્ષણિકને સ્થાયી કરે તુજ ફૂંકતો જાદુ ભરી,—
દીધો ન ઉત્તર; મૌન ધરી, કીર્તિ પણ ચાલી ગઈ.
ઉભી હતી ત્યાં વિસ્મૃતિ અભિમાનની મૂર્તિ સમી,
"આ મન્દિરો કોનાં હશે?" મ્હેં પ્રશ્ન પુછ્યો વિનયથી;
"પરવા ન છે ત્હેની મ્હને, બસ જાણું હું તો એજ કે
"છે હાલ એ સહુ મન્દિરો મ્હારાંજ, હા! મ્હારાંજ છે."

આધુનીક કાળમાં ભલે વિસ્મૃતિ મનોરાજ્ય ભોગવતી હોય પણ તે સર્વાંશે કાલ અને કિર્તિનેજ આધિન છે અને કાલની મદદે સમર્થ વ્યકિત કિર્તી લાવી શકે છે તે જોતાં ઉન્નતીના ખરા ચિલે ચાલવા માટે સત્યને વળગી રહેવું એજ ઉત્કૃષ્ટ સમર્થ અને પ્રમાણ ભુત નિર્ણય હોઇ શકે.

* વસંત કાર્તિક સંવત ૧૯૬૯ ચ. નં. પડ્યા કૃત.

"પણ આ જમાનામાં પૈસા વગર જીવવું વ્યર્થ થઈ પડે છે!" કહી શાંતીદાશે જરા મૌન્યતા ધારણ કર્યું અને તે બાદ પાછો બોલ્યો ચાલો આપણે હવે સુઇ જઇએ."

શાંતિદાશ અને ગુલાબ પોતાના શયન ખંડમાં ગયાં ત્યાં શું થયું તેનું વર્ણન આપણે શાંતિદાશ પાસેથી સાંભળશું તો ઉત્તમ લેખાશેઃ—

### શાંતિદાશનું કથન.

નિર્મળા વાસ્તે વાતચીત થઇ હતી તે ઉપર વિચાર કરતો હું મહારા શયન ગૃહમાં જઇ પડયો. રોજ મહારી પ્રીયાને લાડ કરતો તે મેં બાજુએ મૂકયું. અર્ધો કલાક રહયા બાદ મને ભાન થયું ને જોઉં છું તો:—

પ્રિયા સુતી છે પર્યંક માંહિ
અસ્વસ્થ ભાસે મુજને ઘણી તે,
લઈ હસ્ત ત્હેનો મુજ હસ્ત માંહિ
ધીમે રહી ત્યાં પુછ્યું મેં પ્રિયાને.

પ્રિયે! બોલ અરે! બોલ, મીઠડી થાય શું ત્હને?
નિર્પી સ્થીતિ પ્રિયે ત્હારી ચેનના પડતું મ્હને.

પુછ્યો પ્રશ્ન મ્હેં તો જયાંય
રડવા લાગી વ્હાલી ત્યાંય
રાખું છાની પણ ના રહે
નયને અશ્રુ દડ દડ વહે.
ચિન્તામાં પડયો ત્યાં હું
હવે મારે કરવું શું?
કહયા વિના કશું નવ થાય
જાણો બનતો કરૂં ઉપાય.

અરે વ્હાલી! પ્રિયે વ્હાલી! અરેરે નથી શોભતાં,
કહે દુઃખ પ્રિય પ્રાણ! અશ્રુઓ શે ન થોભતાં?
ઓ વ્હાલી જાણ તુજ પ્રાણ ઉભો છે આતો
કહેવી ધરે ઉર કથા મુજને જરાતો,
શું દુઃખ ના સ્હમજવું મુજ વ્હાલી કેરૂં?
શું દુઃખ ના સુણવવું મુજને ઉરેરૂં?
હાથે ભર્યું હૃદય પ્રાણ! ઉનજ નાથ પાસે.
શું દુઃખને ટલવવા હળવું ન થાશે?
શું મુંગલાઇ જવું અન્તર ધુમ માંહિ
રે બોલ પ્રાણબોલ અન્તર ખોલ આંહિ!

જ્યારે આ શબ્દો મ્હેં કહયાં,
આસું વહેતાં નયને રહયાં;
ઘણું ઘણું દાબીને મન,
હળવેથી તે બોલી વચન.

"અહો નાથ! પ્રિયે વહાલા, આપો વચન તો કહું;
"શુણી શબ્દો બળે જીવ, ત્હેનું દુઃખજ છે બહુ."

થોભી જરા એમ કહી મ્હને તે
શુણ્યું ઉર મ્હેં અનુકંપ વ્હે તે
ધર્યું જરા મ્હેં પણ મૌન ત્યાંહિ
કહ્યું વળી મ્હેં ધીરથી કાંઇ.

મીઠી મ્હારી બની ગાંડી, આને કાજે તું શું રડી?
શાને નિશ્વાસ તું નાંખે, લેને વચન આ ઘડી.
અહો વ્હાલી! હસે શાને મૌન્ય કેમ ધરી રહી?
બીજું માંગ કંઇ માંગ? કહેને રાજી તું થઇ?

લીધું જ્યારે મુજ વચન,
હસ્તું રાખી નિજ વદન;
ધીમે રહીને બોલી ત્યાંય,

"સહાસ વ્હાલા કરશો ન ક્યાંય!
"ફરજ પાડશો ન નિર્બળ બહેનને
"પરણવા માટ કોઇ અન્યને

"આપો તેનો કર સુખેથી,
"જેને ચ્હાએ તે હૃદયથી."

શોક ભર્યું હૈડું, પ્રિયાના દુઃખથી દ્રવે,
શાન્ત ત્હેને કરૂં આજે, અન્ય માટજ જે રડે.
ધીમે ધીમે નયન મુજ ભણી વળે છે;
ન દ્રષ્ટિએ દ્રષ્ટિ પ્રિયા સંગે મળે છે.

કર સાહી લીધો પાંસે, સ્નેહની સૌચના રટે;
પ્રિયે! છાની, રહે છાની, સખે! રોવુંજ ના ઘટે.

ફરજ નહિ પાડું ત્હેને,
કહેને રાજી થઇ તું, મ્હને;
ખેંચી લઇ વ્હાલી કર માંય;
મીઠું ચુંબન લીધું ત્યાંય.

मुग्धे धानुष्कता केऽयमपूर्वा दृश्यते त्वयि।

ઇષ્ટ છે એ પંથ અમ દંપતિને લજ્જાયમાન હો ભલે ત્હમનો!

(મધુર—જલેખી.

# નુતન વર્ષાભિનન્દન!

સુખ —પ્રેમ— આબાદી.

**પ્રભાતનો ટહુકો.**

શાર્દુલ.

આ મોંઘેરૂં પ્રભાત! સ્વર્ગિય સુધા, તમ આંગણે રેલજો!
ને આનંદ ભર્યાં શશિ વદન શાં બાલુડાં ટહેલજો. !!
લક્ષ્મિની રસરેલ શારદ સદા આનંદ વપવજો!!
મોંઘી જીવન વાડીયો ફૂલ ફુલે આ વર્ષ શોભાવજો!!!

હરિગીત.

ઉદયાચલેથી આવી આ રશ્મિ ઉષાની સ્મિત ભરી!
અવની કરી ઉજ્વલ, લહરિઓ રસ ભરી સ્થલ સ્થલ ઠરી!!
તમ હૃદય આંગણિએ અખંડાનંદ **શ્રી શારદ** હજો!
આ નુતન વર્ષ '**પ્રભાત**' નવલું જગ સકલ સુખદા થજો!!

ગીતિ.

પ્રભાતનો આ પડઘો, પ્રીત પરિમલ અપૂર્વ પ્રસરાવો!
પ્રભાત નવલું દૈવી! સકલ જગતમાં સમાધિ વરતાવો!!

**મણિ—મોહન.**

# કુલ ક્રમાગત કુવાદીની.

---

**કુલ**=જન્મ કુટુંબ Family.
**ક્રમાગત**=ખોટું અભિમાન રાખનાર Full of vanity.
**કુવાદીની**=(કુ+વાદી+ની) ખરાબ વાદ વિવાદ કરનારી A women of bad temper.

---

ચાલુ જમાનાને અનુસરી આ વાર્તા રચાએલી છે, જેમાં એક સ્ત્રી જે પોતાના કુટુંબનુ ખોટું અભિમાન લઇ ખોટો વિવાદ કરેછે તેનું ખાસ વર્ણન કરવામાં આવશે.

નવા વર્ષના બેસવા સાથે ખોટું અભિમાન સર્વ ઘરોમાંથી નાશ પામજો.



અને દરેકના ઘરમાં માન આબરૂ અને રીતી નિતિની વૃધ્ધી થજો.

સંવત ૧૯૭૦.

નુતન વર્ષ અભિનંદન અરપે, વાચક સજ્જનોને,
સુખ સંપતિ શાંતિ સમપેંછે બાલ '**પ્રભાત**' દમડે.

# વહોરા કોમના વડા ધર્મગુરૂ.

## એ નામદારનો માનમરતબો અને ચુંટણી.

લખનારઃ—"કલમ."

આગળ દર્શાવેલા બાર દરજ્જા એ માંહેલા એક દરજ્જાના સાહેબ તે હિન્દ, સિન્ધ અને યમનના ત્રણ ઇલાકાના તેમના પ્રતિનિધિ, તે હાલના જમાનાના ..રે, સૈયદના અબુલ ફજલ અબદુલ્લાહ બદરૂદ્દીન સાહેબ, દાઅસત દોરના ૫૪ માં "દાઇયુલ મુતલક"ઇમામની ગાદીના રક્ષક અને ધણી છે, કે જેમને આલમ જાહેરમાં, વોહરાઓના "વડા મુલ્લાજી સાહેબ"ના મુબારક નામે ઓળખે છે. તેમના "દાઇયુલ મુતલક"ના દરજ્જા પછી બીજા ચાર દરજ્જાઓછે, જેની નેમણુક કરવી તેમના પોતાના હાથમાં છે. એમાંનો પેહલો દરજ્જો "માઅજૂન"સાહેબનો, બીજો "મુકાસિર" સાહેબનો, ત્રીજો "શેખ"નો કે જે સેંકડોની સંખ્યામાં મુલ્લાજી સાહેબની મરજી મુજબ રાખવાની અને વધારવાની તેમને છુટ છે.-ચોથો દરજ્જો "મુલ્લા"નો છે. તેપણ એજ મુજબ છે. તે પછીના સરવે જણા અકેકના ધર્મ બંધુઓ છે જેને "મોઅમિન" નામાંથી ઓળખવામાં આવે છે.

### વડા મુલ્લાજી સાહેબની નેમણુંક કેમ થાય છે?

જ્યારે ઇમામ (અ૦) જાહેર હોય છે ત્યારે—એમ થવાને લગભગ ૮૦૫ વર્ષની એક ઘણી લાંબી મુદત ગુજરી ગઇ છે—ઇમામ (અ૦) પોતેજ વર્ણવેલા ૧૨ દરજાના સાહેબોની નેમણુંક કરે છે એટલે વડા મુલ્લાજી સાહેબની નેમણુક પણ તેમાં સમાઇ જાય છે પણ ઇમામ પરદામાં જવા પછી, એક પછી એક "દાઇયુ-મુતલક" પોતાના વારસ નેમતા આવે છે. ગયર કોમો એવા ખ્યાલમાં હશે કે મુલ્લાજી સાહેબની ગાદી વંશ પરંપરા ચાલતી આવે છે, યાને બાપ પછી બેટોજ વારસ બને છે પણ આ ખ્યાલ ખોટો છે. મુલ્લાજી સાહેબના ઉમરે પુગેલા લાયક દેખાતા અને આલિમ ફરજંદ હૈયાત હોય છે, છતાં એવા ઘણા દાખલા બન્યા છે કે પોતાના બેટાઓને પોતાના વારસ નેમી ગાદી સોંપતાં નથી, જોકે તમામ ખાનગી માલ મિલકત ફરજંદોનેજ હવાલે જાય છે. મુલ્લાજી સાહેબની ગાદી તેમની મિલકત તરીકે ગણવામાં આવતી નથી. મુલ્લાજી સાહેબતો ગાદીના માત્ર એક રક્ષક, ઇમામના નાયબ અને કોમના ટ્રસ્ટી છે. દાખલા તરીકે, હાલના વડા મુલ્લાજી સાહેબના બુજર્ગ આલિમ અને છેક "માઅજુન"ના મરતબા સુધી પોંહચેલા કાકાજી બાહેબ તથા તેવાજ મરતબાને દરેક રીતે લાયક એક વડા ભાઈ હૈયાત હતાં, છતાં મરહુમ મુલ્લાજી સાહેબે હાલના સાહેબની નેમણુંક કીધી હતી. આવીજ રીતે મરહુમની નેમણુંક એવાજ સંજોગો વચ્ચે થઈ હતી. જાહેરમાં તેમનાથી વધારે લાયક ગણાતા અને નેમણુંક થવા પહેલાં તેમનાથી મોટો મરતબો ધરાવતા સાહેબો હાજર હતા છતાં, નેમણુંકનો વખત આવતાં કામ જુદીજ રીતે લેવાયું હતું. આ પ્રમાણે જે રીતે વડા મુલ્લાજી સાહેબની પસંદગી મુકવામાં આવે છે, તે રીત હાલમાં સર્વથી આગળ વધેલાં ચુંટણીનાં ધોરણને પણ એકકોરે બેસાડે છે.

જમાનાના સાહેબ એટલે હૈયાત વડા મુલ્લાજી સાહેબ પોતાની નેમણુંક થતાંજ ભવિષ્યમાં બનનારા મરણ જીવનના એવાજ બનાવ માટે તૈયાર રહે છે. આખી કોમમાં, શહેરે શેહેરમાં, નજર દોડાવી લાયક માણસોની શોધ કરવી એ તેમનું હમેશનું એક ફરજ્યાત વર્તન છે. એ રીતે જોતાં, જે જે ભાગ્યવંત નરો ગાદી માટે લાયક થઇ શકે એવા દેખાયછે તેમને એ નામદાર ધ્યાનમાં રાખે છે, પછી તેઓ પોતાના ફરજંદ હોય, ભાઇ હોય, બેશી હોય, એક સાધારણ અભ્યાસી એટલે "તાલેબે ઇલ્મ" હોય, કે એકાદ ગામડાના સાધારણ રહીશનું ફરજંદ હોય, પણ સરવે રીતે જોતાં તે પોતાના દીન આઇન પર પુરી આસ્થા રાખનાર, આબિદ, પરહેજગાર, દુનિયાની લાલચ લોભ અને હવસથી દુર રહેનાર અને ઇલ્મ જાણનાર યા ઇલ્મને ચાહનાર હોવો જોઇએ. આ સખ્સને નામદાર મુલ્લાજી સાહેબ પોતાની જાતી દેખરેખ હેઠળ રાખે છે, તે એટલી હદ સુધી કે જો એવો સખ્સ બહાર ગામનો રહેવાસી હોય તો તેને તેના વાલીઓ પાસેથી તેડાવી મંગાવી તેને શુરૂથી છેવટ સુધી તરબિયત આપવામાં આવે છે. એવા સાહેબો કાંઇ એકલા હોતા નથી. એવા ઘણાક લાયક

સાહેબો હાજર હોય છે, છતાં બીજા નસીબવંતોને પણ તૈયાર કરવામાં આવે છે. અને આવી રીતે તૈયાર થયેલા સાહેબો ઈલ્મ સાથે અમલમાં પણ સંપુર્ણ છે તેની ઘણીક બારીક કસોટી કરવામાં આવે છે. તે પછી મનની મજબુતીનું તોલ કરવા માટે એકાદ મોટી મજલિસમાં તેમના ભવિષ્યના ઉંચા દરજ્જા માટે ઇશારો કરે છે, તે એટલાજ માટે કે તેને મોટાઇ મળતાં તે મગરૂરીને શરણ થાય છે કે નહિ ! કેટલીકવાર બીજા હમનશીનો માટે ઇશારો કરવામાં આવે છે કે, જેથી નામદાર મુલ્લાજી સાહેબની પસંદગી પામી ચુકેલાઓના સંતોષનું તોલ થઇ શકે. સારાંશ કે પોતાની છેલ્લી ઘડી સુધી જે સાહેબ નાની મોટી સર્વે તપાસમાં પુર્ણ ઉતરી, સો ટચનું સોનું કંચન ઠરે છે, તેમનીજ છેક છેલ્લી ઘડીએ ચાર આલિમ ફાઝિલ શખ્સોની હાજરીમાં જે નેમણુંક કરવામાં આવે છે, તે "નસ"નાં નામથી ઓળખાય છે. જ્યાં સુધી કોઈ ભાગ્યવંત નર ઉપર 'નસ' થતી નથી, ત્યાં સુધી વોહરા કોમના ભવિષ્યના વડા ધર્મગુરૂ કોણ છે, તે ખુદ ખુદા સિવાય બીજું કોઈજ જાણતું નથી. એક સાહેબ પર 'નસ' થવા પછી જો બીજો કોઇ ધણી દાવો કરે છે તો તેને ચાર શાહેદ પુરાવા રજુ કરવા પડે છે અને એવા વખતમાં કોમ બે ભાગમાં વહેંચાઇ જાય છે, પણ ખુદાઇ મહેરબાનીથી લગભગ છેલ્લા ૮૦૦ વર્ષમાં વોહરા કોમના સુભાગ્યે એવો બનાવ બન્યો નથી. આજથી લગભગ ૩૩૦ વર્ષ ઉપર એટલે હિજરી સને ૧૦૦૨ માં એવો બનાવ બનેલો લોકો જાણે છે. પણ દુરઅંદેશીથી જોતાં તેને એવા પ્રકારના દાવાની ઉપમાં આપી શકાતી નથી. કારણ નવા ગુરૂનાં તખ્તનશીન થવા પછી લગભગ ત્રણ વર્ષે જે માણસો કોઇ તકસીરમાં સપડાઇ ઠપકાને પાત્ર થયેલા તેથી પોતાના તાબામાં રહેલી, માજી વડા મુલ્લાજી સાહેબની "મોહોર" છાપનો ઉપયોગ કરી તે વડે તે વખતના મુલ્લાજી સાહેબ પછને દાવાદાર ઉભો કર્યો, જેના પરિણામમાં કોમ બે ભાગમાં વહેંચાઇ ગઇ હતી. આવી રીતે જુદો પડેલો બીજો ભાગ દાવાની નબળાઇનાં પરિણામે ઘણોજ નાનો રહ્યો. હાલ પણ એ ફિરકો હસ્તી ભોગવે છે, તેનો દરજ્જો પણ તમામ ઇસ્લામી ફિરકાઓમાં વોહોરાઓ જેટલોજ બલ્કે કેળવણીના બાબમાં તેથી પણ કાંઇક ચઢીયાતો છે. આ ફિરકાને "સુલેમાની" વોહરાઓના નામે પિછાનવામાં આવે છે. તેમની ધર્મ સંબંધી નીતિ રીતિ વોહોરાઓથી કોઈ પણ રીતે જુદી પડતી નથી અને હાલ તેઓ અને દાઉદી વહોરાઓ પુરે પુરા ભાતભાવથી એક બીજા સાથે વર્તે છે.

કેટલીક વખત "નસ" ની બાબતમાં એવા પ્રકારનો વસવસો ઉત્પન્ન થવા પામે છે, કે એક સાહેબ પોતાના ઇલ્મ, ઇબાદત અને પરહેજગારીના પ્રતાપે કોમની નજરમાં ગાદી માટે પુરેપુરા લાયક જણાતા હોય પણ ઓચીંતી "નસ" બીજાજ સાહેબ ઉપર જાહેર થાય છે. આ વેળાએ ભેજાને બાલ બરાબર મહેનત આપવા વિના ગરીબ બાપડી જીભને ઘસી પીસી નાખનારા પરવારતાઓ પોતાને ફિલસુફનાં 'ખાં' તરીકે ઓળખાવવા માટે માથું પટકનારાઓ અને નવું જુનું કરી નાંખી આગેવાનમાં ખપવાને નિકળી પડનારાઓ, કોમમાં ફિસાદ ફેલાવવાની કોશિશ કરે છે, પણ તેનો જવાબ મળતાં વખત લાગતો નથી એવી તક તેઓને હમણાં હમણાં બેચાર વખત મળવા પામી છે, પણ એવો બનાવ બનવા પછી જે પહેલી તક મળી, તે તકે બને સાહેબને માટે કમ સમજ લોકોએ શોરબકોર કર્યો હોય, તેજ સાહેબ પોતે હાજર થઇ નક્કી થયેલા નવા સાહેબને નમન કરી તુફાનને શાંત પાડી દીધું છે. પુર્વકાળમાં પણ એવા અનેક બનાવો બન્યા છે પણ બેચાર દીવસોમાં તે બન્યા ન બન્યા થઇ ગયા છે.

એ રીતે જોતાં અસલ સ્થિતી એવી છે, કે વડા મુલ્લાજી સાહેબના વડપણ સામે, એક અલ્લાહ, એક રસુલ એક વલી, બની ફાતેમાના ઇમામો અને સતરના દોરમાં થઇ ગયેલા આગલા "દુઆતુલ મુતલકીન" ને માની ચૂકેલા અને "એહદ" આપી ચૂકેલા દરેક "મોઅમિન" એટલે વોહરા સદઅંદરથી સવાલ ઉપાડવો, એ વોહરાઓની નજરે જોતાં તેના સર્વે આગલા આપણા દરજ્જાના સાહેબોનો પણ ઇનકાર કરવા એટલે દીનથી બાતેલ થવા સમાન છે. સાદી નજરે જોતાં પણ મુર્ખાઇથી મગરૂર બની સાંભળેલી વાત પર વિશ્વાસ મુકી માનવા અને પોતે અનુભવેલી પર અવિશ્વાસ રાખી ન માનવા સમાન છે.



# બાનુંઓનો બાગ.

લખનાર—સહનશીલ સખી.

———:o:———

### તરવાના અખાડાના મેળાવડામાં પારસીના બૈરાંઓ.

બસ, જયાં હોય ત્યાં પારસીના બૈરાં પેહલાં! પછી જવા ઘટે, નહિ ઘટે, તોપણ મેળાવડાઓમાં જવાનો અને મોજ–મજાહ કરવાનો અભખરો તે કેમ મટે? મેળાવડો પડયો એટલે બૈરાંઓ વગર તો મેળાવડો શોભેજ નહિ! એવી એક ધખારો! પણ તેઓ જાણતાં નથી કે કેટલાક મેળાવડાઓ બાનુંઓની હાજરીથી બદસુરત બને છે, અને તેમાંનો એક તરવાના અખાડાનો છે. આસરે ત્રણ દાયકાપર જયારે હું એક નાહની બાળકી હતી; ત્યારે એવા એક નાહના મેળાવડામાં મને મારા શિક્ષક તરફથી લઇ જવામાં આવી હતી; અને તે નિર્દોષપણામાં એટલી નાહની વયે મને જે કુદરતી અભાવ ઉત્પન્ન થયો હતો તેની અસર હજી એટલી ઉણ્ડી છે કે એવા મેળાવડાઓમાં જવાની મને વારંવાર તક મળેલી છતાં; ત્યાં જવાનું હજી સુધી મને ધિક્કાર ભરેલું લાગે છે.

મોટાં ઇંગ્રેજી નામો બોલવાની ટેવ પડી છે; બલકે તેમાં તેઓ હુશિયારી સમજે છે અને બૈરાં–માટીડા બધાંનીજ હાજરીમાં બોલવા ઘટે, નહિ ઘટે, તેવાં દુઃખ દર્દના ન છાજતા શબ્દો ઇંગ્રેજીમાં બોલે છે. એ ઘણું ખરાબ લાગે છે. કંઇ ઇંગ્રેજીમાં બોલ્યાથી તે શબ્દનો અર્થ ઉલટાઇ જતો નથી! વળી માંદગીનું મૂળ જાણવાની આતુરતા દેખાડયાથી ઘણી વેળા તેઓએ જે નહિ જાણવું જોઇએ, ને નહિ સાંભળવું જોઇએ તેવું સઘળાંઓની હાજરીમાં શરમથી લાલ થઇને સાંભળવું પડેછે. નિર્દોષ નાજનીનોને મારી નમ્ર સૂચના છે કે તેઓએ નિર્દોષ પણામાં રેહવું બહુ સારૂં છે.

### ખટપટનાં ખોરીયાંઓ સુલેહના મેહલમાં!

ઘણી રમુજ સાથે મારા વાંચવામાં આવ્યું કે સુલેહના મેહલમાં ઘણે મોટે ભાગે ખટપટનાં ખોરીયાંઓ હાજર હતાં. શું ધાર્યું? મરાઈ પીખાઇને બધાં ધરાઇ ગયાં હશે, તે હવે ત્યાં મનની શાંતિ શોધવા ગયાં હોય. એવી બનવા

# અણઘટતી કન્યા-કેળવણી.

લખનારઃ—મિસ ભીખાઇજી. લી૦ પાલમકોટ.

કન્યા કેળવણીને કુધારા વાળાઓ વગોવે તેમાં કંઇ હવે નવાઇ છે ? સુધારો એટલી બધી હદ ઓળંગી ગયો ને લોકો હવે બીજાંઓનાં મત અને વિચાર તરફ પોતાની તેંહકરાઇને અભિમાનીને લીધે એટલાં બધાં બેદરકાર બનતાં ગયાં, કે તેઓ ભવિષ્યમાં કેવાં ભયંકર પરિણામો આવશે તેની શુદ્ધી ઓહીને યાહોમ ઉન્ડી ખાહીમાં ગબડી પડવાની અણી પર આવ્યાં; ત્યારે એક પારસી છોકરીએ વટલી જઇને તેઓને ચમકાવ્યાં છે.

સને ૧૯૧૩ ની ૩ જી ઓકટોબરે ૩૭ વર્ષની અધીર ઉમરની એક પારસી છોકરીનું મગજ ફેરવવા અને તે પણ વળી તેણીના મા-બાપની મરજી વિરૂદ્ધ, ઉતાવળથી, ઝડપથી ફેરવીને ખ્રીસ્તીધર્મમાં વટલાવવાની, શનરી ખાતાંવાળાઓએ શેખીકરી છે. છોકરી રરમાં છે તેથી શું થયું ? પારસી રેવાજ પ્રમાણે બાપનો હક કંઇ દિકરી પરથી ઉડી જતો નથી; તાની દિકરી પાછી મેળવવાનો અને મીશનરી ખાતાંઓને તેઓનીશેખાઇનો સ્વાદ ચખાડવાને માબાપને હક છે, અને તેથી ભવિષ્યમાં કોમને ઘણો ફાયદો થવા સાથ પોતાનો હક અને જે અણઘટતી ચાલી ચલાવી છે તે પુરવાર કરવું સજાવર છે. ધર્મને માટે દરેક પારસી મીશનરીવાળાંઓની શુદ્ધી ઠેકાણે લાવવાની આશા ઉમેદ રેહશે.

જ્યારે ૩૭ વર્ષની અધીર ઉમરની છોકરીનું મગજ ફેરવવા એ મીશનખાતાંવાળાઓ ફાવી ગયા છે, તો પછી નાહની વયની, કુમળાં નબળાં મગજની છોકરીઓને 'બાઇબલ' શિખવી અને ક્રાઇસ્ટના ચાલુ પાઠો ભણાવી આપદે તેઓને પણ ધીમે ધીમે નહિ વટલાવશે એવી પારસી માબાપો પાસે શું જામીનગીરી છે ? આજનાં છોકરાંઓ જરા મોટાં થતાં ક્યાં માબાપના તાબામાં ને હકમાં રહે છે કે તેઓ અટકાવ કરી શકવાનાં છે ? આજે સેંકડો છોકરીઓ કોટ, ભાયખલા, પરેલ, ગીરગામ, વાંદરે ને કોલાબે મીશન ને કોનવેન્ટ સ્કુલમાં જાય છે અને માબાપોપોતેજાણે છે કે ત્યાં તેઓને ફરજ્યાત 'બાઇબલ' શિખવે છે તે છતાં ઇંગ્રેજનાં છોકરાંઓ કરતાં વધુ ફી આપીને બી પારસીઓ પોતાનાં બચ્ચાંઓને બેધડક વગર ધાસ્તી ને ચિંતાએ ત્યાં શિખવા મોકલે છે. કાંય નહિ તેઓમાંથી સઘળી નહિ તો થોડી પણ ભવિષ્યમાં વટલી જવા તૈયાર થાય? આજ-કાલ માબાપો તકરાર કરે છે કે "એતો મીશનરી સેટલમેન્ટમાંજ વટલાવે છે; કંઇ સ્કુલમાં શિખતાં છોકરાંઓને એઓ વટલાવતાં નથી." પણ ત્યારે સ્કુલોમાં ફરજ્યાત પારસી છોકરાંઓને 'બાઇબલ' શિખવવામાં આવે તેની મતલબ શું ? કાંય નહિ, આગળ ચાલતાં તેઓનાં મગજ પણ ફરી જાય ? અને તેબી ૯ વર્ષથી ૨૫ વર્ષની છોકરીઓપર ધર્મનું જ્ઞાન સંપૂર્ણ મેળવવા ઉપરાંત 'બાઇબલ'માં ઉકમાઇ. ઉકમાઇએ. ઇનામ જીતી જાય છે ! કાંય નહિ જરથોસ્તી ધર્મનું જ્ઞાન મેળવીને ઇનામ જીતી જવાની હોંસ માબાપ ને છોકરાંઓ રાખતાં? એ શું દેખાડે છે ? પારસી માબાપોમાં સાદી સમજના વાખા!શું મીશન અને કોનવેન્ટ સ્કુલોમાં શિખ્યાથીજ પારસીની છોકરીઓ ઇંગ્રેજી બોલી શકે છે ? અને તેઓ શું બોલે છે. ? એક આખો ઇંગ્રેજી વાકય ભુલ વગર બોલી કે લખી શકતાંનથી. બેશક વર્ગમાં જ્યારે આખો દહાડો લેસન લેવાય તે કલાકોમાં તો છોકરાંઓ એકમેક સાથે ઇંગ્રેજીમાં વાત કરી શકેજ નહિ; પણ બપોરના છુટીનો એક કલાક મળે, ત્યારે પણ પારસી છોકરીઓ, કોઇજ મડમની કે ફીરંગીની છોકરી સાથે બે-ચાર બોલ ઇંગ્રેજીમાં બોલે છે ને બાકીનીઓ પોતાનીજ જાતની છોકરીઓ સાથે ગુજરાતીમાંજ વાત કરે છે. આ એક કલાકમાં તેઓ એટલું બધુ તે શું ઇંગ્રેજી બોલે છે ને સાંભળે છે કે જેથી પારસી માબાપો દેખાદેખીથી યા ઉપલા ચોકકસ ધખારાને આધીન થઇને પોતાની વ્હાલી, નિર્દોષ, કુમળાં મગજની દિકરીઓને મીશન ને કોનવેન્ટ સ્કુલોમાં મોકલે છે. તેમજ મીશનરી ખાતાંઓમાં અને તે ખાતાંની મડમો સાથે હુંશથી ભેલાવા દેછે? પારસી માબાપો ખુલ્લી આંખ્યે એ જોય છે ને જાણે છે કે એ મીશનરી ખાતાંવાળાંઓની નેમજ છે કે પોતાના ધર્મનો છાપ બીજાંઓનાં મગજ પર છાપવો ને તેઓનું મન ફેરવીને ખ્રીસ્તી ધર્મમાં વટલાવવાં અને એ એકરાર એ ખાતાંવાળાંઓ પોતે પણ કબૂલ કરે છે, તે છતાં એવાં ખાતાંમાં કોઇબી બાહલો

શિખવા, કે તંદરોસ્તી સુધારવા કે હુંનર ઉધ્યોગ હાંસલ કરવાની નેમથી પોતાની જુવાન દિકરીઓને ત્યાં મોકલવી અને રાખવી એ શું ડહાપણ ભર્યું છે? શું ફાયદાકારક છે? મુંબઈમાં મોહડાંની સામે એક કરતાં ૭ ૭ કન્યાઓ માટેની હાઈસ્કુલો સ્થાપેલી, પારસી માબાપો ખુલ્લી આંખ્યોએ નજરો નજર જોય, કે જે નિશાળોનાં ફતેહમંદ કારોબાર પોતાનીજ કોમની કેળવાયલી કન્યાઓ કરીને દેખાડે. તે છતાં પારસી માબાપો એક ખોટી ફીસઆરી અને દેખાદેખીની ધુઈ ને ધખારામાં ખસડાઈને મીશનરી ખાતાંઓવાળી મડમો સાથે, અને મીશન તેમજ કોનવેન્ટ સ્કુલોમાં પોતાની છોકરીઓને મોકલવાના ફાંફાં મારે છે! તેનું આ એક ભવિષ્ય માટે ચોંકાવનારૂં પરિણામ છે! હજી પારસી માબાપો ચેતીને ચાલશે અને પોતાના પસીનાનો પૈસો પર કોમ માટે અને પરધર્મ માટે ખર્ચતાં અટકશે તો છેવટે તેઓજ ખરાબીની ખાહીમાં ગબડી પડતાં બચી જશે.

મુંબઇમાં ઘણાખી ઈંગ્રેજો, મડમો શિક્ષણ આપે છે; તેઓ કંઈ કોઈનેબી પોતાના ધર્મમાં વટલાવવાની તજવીજ કરતાં નથી; કે જરથોસ્તી ધર્મની વિરૂદ્ધ બોલીને પોતાનાજ ધર્મની તારીફ કરતાં નથી. શું આવાં ભલાં ઈંગ્રેજો અને મડમોનાં સમાગમમાં આવ્યાથી પારસીની છોકરીઓ ઓછું ઈંગ્રેજી જાણે છે? શું હુનર ઉદ્યોગ શીખવા માટે બીજાં ખાતાંઓ કે બીજાંઓ નથી? શું તંદરોસ્તી સુધારવા માટે કોનવેલસનટ હોમ નથી? શા માટે ત્યારે પારસીની છોકરીઓએ મીશનરી ખાતાંનો લાભ લેવો જોઇએ?

પોતાની જુવાન, કુંવારી નિર્દોષ દિકરીઓને એવાં ખાતાંઓમાં અને જ્યાં ફરજ્યાત 'બાઇબલ' ભણાવતાં હોય તેવી નિશાળોમાં મોકલીને આયદે તેઓ શું ફળ મેળવે છે?

જો કેળવણી આપવાના સાધણ નહિ હોય; કે હુનર ઉદ્યોગ શિખવા માટે પાસે પૈસા નહિ હોય તો ભલેને તેઓ અભણ રેહ. કેળવણી લઇને કેળવણીને લીણું લગાડનારી આવી વટલેલ પારસી છોકરીઓ કરતાં, આપણી અભણ, પણ જરથોસ્તી ધર્મ પાળનારી નિર્દોષ બાનુંઓને આપણે ખરાં જીગરથી આવકાર અને માન જાહેરમાં તેમજ ખાનગીમાં આપીશું. એક પારસીની છોકરી વટલી જાય, એ કન્યા કેળવણીનાં કીર્ત્તિવાન પુસ્તકમાં એક શિહા સફો રજુ કરે છે.

ધર્મની કેળવણીની બેપરવાઇએ પારસીઓને આ એક ધડો શિખવ્યો છે. જે છોકરી વટલી ગઇ તેણીએ જરથોસ્તી ધર્મનું શિક્ષણ, તેની બારિકી, તેની ફિલસુફી તેની અશોઇ અને પવિત્રાઇ વિષેનો જો ઉણ્ડાણથી અભ્યાસ કર્યો હોત, તો આજે જે પરિણામ આવ્યું છે, તેની પર વિલાપ કરવાને આપણને જરૂર રહેતે નહિ. પર ધર્મનાં એક તરફી શિક્ષણનું આ પરિણામ છે? આપણી પારસી બાળકીઓને બચપણથીજ ધર્મને લગતી કેળવણી નહિ ઘરમાં મળતી, કે નહિ સઘળી નિશાળે મળતી. કમસમજ માબાપોની, જલદીથી ઈંગ્રેજી શિખવવાની દેખાદેખીની દોડધામમાં બિચારાં નિર્દોષ બચ્ચાંઓ ધર્મ અને એકીનથી અજ્ઞાન રહે છે. ઝડપથી ઈંગ્રેજી શિખવવાની આંધળી ઉતાવળમાં, તેમજ ઘણે ઠેકાણે બચ્ચાંઓની ખોટી હુશિયારી દેખાડવાની શીસીઆરીને લીધેજ જરથોસ્તી ધર્મની ફિલસુફીને છડે ચોક ભૂલી દેવામાં આવી છે અને તે માટે જે કોઇબી જોખમદાર હોય તે તેઓનાં માબાપો છે. આવી ગંભીર ગફલતીનું પરિણામ માબાપો ઘડપણમાં જોય છે; કે જ્યારે તેઓનાં બચ્ચાં માબાપ તરફની તાબેદારી, માન, હેત-પ્રિત, અને દિલસોઝી કે લાગણી દેખાડવા તેમજ મદદ કરવા સાફ ના પાડે છે.

પારસીની એક છોકરી આજે વટલી ગઇ તેનો આ કંઇ પેહલોજ દાખલો નથી; અગાઉ પણ એવા બનાવો બન્યા છે. હવે પારસીઓ જો ચોંકીને ચેતીને ચાલવા માંગતા હોય, તો તેઓ માટે એકજ એકલો અને સાદી સમજમાં ઉતરે એવો સેહલો ઉપાય છે, કે સઘળાંઓએ પોતાની જુવાન કે અધાર વયની, કુંવારી કે પરણેલી, શિખેલી કે અભણ દિકરીઓને એવાં મીશનરીખાતાંઓથી તમામ દૂર રાખવી; એવાં ખાતાંઓની મડમો સાથે ભેલાવા દેવી નહિ; અને જે જે મીશનખાતાંની કે કોનવેન્ટ નિશાળોમાં 'બાઇબલ' શિખવાની તેઓને ફરજ પાડવામાં આવે, તેવી નિશાળોમાંથી ઉઠાડી લઇ પારસી બાનુઓથી ચાલતી હાઇ સ્કુલોમાં મોકલવી. ત્યાં પણ મડમોજ શિખવે છે. તે પાક પરવર બધાંને નેક બુદ્ધી બક્ષે એ મારી દુઆ છે તે આમીન થાએ! આમીન!



# બાલકોને બરનું.



## પ્રભાતનો પાઠ ૨ જો અને ૩ જો.

---

### રમતની ગમત.

**મ્હારાં વ્હાલાં ભુલકાંઓ,**

**પ્રભાત**ના પહેલા અંકમાં તમને આશિષ દેતાં જે ઉમેદ મેં બાંધી હતી તે પરમ કૃપાળુ બાપ પાર પાડે એવી આજની માહરી પ્રાર્થના છે.

ગઇ વેળાએ પેહલો પાઠ રજુ કરતાં મેં લખ્યું હતું કે બ્હાલાં ભુલકાંઓ રમત રમવી એ તમારૂંજ કામ છે પણ તે રમતની ગમતમાં જ્ઞાનને વધારવું એ પણ તમારી ફર્જ છે.

એ ફર્જ બજાવવાને તમો ફતેહમંદ થાવો તેટલા માટે તમો સનમુખ આ મહીનાનો બીજો પાઠ **રમકડાંઓની ઉપર મનન** કરવા કરાવવાની ઉપર હું રોકું છું અને તમને વિનવું છું કે દરેક રમકડાંની સાથે રમતાં કાંઇ જ્ઞાનનું ગોહર તમો સંપાદન કરો. ખુદા તમારો મદદગાર છે.

મહારાં વ્હાલાં બાળકડાંઓ, જેમ જેમ તમારી જીંદગી વધતી જશે તેમ તેમ તમારા પ્યારાં રમકડાંઓ અને તમારી વહાલી રમતો પણ બદલાતી રહેશે. બચ્ચપણના બહારમાં જે ચીજને તમો પ્યારી ગણો છો તેજ ચીજને પાકી નજરે જોતાં તમારાં ઘડપણનાં ઘેરાવામાં કદાચ અકારી ગણશો; પણ તમારાં કોઈ માનીતા રમકડામાં જો તમે જ્ઞાનનું ઝવેર ઝળકતું જોશો તો પછી તમારી જીંદગીના ગમે એવા તબક્કામાંથી તે તમુંને કાંઈ જ્ઞાનજ પુરૂં પાડશે. લેવો ત્યારે આજે શું શું રમકડાંની અંદરથી તમોને જ્ઞાનની ગમત ઉપજાવવા ગમે છે? વહાલાં મિત્રો તમને શું Ball દડાની સમજણ લેવા ગમે છે કે Doll ઢીંગલીની, Kite પતંગ ચકાવવા ગમે છે, કે Humming Wheel વાગતા ઘુઘરામાં મજાહ મેળવવા ગમે છે ભમરડો ગુમાવવા ગમે છે કે ઘોડા-દાવ રમવા ગમે છે? બોલો છોકરાંઓ તમને શું ભાવે છે? આપણે આજે ઉપલી રમતોમાંથી એક ચીજ લઇશું અને તેઓની ઉપર જરા મનન કરીશું આવતે હફતે બીજી ચીજો ઉપર વર્ણન કરીશું.

**Ball—દડો**—આ એક એવી ચીજ છે કે જેના વગર દુનિયામાં જન્મતાં તમામ બાળકોને ચાલે એમ નથી પછી તે રબરનો હોય કે લાકડાંનો હોય કે ધાતુનો હોય પણ Ball દડો એ એક બાળકનું ગોયા બીલીઆન છે. જો તે કેવો ગોળ-ગોળ છે, જ્યાંથી ગબડાવીએછ ત્યાં તે કેવો ગબડે છે. જેટલા જોસથી ઉચ્ચે ઉડાડીયે તેટલા જોશમાં તે કેવો અધર ઘુમે છે. એક ઉચે કે આર પાર ફેંકેલા દડાને પકડી લેવા તમો કેટલાં ઇંતેજાર છો તેમ કરવાને તમને કેવી મજાહ પડે છે. રબરનો પોચો દડો તમને કેટલો નરમ ને સુવાળો લાગે છે. લાકડાં કે ધાતુનો દડો તમને કેટલો કઠણ ને ખડબચડો લાગે છે એ સઘળું તમો તપાસો ને જુવો બાળકો કે તમારાં બધાંના ગોલ-ગોલ માંથામાંથી ઉપજતાં વિચારો દડા મીસાલ છે કે જે તમારી આસપાસ અને આરપાર તમો ફેંકોછો. તમો જુવો કે જે જે શબ્દો તમો બોલો છો ને જે જે વિચારો તમે ઉત્પન્ન કરો છો તે તપાસજો. પેલાં લાકડાંના "બોલ" જેવા ખરબચડા નહિં હોય પણ રબરના બોલ જેવા નરમ ને સુંવાળા હોય. દડો દુર ફેંકતા જે જોર તમો વાપરો છો તેટલાંજ જોર સાથે તમારાં મગજમાંથી સુંદર વિચારો ઉપજાવજો ને જે જોમ સાથે દડો આકાશમાં ઉગામોછો તેટલાંજ જોમ સાથે તમારા મૂખમાંથી ભલા બોલો કહાડજો અને જે તિક્ષણતાથી તમો તમારી નજર દડા ઉપર ટેકવી રાંખી તેને પકડવામાં અને પાછો ફેંકવામાં ઇંતેજાર છો તેટલીજ હોશયારીથી પારકાઓના ભલા વિચારોની

વળણુ તમો એખત્યાર કરજો અને તમારા પોતાના શુભ વિચારો બીજાંઓ ઉપર ફેંકજો. જેમ છેક ઉંચે દડો મોકલવાને તમો તત્પર છો તેમ તમારી વર્તણુકને ભલાઈની છેક ઉંચી ટોચે લઇ જવાની તજવીજ કરજો ને જોજો કે ફતેહ તમારીજ છે. દડો જેમ ગોળ છે તેમ ફરતી આ ધરતીબી ગોળ છે. સઘળું જગતબી ગોળ છે. જેમ ગોળ દડાની કેહે સરૂઆતબી નથી ને અંતબી નથી તેમ ખુદા અને કુદરતનો જે કારોબાર તમારી નજર આગલ ચાલી રહયો છે તેની કશી સરૂઆતબી નથી ને અંતબી નથી. આવા આવા સુંદર ખ્યાલો આ દડા ઉપરથી તમો મેળવજો; મારાં વહાલાં બાળકો ! વળી જુવો કે " ક્રીકેટની-રમત " માં આ દડો કેવો ઉમદા ભાગ ભજવેછે. સઘળા રમનારાઓની નજર એના ઉપર કેમ ભમી રહેછે ક્રીકેટની રમતમાંથી મલતાં સુંદર શીક્ષણની સમજ હું તમને કોઇ બીજી વેળાએ વીગતે સમજાવીશ. તેટલાં આજે Ball ની બહેન Doll સાથે તમોને થોડી રમત રમાડીશ. Ball—દડો જેમ એક ઉંધરતા નાનકડા છોકરામાં શુરવિરપણું લાવેછે તેમ Doll—ઢીંગલી એક ઉંધરતી નાનકડી બાળામાં શહનશિળપણાનો ગૂણ ઉત્પન્ન કરે છે. આ સુંદર કપડામાં સજ થયલી નાનકડી "ડાલ" તું હમારા બુલકાંઓને કેવું સુંદર શિક્ષણ પુરૂં પાડે છે ? ઉધરતી કોઇ બાળકીમાં આ "ડાલ" તું માતાપણાનું કેવું મધુર મનન કરાવે છે ? આ "ડાલ" ઉછરતી કોઇ છોકરીમાં તું બરદાસ્તનું કેવું બંધારણ બતલાવે છે. આ "ડાલ" તારી સાથે રમત કરતી એક નાનકડી બાળાનો હવે પછી બરપા થનારા પોતાની જીંદગીના સંસારનો પાયો તું કેટલો મજબુત કરી આપે છે. આ મારી નાકડી બાળકીઓ આ સુંદર "ડાલ" તમો ભલાઇથી વધાવી લેજો અને જાણજો ને જો જો કે જેમ તમારી " વહાલી ડાલ " તમો ચાહે છો ને જતનથી તેને સાચવો છો અને તેની બરદાસ્ત કરવામાં તેને કપડાં પહેરવામાં અને ઉતારવામાં જેમ મોજ માની લેઓછો, જેમ તમારી " વહાલી ડાલ" ના તમો નેઘેબાન છો તેમજ તમારા પોતાના મન રૂપી શરીર ઉપર લાગનીઓરૂપી કપડાં પેહરાવવામા અને ઉતારવામાં ગેબી ફીરસ્તાઓ રાત નેદહાડો તમારી ખીદમતમાં તૈયાર છે ને તેઓજ તમારી નેઘેહબાની કરવામાં હર હમેશ ઇંતેજાર છે. જેમ તમો તમારી વહાલી "ડાલ" ને ચાહોછો તેમે તમારાં વડીલો તમને ચાહે અને મમતા ને માયાથી તમારી "વહાલી ડાલ" ની તમો તકેદારી રાખો છો તેમ ફીરસ્તાઓ તમો વહાલાં બુલકાંઓની સદા તકેદારી રાખે, એવી દુઆ દેતાં

હું રહુંછું હમેશનો તમારો,

મોટા બાવા.

---

# "નવું વર્ષ."

(લખનારઃ—બી. એન. મહીશેરી.)

(તોટક છંદ.)

ઘનઘોર નિશા પટ ઉડી ગયું,
પ્રસર્યું જે તિમિર તે ધ્વંસ થયું.
સ્વચ્છ સર્વ વિષે એ છવાઈ ઉષા,
દીસે દિવ્ય મનોહર સર્વ દીશા. ૧
થયા દર્શ રવિ તણા વ્યોમ મહીં,
જગદીશ જપે શુભ લોક કંઇ.
દીસે મંગલકારી પ્રભાત રૂડો,
શુભ વર્ષ નવીનમાં હર્ષ ઉડો. ૨
આ પ્રભાતનો ભાનુ ચડયો ચડશે,
કરવા દૂર અંધતા એ લડશે.
હસે જ્યાં જ્યાં પ્રભાત ત્યાં હર્ષ થશે,
કંઇ શ્રેય સુતેલા તણું કરશે. ૩
શુભ જ્ઞાન દઇ પ્રભુ શાંતિ કરો,
દીન બાળની અર્જને કર્ણે ધરો.
સહુ ઘેર પ્રભાત પ્રકાશી રહે,
પ્રભુ સેવક એજ પ્રભાત ચહે. ૪

# વિચારની અદ્ભુત શકિતઓની જાણવા લાયક શોધો.

લખનાર:—મી. બહુમન સોરાબજી બનાજી.

### વિચાર મારફતે મોકલેલા સંદેશાનો ફોટોગ્રાફ

આપણને અજાયબી એમ લાગે છે કે કેટલાક વિદ્વાનો વિચાર મારફતે મોકલેલા સદેશાના ફોટોગ્રાફો લઇ શકે છે. એક અજાયબ જેવો આવો ફોટોગ્રાફ બુકારેસ્ત શહેરના ડા૦ હસડને લીધેલો કહેવાય છે. આવા અખતરામાં ઉમંગ ધરાવતો હોવાથી તેણે પોતાના મિત્ર ડા૦ ઇસરાટી સાથે એ ચમત્કારનો ફોટોગ્રાફ લેવાનો ઠરાવ કીધો કે જેથી એમ સાબેત થાય કે આપણાં મનમાં રહેલું ચિત્ર દુર તૈયાર કરી રાખેલી પ્લેટમાં પડી શકે છે, આ ચમતકારી અખતરાને વાસ્તે મુકરર કરેલી સાંજ આપી, ડા. હસડને સુવા જવાંની અગાઉ પોતાના બીછાનાં આગળ એક કેમેરા ગોઠવ્યો, જ્યારે ડા. ઇસરાટી તેથી સેંકડો માઇલ દુરગયો હતો. એની સાથે નક્કી કરવામાં આવ્યું હતું તેમ જ્યારે તે ઉંઘમાં પડે તે તે અગાઉ પોતાનો મિત્રે બુકારેસ્ટમાં જે સબી પાડવાની પ્લેટ તૈયાર કીધી હતી તેમા પોતાનો છાપ ( Image ) પાડવાને વાસ્તે પોતાના વિચાર એકત્ર કીધા. બીજી છવાદે જ્યારે તે પ્લેટને દવામાં નાખી ત્યારે તેની ઉપર પોતાનો મિત્ર સેંકડો માઇલ દુર હતો તેની તસવીર આબેહુબ પડી હતી.

દાખળા ઉપરથી એક મન બીજાંનામનપર દુરથી અસર કરેછે તે શાસ્ત્ર વિધાના અખતરાથી સાબેત થાય છે, મી. માયરે પોતાની ચોપડી " Human Personality and its survival after Bodily Death " માં એવિષે ઘણુાજ ચિત્રો સાથે સમજણ આપી છે.

### વિચાર શકિત મા ર્ફતે સંદેશો મોકલાવી શકાય છે ( ખરા પ્રયોગો )

હાલ એમ પણ સાબેત થઇ શકે છે કે આપણા ચોકસ વિચારો તથા લાગણી આપણા મિત્ર અથવા એશીપર સેંકડો માઇલના તફાવત છતાં, તેવાજ વિચાર તથા લાગણી અન દીક રીતે ઉત્પન કરે છે, જેને તેલીપથી ( Telepathy ) નો પ્રયોગ કહે છે, એટલે એક મન બીજા મનપર દુરથી પોતાની અસર કરે છે કે જેમ તાર વગર । હાલના વીજળી સદેશાના એક દેશમાંથી બીજા દેશમાં મોકલવામાં આવે છે.

અથવા વિચાર ઉત્પન કરે છે, પણ એટલું જાણવુ અવશ્યનું છે કે જેમ એ બે મિત્રોનો પ્યાર એક એકપર જાસ્તી હોય છે તેમ એક એકના વિચારો જલદીલે છે.

જાણવાલાયક પ્રયોગો:—મી. સ્ટેડને " Review of Reviews " ના અધિપતીએ પોતાની લંડનની ઓફીસમાં જે વિચારના સદેશાનો અખતરો કીધો હતો તે આપ્રમાણે જણાવે છે. કેટલાક જાણીતા માણસોની કમીટી નેમી, જેમાં જાણીતા ડા૦ વોલેસ પણ હતા. વિચારથી સદેશો નોટીંગહેમથી લંડન જે ૧૨૫ માઇલનો તફાવત છે, ત્યાં મોકલવામાં આવ્યો હતો લંડનમાં એટલે મી. સ્ટેડની ઓફીસમાં ડા૦ રીચર્ડસન રહયા હતા, જ્યારે નોટીંગહેમમાં મી. ફ્રૅન્ક રહયા હતા મી. ફ્રૅન્કે સદેશા મોકલ્યા હતા જે ડા૦ રીચર્ડસને મનમાં લીધા હતા. સાંજે પાંચ કલાકે ભેરસ્પતવારે ડા૦ રીચર્ડસનપર બારીક તપાસ રાખવામાં આવી હતી. કમીટીને કહેવામાં આવ્યું હતું કે, ત્રણ સદેશા પસંદ કરવા. એ ત્રણ સદેશા, પહેલો" સ્કોટલંડ " બીજો "૫૦૯" અને ત્રીજો "7-20 P. M " કરી ચુંટી કાઢયા અને ડા૦ રીચર્ડસનની જાણવગર તાર મારફતે મી. ફ્રૅન્કપર મોકલી આપ્યા. મી. ફ્રૅન્કે પોતાનું ચીત એકાગ્રકરી ઉપલા સદેશા વિચાર શકિતના બળથી નોટીંગહેમથી પોતાના મીત્ર ડા. રીચર્ડસનપર લંડનમાં મોકલ્યા. ડા૦ રીચર્ડસને ૭ ને ૮ કલાકની વચમાં ઘણુજ શાન્ત મન રાખ્યુ, જેથી તુરત કાંઇપણ ભુલ વગર પેલા ત્રણ સદેશા પોતાનાં મનમાં લીધા હતા. આ અખતરો મોટા જાણીતા ગ્રહસ્થોની દેખરેખ હેઠળ કરવામાં આવ્યો હતો અને તેમાં ભાગ લેનાર પણ જાણીતા ગ્રહસ્થો હોવાથી એમાં કાંઇપણ રીતની ઠગાઇ માલમ પડી હતી નહી. આપણે સાધારણ રીતે અનુભવ્યું છે કે જયારે પોતાનાં છોકરાં બહારગામમાં આફતમાં અથવા દુખમાં હોય છે. ત્યારે તારને સદેશો મળે તે અગાઉ કેટલીક માતાને ખબર પડેછે કે છોકરાપર કાંઇ પણ દુઃખ છે, એવી

# સાહિત્ય—સમુદય.

ઈ૦ સ૦ ૧૯૧૩ ના ઑક્ટોબર માસના અંત સાથે વિક્રમાદિત્ય રૂપીરેઠગાર્ડી નામક ૧૯૬૯ના વર્ષનો પણ અંત આવ્યો છે, જે વર્ષ દરમ્યાન આર્યવર્તની પ્રથમ વાણી સંસ્કૃતની પુત્રીઓ અને પ્રચલીત વાણીઓમાં બંગાલ પ્રાંત નામના મેળવી છે. બંગાલ ઇલાકાના મશહુર શહેર કલકત્તાના પ્રતિષ્ઠિત ખાનદાન (ઠાકુર) ટાગોરના કુટુંબના એક નબીરા **કવિ રવિન્દ્રનાથ ટાગોરે** હિંદુસ્તાનના અગ્રગણ્ય કવિરૂપે નામના કહાડી છે. તેમની કવિતાઓ અને વાર્તાઓનાં ગુજરાતી, હિંદુસ્તાની, મરાઠી તેમજ અંગ્રેજી ભાષામાં ભાષાંતર થવા માંડ્યાં છે. વિશેષ આનંદની બીના એ છે કે તેજ ઇલાકાના નામાંકિત વકીલ **બાબુ રાશબિહારી ઘોસ** જેઓએ પોતાની વિદ્વતાને અંગે બંગાલની વિશ્વવિદ્યાલયના ડૉક્ટર ઑફ લૉઝની પદવી મેળવી છે, તેઓએ વિદ્યાની કદર કરી આ નામચીન વર્ષ દરમ્યાન વિસ લાખ રૂપીઆ જેટલી બાદશાહી રકમ વિદ્યાદાન અર્થે અર્પણ કરી છે.



*Parsi Lakshmi Art. Barbhaya's Block Exchange System*

આ બે વિદ્યાવિલાસી નરોત્તમ **કવિ રવિન્દ્રનાથ ટાગોર** અને **ડૉ૦ રાસ બિહારી ઘોસ**, બી. એલ., એલ. એલ. ડી., ના ચિત્રો અત્રે પ્રકટ કરતાં અમને અત્યંત હર્ષ ઉપજે છે. આ વર્ષ દરમ્યાન મુંબઈ ઇલાકાનો સાહિત્યવિકાસ પણ વધુ પ્રકટ્યો છે. ગુજરાતના હિંદુ કુટુંબોમાં સ્ત્રી વર્ગમાં માનીતું થઇ પડેલું '**સુન્દરી સુબોધ**' નવા લેબાસમાં સજ થવા પામ્યું છે. જાણીતા પારસી લેખક—કવિ મી૦ દાદી તારાપોરવાલાએ '**દુઃખી દાદીબા**' નું પુસ્તક જે સારી ભાષામાં લખાયલું છે તે સચિત્ર પ્રકટ કરી ગુર્જરગીરાના સાહિત્ય—સમુદયમાં વૃદ્ધિ કરી 'પારસી' વર્ગની ખરી નામના કરી છે. માત્ર દિલગીરીની વાત એટલીજ છે કે એક હિંદુ કવિ શ્રી રત્ન ગુમાવવું પડયું છે. કે જેનું ચારિત્ર મેં ગયા માસમાં પ્રકટ કીધું હતું.

નવેમ્બર માસની શરૂઆત સાથે વિક્રમાદિત્ય રાજાના નામનું ૧૯૭૦ નું સંવત બેસે છે. અનેકાનેક વ્યક્તિઓને ગયું વર્ષ હજારો પ્રકારની ચિંતા અને દુઃખ સાથે ગયું હશે, જેની વૃદ્ધીમા સ્વદેશી બેંકના દિવાળીઓએ પણ વર્ષને અતિ ચિંતામાં ઉમેરો કીધો હશે. પરંતુ નવિન વર્ષના પ્રારંભ સાથે—દેવસ્થાનોના ઘંટનાદ, પક્ષીઓનું ઝાડની ડાળીઓ ઉપરથી મધુર શબ્દોનું બોલવું—અને **'પ્રભાત'** માં હશે મર્યાદા પ્રત્યે નિરીક્ષણ કરતા આકાશમા સુર્યોદયના કિરણોની મનુષ્ય દેહપર જે છાયા કિરણો ફેંકવામાં આવ્યા હશે, તે હરેક પ્રકારે માંગલીક અને આનંદકારી નિવડો. મ્હારા એક મિત્ર જેઓ આજ કેટલોક સમય થયાં કવિતા પ્રકટ કરે છે, તેમનાં પત્ની જેઓ **'મધુરી'** ની સંજ્ઞા હેઠળ કવિતા રચે છે. તેઓનો એક નમુનો અત્રે આપી, હું ઇચ્છીશ કે તેઓ હવે પછી સ્વર્ગસ્થ વિજ્યાલક્ષ્મીનુ સ્થાન સાહિત્ય જગતમાં લેવા ભાગ્યશાળી થાય અને **'પ્રભાત'** ને પોતાના લખાણોથી તૃપ્ત કરી તેની આશિષ મેળવે, અને અ૦ સૌ૦ **મધુરીના** લખાણો સાહિત્ય શોખીન વાંચકોને પ્રફુલ્લીત કરે ને આ દંપતિ સૌભાગ્ય મેળવે.



*Parsi Lakshmi Art* *Bachhasa's Block Exchange System.*

**જેડીસન લ૦ હુ૦ બારભાયા.**






લખનાર—સૌ. મધુરી.

જા જા સખિ ! સત્વર જઇ,
    સંદેશ કહે મુજ સ્વામને;
કહે જે મૂકે તમ નાર મણકા,
    દઇ ત્હમારા નામને.
બેસજે જઇ બારીએ,
    પોકારજે મમ નામને;
શબ્દ પડતાં કાનપર પ્રિય !
    દોડી આવશે તુજ કને.
એંધાણુ બીજું માગતી,
    આપું ત્હને હું બ્હેનડી;
વિંટીમાંજ જડેલી મુજ છબી,
    જોતાંય વ્હાલા હરખડી.
ઓળખી મમ નાથને,
    સંદેશ બ્હેની આપજે;
દુઃખમાં પડી છું હું અતિ,
    તું દુઃખ મ્હારા કાપજે.
ભુલતી નહિ મેના મધુરી,
    હું ત્હને જે જે કહું;
દઈ ચિત્ત સાંભળ તું મ્હને,
    કહેવાનું છે મ્હારે બહુ.
ગમતું નથી મુજને અહિં,
    નયનેથી અશ્રુ બહુ વહે;
બળ બળ થતું આ જીગર કુમળું,
    વ્હાપેના ઓળખાય તે.

ખાવું પીવું ગમતું નથી,
    જપું કાંઈ બીજે ના ગમે;
વ્હાલા-વિયોગી નારને,
    વિરહ વેદના બહુ બહુ દમે.
જાગું છું ઝબકી રાત્રીએ,
    દુઃખી થાઉંછું નવ દેખતાં;
રહેમ ખાવી રંક પરે,
    થાઓ હવે સત્વર છતા.
નિશદિન પ્રિયે ! સોસાઉંછું,
    ગળતી ધણેરી હું અહિં;
વ્હેલા પધારો પ્રાણ મ્હારા,
    નીકર દેહ જોશો નહિ.
મનમાની મનમાં રહી જશો,
    કહો ક્રુર વ્હાલા ! શેં બનો;
મુજને ક્ષમા દેવી ઘટે,
    હોય થયા અપરાધજો.
જે જે કહ્યું જે જે જુએછે,
    તે બધું કહેજે સખિ;
વિનંતિ કરૂં કર જોડીને,
    રખે કાંઇ તું વિસરી જતી.
લઈ ખુશ ખબર મુજ નાથની,
    ઝટ આવ વહેલી મુજ કને;
પડતી રખે ભૂલી માર્ગમાં,
    જીવ બાંધ્યો કાચે તાંતણે.



# Lallje's Song to his discarded belove'd Yasmini

## For "PRABHAT"

By Howard Edie.

Ahi ! Ahi !
There's much music in my sphere ; there are melodies in my mind,
There is happy harmony for us dear—there are melodies for Blind.

Ahi ! Ahi !
That music dear I have heard, 'thas chased away heart's tears ;
'Tis brighter than the Bulbul bird, that sings through Eastern sphere.

Ahi ! Yasmini dry those tears !
Anger never more in m'heart dear, only tears of joy and gladness,
Fear and restlessness have gone dear—*my soul's been saved from sadness.*

Ah Ahi
Sweet strains soft ! from aloft ! to my soul have floated to tell
*How lofty is the love I've scoffed ;* how Heaven can be wrought from Hell."

Ahi ! Yasmini on his bosom fell.
The message I've not missed dear, 'thas vibrated to my soul,
'Thas killed the Go d of fear dear ; it has helped me out Hell's hole.

Ah ! Ahi
In my thougthIs soar above, then back flounder to Hell's mire
'Tis that music in my heart Love, back drives them from the fire.

Ahi ! Yasmini love like fire !
That music is my amulet, that charms away bad luck ;
That would havegiven to Hamlet, the peace he yearned to pluck.

Ahi ! Ahi !
There's sweet harmony for us dear ; there are melodies in my mind
There's music in my soul now dear ; there are melodies for the Blind.

Ahi ! Yasmini you'rs mine, you're mine.

Ahi ! Lallje I'm thine, I'm thine.

Ahi ! Yasmini lie closer—closer.

Ahi ! Lallje press tighter—tighter.

Ahi ! Yasmini, Ahi !

A——h——i !!!

——:•:——

"*Look at the dawn*," says Max Muller, "*and forget for a moment your astronomy*: and I ask you whether, when the dark veil of the night is slowly lifted, and the air becomes transparent and alive, and light stremams forth, you know not whence, you would not feel that *your eye were looking into* the very eye of the Infinite?"

